૨૦૯૩

# સાંકલીયું.

૨૦૯૩

# કેરશાસ્પ નામું.

જોહાકની દેહશતથી છુપા વેસે દરવીશ બનેલો શાહાનશાહ જમશેદ શ્રી જાબુલસ્થાનના પાદશાહ (પોતાના સસરા) થી તેની પોતાની પાદશાહીની પાયમાલી થવાની બીના ને ફીકર જાણીને જખમી જીગર મધરાતે પોતાની મોરદાર શાહજાદી મારોયના મેહેલથી છુપો નીકલી ચાલ્યો. તે વખતે તે નામદારથી તે જાબુલી શાહજાદીને હમલે હતા, તેથી એક બેટા યજદી ઝલકાટનો પેદા થયો હતો; તેનું નામ તુર પાડયું હતું. શાહજાદો તુર ઘણોજ અકલમંદ તેમ જોરેમંદ હતો. જાબુલસ્થાનનો પાદશાહ ગોરંગશાહ (તેનો મમાવો) તે ઉપર ઘણીજ મોહબત રાખતો હતો. તથા પોતાની બેટી (તુરની માદર) ના મોતથી તખત તાજનો વારસ પણ તે નામદાર શાહજાદાને ઠરાવ્યો હતો. તે નેક શાહજાદો વયે પોહોંચતાં જાબુલસ્થાનની પાદશાહાતનો તમામ કાબુ ને અખત્યાર ચલાવતો હતો. તે રૈયતની દાદ લેવામાં અને ઇનસાફ દેવામાં ઘણોજ ચોકસ અને અદલ ખવાશ હતો. તે શાહજાદાએ પણ પોતાની શાદીમાં એક જાબુલી શાહજાદી, જે ખુબસુરતીમાં તમામ બીજી જાબુલની શાહજાદીઓમાં સરદાર હતી, તે પસંદ કરી હતી. તે શાહજાદીથી તેને એક બેટો નામનો ઉઠાવનાર પેદા થયો હતો. તે ચેહરામાં રોશન ઝલકાટનો તથા જોરમાં કવી બાજુનો હોયાને સબબે તે શાહજાદાનું નામ તેના બાપ નામદાર તુરે શેદઅશપ પાડયું હતું. પાદશાહ ગોરંગશાહના મોત પાછળ જેમ શાહજાદો તુર શ્રી જાબુલસ્થાનના તખત ઉપર આવ્યો હતો, તેમ શાહજાદો શેદઅશપ પોતાના બાપ પાદશાહ તુરના મોતથી તેના તખત તાજનો માલક થયો. તે નામદાર પાદશાહે પણ એક ખુબસુરત શાહજાદી સંગાતે શાદી કરી, તેથી તેને એક બેટો નામદારીનો ઉઠાવનાર પેદા થયો. તે બેટાનું નામ તે નામદાર પાદશાહે તરવર પાડયું. શાહજાદો તરવર પોતાના નીઆગાનો કરતાં વધારે જોરેમંદ તેમ કવી બાજુનો લશકરકશ નીકલ્યો. તેણે બીજાં પડોસી પાદશાહાતોમાં લડાઈઓ ચલાવીને મોટી નામદારી મેલવી તથા પોતાની પાદશાહાતની હદ પણ લંબાવી. જેવારે પાદશાહ શેદઅશપનો વાકો થયો, તેવારે શ્રીજાબુલસ્થાનની પાદશાહાત ઉપર તે નામદાર મોટા દબદબા ને ભારી જાહોજલાલીથી બીરાજ્યો અને એક ઘણી નેક ખુબસુરત શાહજાદી સાથ નેકાનો ગાંઠ બાંધ્યો,

તેને નયાગાનોની રાહરસમ મુઆફક શાદી કરી હતી. તે નામદાર પાદશાહને એક બેટા પેદા થયો હતો. તે આબેહુબ પાદશાહ જમશેદજ આ જેહાનમાં ફરી પેદા થયો હોય તેવો ઝલકાટમંદ ને નેકનામ હતો, તેથી તેનું નામ તે નામદાર પાદશાહે સમ રાખ્યું હતું. શાહજાદો સમ જેવારે પુખ્ત ઉમરનો થયો તેવારે તેના નેકા એક રોશન વખત જાબુલની શાહજાદી સાથ કદીમ રાહરસમ માફક બાંધ્યા હતા. તે નામદાર સમને એક બેટા ઘણોજ મુબારક ને બુલંદ બખત પેદા થયો હતો. તે શાહજાદાનું નામ અસરત રાખવામાં આવ્યું. શાહજાદો અસરત પેહેલવાનગીરીમાં એકકો હતો. ચેહરામાં પણ ઘણોજ રોશન તેમ યજદી ઝલકાટ ભરેલો દાનાઈ દસ્યાફમાં ખુબ અંદેશ હતો. નામદાર અસરત બેશક પોતાના નયાગાનોથી ઘણોજ બુલંદ કદ ધરાવતો હતો. શખી તબેહ ને ગરદનફરાજીમાં પણ તે સરસ હતો. નેકીમાં પણ તે બેમીશાલ હતો. પાદશાહાતનો અછો બંદોબસ્ત રાખવામાં તે આગલા પાદશાહો કાને વધારે દીપી નીકલ્યો હતો. તે નામદાર પાદશાહ અસરતનોસીતારો તેની તમામ મુરાદ મુઆફક મદદગાર ઉતરયો હતો. દનબદન તેની બુજોરગી વધીને આગલા તખતનસીનોનો ભારી ગંજ ખજાનો તેને હાથ લાગો હતો. તે બીજા પાદશાહો ઉપર પોતાના બે સુમાર ખજાનાથી બુલંદ દરજ્જો પામ્યો. તે પાદશાહની દરબારમાં મોટા મોટા નામદારો, બુજોરગો ને ઓલમાઓ આવી બીરાજતા થતા ચાલ્યા. તે બખતાવર પાદશાહને આ ફરતા આશમાને મેહેરબાન થઇને એક જેહાન ગીરજબર કરનાર બેટા બખશ્યો. તે મોબારક કદમના બેટાનું નામ કેરશાસ્પ કરીને રાખ્યું. તે પાક જાત બેટાનો ચેહેરો તથા કદનો ઉઠાવ જોઇને તમામ અનજુમન અજાએબ રહ્યું. તથા જે દાહડે તે બેટા પેદા થયો તે દાહડે જેમ જાણે એક વર્ષનો હોય તેવો માલમ થયો. જેવારે તે કેરશાસ્પ પોતાની માદરના દુધથી છુટો થયો તેવારે પછે તેજ ભરેલા ઘોડાની ઉપર સવાર થવા લાગો. તે બદનમાં રેશમી પોશાક બદલે મસ પોલાદનું બખતર પેહેરવા લાગો. તે દડી રમવાને બદલે લડાઈનો ગોરજ ઉઠાવવા લાગો. તે ખાણું તથા ખોઆબની જગોએ લડાઈ અને કીનો યાદ કરવા લાગો. તે શેકારમાં ગોરખર તથા હરણની જગોએ શેર તથા સીંહ અને ચીત્તા મારવા લાગો. જેવારે એ દલેર દસ વરષની વયે પોહોંચ્યો તેવારે ઘણોજ મરદાનો થયો. તે પોતાની એક મુઠીએ કરીને મસત હાઠીના શરમાંથી મગેજ કાઢી નાખવા લાગો. જેવારે તે નામદાર ચઉદ વરશની વયે પોહોંચ્યો તેવારે તેની સમશેરે કરીને શું આદમી કે શું મગરમછ, શું શેર કે શું દેવ વગેરે બીજાં ઘણાંક મજબુતી ધરાવનારાં જાનવરો દેહશત ખાવા

લાગાં. આ નેકી ભરેલા પેહેલવાનનો નેજો ૩૧ વાંમ લાંબો હતો અને જે-વારે તે નામવર શરાબ પીવા સારૂ બેસતો હતો તેવારે અતી ઘણો શરાબ પીતો હતો અને જેવારે ઘોડા ઉપર સવાર થઇને પેંચદાર કમાન હાથમાં લેતો હતો તેવારે તે કમાનના ફાંદાએ કરી મસ પાહડોને તોડી નાખતો હતો તે હમેશ પોતાના મોતને તલવારની અણી ઉપરજ રાખતો હતો એટલે જે હરગેજ થઇને તે નામદાર શાહજાદો મોતની દરકાર નહી કરતો હતો જેવારે તે પેહેલવાન ખુનરેજીમાં ઉતરતો હતો તેવારે તે એમ કરીને જાણતો હતોકે આ વખત ખુનરેજીનો નથી પણ લાલ શરાબ બાજીનોછે. આ નામીચો પેહેલવાન મોટાં લશકરથી તો હરગેજ થઇને ડરખાતો હતો નહી. એવા જબરદસ્ત અને હીમતવાન બેટાની દેહશતે કરીને એકાએક કોઈ બીજા પાદશાહો અશરતની સાથે લડાઇની ખાહેશ કરતા હતા નહી. પારશાહ તુરની નશલથી નામદાર કેરશાસ્પ પેહેલવાન તલગ ૭૦૦ વરશ તમામ થયા અને જે કોઇ નામદાર જમશેદ પાદશાહની તોખમના કેહેવાતા હતા તે તમામ જેહાનપેહેલવાન રૂસતમના નેઆગાન યાને વડીલો હતા.'

## શાનશાહ જોહાકનું શ્રી જાબુલસ્તાન તરફ આવવું થયું, તેની મદારત પાદશાહ અસરતે કીધી તે હકીકત.

શાહેર કહેછે કે બીજી સરવે દાસતાન અતરે રહી અને પાદશાહોનો પાદશાહ જોહાક પોતાના બાબુલ શેહેરથી જાબુલની તરફ આવી પોહોંચ્યો અને પોતાનું લશકર માહરાજા મેહેર તથા માહરાજા બહુ ઉપર ખેચ્યું તેથી પાદશાહ અશરતે પાદશાહ જોહાકને ઘણીક તાજીમ દેઈને પોતાના ખજાનાનો દરવાજો ખોલ્લો કરીને તેના તમામ લશકર સાથે મેહમાન રાખ્યો. તે પાદશાહને લાયકનો તમામ શામન તયાર કીધો. તેણે શાહાનશાહ જોહાકને પોતાના હેવાનમાં જગો આપીને ઘણીક મદારત કીધી અને એક મજલેશ એવી સમારી કે તેને જોવા સારૂ બેહેશતમાંથી મલક તથા પરીઓ ઉતરી આવવા લાગી યાને ઘણીક પાકીજેહ મીજલેશ તમામ મુશક તથા અમબરે કરીને ખોશબોદાર કરી હતી. તે મીજલસ દરમીઆન બીલોરની જામમાં લાલ શરાબ રેડતા હતા, તેણે કરીને તમામ હેવાન ગોય બેહેશતની મીશાલે રંગ બેરંગ હતો તાહાં ખુબસુરતી ભરેલા ગોલામો પોતાના તનમાં ચીની કોબા પેહડીને શર ઉપર સુનેરી કોલાહ મેલીને અને હાથમાં રૂમી ગોરજો ધરીને હારબંધ ઉભેલા હતા. તે બંધે પાદશાહો જરીન

કમરબંધના પેહેલવાનોની સાથે શરાબની જામો પકડીને ચંગ તથા રામશ-ગરોના શરોદસાથ જોકમાં બેઠેલા હતા. એ રવેસે પાદશાહ અશરતે ઘણી ખુશીથી મજલેશ સમારી હતી, તે મજલેશમાં નામદાર પેહેલવાન કેરશા-સ્પબી હાથમાં શરાબની જામ પકડીને બેઠેલો હતો તેથી જોહાક પાદશાહ હરદમ પોતાની નજર કેરશાસ્પ ઉપર નાખી તેહેનો ચેહેરો તથા દેલ જો-ઈને દેલમાં હેબત ખાતો હતો. તે પોતાના દેલ સાથે એમ કરીને કેહેતો હતો કે એ અશરતના બેટા કેરશાસ્પના જેવો ચેહેરામાં તથા ગરદનમાં અને બાજુમાં તથા શીનામાં અને દબદબામાં બીજો કોઈ શખસ મારા જોવામાં આવતો નથી. અગર જો એ બચ્ચું પુરી જવાનીએ પોહોંચશે તારે મારી પાદશાહી એકાએક રેહેવા દેનાર નહી, તેટલાસારૂ હમણા એનો ના-દાનીનો વખતછે તેટલામાંથીજ કોઈ શખત જગો કે જ્યાંહા માહાભારત લડાઈ અને ફીનાકશી હોય તે જગોએ એ કેરશાસપ પેહેલવાનને બજોરગી આપીને મોકલું કે એ નાદાન છોકરો ત્યાંહાં લડાઈમાં માર્યો જાય તો પછે હું બેશીફીરીથી પાદશાહી કરૂં નહીતો આગલ ચાલતામાં જ્યારે એની પુર જુવાની થશે ત્યારે એ મારી પાદશાહી રેહેવા દેશે નહી. એ અંદેશો પોતાના મનમાં કરીને પછે તેજ મીજલેશમાં પાદશાહ જોહાક અશરતને કેહેવા લા-ગો કે એ નામદાર પનોતા અશરત તું એવોતો નામદાર બેટો રાખેછે કે અગરજો તું આશમાન ઉપર શર ઉઠાવવાને ચાહે તો શજાવાર છે. એ તારા બેટાના હોનર હું બાજે આદમીઓથી સાંભલતો હતો પણ મારી પો-તાની નજરે જોયાવગર તે વાત હું કબુલ કરતો નહી હતો પણ હમણાતો તે કરતાંને દસ ઘણી વધારે ખુબી હું તારા બેટમાં જોઉછું. એ શબ્દો સાં-ભલીને પાદશાહ અશરત જોહાકને કેહેવા લાગો કે એ પાદશાહ તુંજે કે-હેછે તે તમામ દરૂશત છે પણ એ બેટામાં જેટલી ખુબી છે તે તું જેહાંનના પાદશાહના શાહેઆથી છે એ વખતમાં એ બેટાની બરોબરી કોઈબી શ-ખસ કરી શકે એવો નથી. એ પેહેલવાન જેવારે ઘોડા ઉપર સવાર થઈને પોકાર મારી હોમલો કરેછે તેવારે ઘણાક લશકરને આજેજ કરેછે. જેવારે એ બેટો ફીનાનો નેજો ઉઠાવી પોતાના શર ઉપર ફેરવેછે તેવારે જંગલના શેર તથા સીંહ જાંનવરના દેલ શીવી નાખેછે. જોહાક પાદશાહ હમણા તું મારો મેહમાનછે વાસ્તે અગર તારો કોઈ બદખાહ હોય અથવા શખત દુશમન હોય તેને જેર કરવા થકી આએ મારા નામદાર બેટાને મો-કલ કે તે સાથે લડાઈ કરીને મારો બેટો તેને જેર કરે. તારો દુશમન આશમાન ઉપર જાઇને પનાહ પકડી બેસશે તોબી તેને એ મારો બેટો પોતાની તલવારે કરીને જમીન ઉપર ખાકમાં નાખશે. એવા શબ્દો

સાંભલીને જોહાક પાદશાહે કહ્યું કે અએ નામદાર અશરત તું જે ફરમાવેછે તે દરૂશત છે. એ નામવરના ચેહેરા તથા કદ-રૂપગથી મને માલુમ પડી આવેછેકે જે આદમીમાં ઘણા હોનર હોય તે આદમીનો ચેહેરોજ તેવીશેની ગવાહી આપેછે તથા પથરમાંથી ગોહર નીકલેછે તેની કીમત રંગ ઉપરથી જહવેરી લોકોને માલમ થઈ પડેછે તેજ મીશાલે આ નામદાર કેરશાસપની ખુબી હું સાંભલતો હતો તેકરતાંને એ પેહેલવાનનો ચેહેરો જોવાથી તે ખુબી વધારે નજર આવેછે. એ કેરશાસપ પેહેલવાન જોવામાં ગોયા આબેહુબ જમશેદ પાદશાહ છે પણ એ ચીજઅજાએબ જેવીબી નથી. એ પેહેલવાનબી તે જમશેદ પાદશાહની ઓલાદનોજ છે. જે કોઈને લડાઈની વખતે એવો પેહેલવાન મદદગાર હોય અને સામે વાલો દુશમન અગર હેરેમન હોય મગર એ જંગી પેહેલવાન તેનો કશો અંદેશો નહી કરે વાસ્તે એ અશરત એક અજદા ઘણોજ ભારે છે કે તેના જેવો ભારે અજદા કોઈએ બીજો દીઠો નહી હોય પણ સાંભળ્યામાંબી નહી આવ્યો હોય; એવો મોટો તે અજદા છે. આગલ જેહાનમાં તોફાન થયું હતું તેવારે તે અજદા ભારી દરીઆવમાંથી તરી આવ્યોછે. તેણે પાહડની કઢણમાં પોતાનું રેહાંણ કીધેલુંછે પણ તેના આજારથી તમામ જેહાન શકતીમાં છે; વાસ્તે કેરશાસપ પેહેલવાનને લાયક છે કે તે નાપાક અજદા ઉપર કંમર બાંધે અને પોતાના ગોરજે કરીને તે નાપાક અજદાના તનને ફાડી નાખે. એવી ગોફતેગોહ તે બંધે પાદશાહો કરતા હતા તે કેરશાસપ પેહેલવાને સાંભલી કે તુરત ઉઠી ઉભો થયો. તે બંધે પાદશાહોની હજુરમાં પોતાના બંધે હાથ જોડીને કેહેવા લાગો કે અએ નામવર પાદશાહો તે અજદા શું ચીજ છે? તમો બંધે પાદશાહોના તખતના જલકાટથી તે નાપાક ઉપર કંમર બાંધું. જેવારે મારા હાથમાં હું સમશેર પકડું તેવારે ખોદાના કરવાથી માહરી નજદીક શું અજદા કે શું શેર ગોયા એક લોકડીની મીશાલે છે. અગરજે ખોદાની બખશેશથી હું ચાહુ તો આશમાનનેબી જેર કરૂં તો જમીન ઉપરના એક અજદાથી શાવાસ્તે ડર પકડું? તેટલા સારૂં અએ બંધે દાનેશમંદ પાદશાહો એ નાપાક અજદાને મારવા વીશે તમો કસો ડર કરો ના. શરાબની જામ ઉઠાવી નોશ કરો અને એમ કરીને જાણો કે તે અજદા જમીન ઉપર છેજ નહી! જેવારે કેરશાસપ પેહેલવાનને મોહોડેથી એવા શબદો તે બંધે પાદશાહોએ સાંભલ્યા તેવારે તે પાક યજદાંનની દરગાહમાં સેતાએશ કરવા લાગા. આ વાતમાં તમામ દાહડો ગુજરી ગયો અને રાતનો વખત થયો તેવારે તમામ મજલેશ બરખાશત થઇ અને સરવે કોઇએ પોતાની જગો તરફ કુચ પકડી.

# અજદાની લડાઇને સારૂં અસરત પાદશાહે પોતાના બેટા કેરશાસ્પને નશીઅત કીધી તે હકીકત.

---

પાદશાહ અશરત પોતાના બેટા કેરશાસપને પોતાની નજદીક બોલાવીને કેહેવા લાગો, કે અએ નાદાન બેટા શાવાસ્તે એ શખત લડાઈ તે જોહાક પાદશાહથી કબુલ કીધી ? તું જાણુતો નથી કે હર જગો સાચું બોલવું સજાવાર નથી ? કાંઈ જગોએ જુઠું બોલ્યે તો તે રાસ્ત બોલ્યા કરતાંને બરોબર છે. તું એમ જાણુતો ના જે બીજી લડાઈ મીશાલે આ જેહેરી અજદાની લડાઈબી હશે, પણ એ લડાઇતો ઘણીજ શખત જાણજે ! એ લડાઇ મધેથી તને પોતાનો પ્રાણ બચાવવો મુશકેલછે ! એ અજદા કાંઇ ગોરખર નથી કે તું શેતાબ મારી લેઈ કવાબ કરે? તથા નથી શેર કે તલવાર મારીને તેના તનથી તેનું શર જુદું કરે ? અગરજો દેવ હોય તો તેને પેહેલવાની કુનેહથી જેર કરીને બંધમાં પકડયે ! અજદા કાંઈ હમનબરદ પેહેલવાન નથી કે માનવી મીશાલે તેને જીન ઉપરથી ઉઠાવી લીજ્યે ? એ નાપાક તો મહશત જેહેરથી ભરેલો અજદા છે અને એની લડાઈથી તમામ જેહાન આજેજ થયલી છે. એ ઉપર ઘણાક તીર તથા નેજા અને છુટા ભાલા કેટલાક પેહેલવાનોએ માર્યાછે, પણ તે નાપાકને તે કસું લાગુંનથી ! એને મારવા સારૂ આતશ રોશન કરીને એક ચાહ સીંચી પણ તેથીબી એ નાપાકને કસી ઇજા પોહોંચી નહી ! એ નાપાકના તન ઉપર લોખન અથવા આતશ કાંઇબી અશર કરતું નથી ત્યારે હવે તું એને ક્યાં હથીઆરે કરી મારશે ? અગર તુને હકતાલાએ જોર આપ્યું તો તે ઉપર મગરૂર ના રેહે અને એ નાપાક અજદાની લડાઈથી હાથ ઉઠાવ. બેટા એ લડાઈથી તું તારા પાછો પાછા ખેંચે યાને એ લડાઇમાં તું નહી જાય તો મારા ઉપર બખશેસજ કીધી ! પ્રથમમાં મારીજ તકશીરછે કેમકે શરાબની મશતીમાં મારેથી તારા જોરની તારીફ તો જોહાકની નજદીક થઇ ! મારેથી એમ કરી કેહેવાયું કે તારો કોઇ શકત દુશમન હોય તે ઉપર એ કેરશાસપને મોકલ. એ મારી જોબાનથી મેં કહ્યું તેથી એવું થયું કે જાણે તે અજદાની જગોએ હું (અશરત) તારો દુશમન થઇ પડયો કે તારા જેવાં ફરજંદને મેં પોતાને હાથે મારવાને મોકલ્યું! અએ મારા પેઆરા બેટા તે જોહાકની પાસેથી અજદાની લડાઇ માંગીતો તેથી શું થયું? ફરીને તે જોહાકને કહી તે વાતથી હાથ ઉઠાવ, તેમાં કાંઈ શરમ નથી. પોતાના જોરની મગરૂરીએ કરીને ખશુશ પોતાના તનને હલાકીમાં નાખવું એવી મરદાનગીને દાનાવ લોકો પશંદ કરતા નથી.

તે કરતાં દુન્યા દરેમ્યાનમાં આદમીની તમામ ઉમેદ બર આવતી નથી. કોઈ શખસ પોતાની ખાતરજમાથી દેલની ઉમેદ ઉપર જાય મગર તે જગોથી મોત લેઇને આવેછે. તેસારૂ અએ પેઆરા બેટા તું પણ એમ કરીને ના જાણતો કે તે અજદાની ઉપર ગાલેબ આવશે ! એવી ઘણીક નશીહત કેરશાસપને તેના બાપે (અશરતે) દીધી, તે સાંભલ્યા પછે તેના જવાબમાં એવું કેહી સંભલાવયું જે અએ શરફ્રરૌંજ બાપ એ બાબતમાં તું કસી પાંતીથી ચીંતાતુર ના થા. પાદશાહ જોહાકની મોરાદ માફ્ક મીજલેશમાં બેસીને તે પાદશાહની સાથે ખુશીથી શરાબ પીઉછું અને મારો ગોરજ તથા તીર કમાન અને હું એકઠા મલ્યા પછે જોઊં કે ફરતા આશમાનથી શું બનાવ બનેછે. અગરજો તે અજદા અલબરૂજ પાહાડના જેવો હશે તો પણ હું તેને શેકસત આપીશ.

---

## પાદશાહ જોહાકે કેરશાસ્પ પેહેલવાનનો હોનર તેના પોતાના લશકરના પેહેલવાનોની સાથે અજમાવ્યો અને તારીફ કીધી કેરશાસ્પની તે હકીકત.

---

બુજોરગ લોકો તે અજદાને વાસ્તે હેવું કહી ગયાછે કે તે નાપાક વખત ઉપર મહશત હાઠીને ખાઈ જતો અને એક દમમાં જેહુનના દરીઆવને શોસી લેતો! ઉડવામાં ઓકાબ જાનવર કે જે બીજા જાનવરોના કરતાં ઘણું તેજદાર હોયછે તે ઓકાબ જાનવર તે અજદાના શર ઉપરથી સેતાબી કરીને ઉડી જતું તોબી તે અજદાના જેહેરની બોખારે કરી તે બેહોશ થતું અને જમીન ઉપર પડતું હતું ! અગરજો તે અજદા પથરની ઉપરથી ચાલે તો તેના શીનાએ કરીને પથરમાંબી ઘસાડો પડે ? તેનું શર ગોયા એક ગુમબજની મીશાલ તથા તન ગોયા એક પાહાડની મીશાલનું હતું ! તેના તનનો રંગ ગોયા શીહા ધુંઆની મીશાલ તથા તેની બંધો આંખ ગોયા ખુનની તાશ મીશાલની હતી ! તેની જોબાંન ગોયા એક શીહા દેવ ગારમાંથી નીકલતો હોએ તે મીશાલે બાહેર નીકલતી હતી ! જેવારે તે જમીનની ઉપર ચાલતો તેવારે તેના શહડેટાથી જમીનની અંદર ગોયા ખાહી બનતી ! જેવારે તેના મોહમાની લબ બાહેર પડતી તેવારે જાણે જેહેરી પાણીનો એક ચશમો બન્યોજ ! તે અજદાના તનની ઉપરના ભીંગડાં એવાંતો શખત હતાં કે તેના તન ઉપર લોહોડું તથા તેજ તલવાર અને તીર તથા નેજા લાગી શકતા નહી ! જેવારે તે અજદા ઉઠતો હતો તેવારે જાણે એક પહાડના જેવો

દેખાવ થતો હતો ! તે અજદા જેવારે આડો થઈને સુતો, તેવારે જાણે એક મશંત હાઠી ઉભો હોય એવો એક ટેકડો થઈ પડતો હતો ! તેની ચાલ હેવીતો ઉતાવલી હતી કે જેમ જાણે એક ઢેડાવ ઉપરથી પાણી ઢલી જતું હોય ! અને તેનો પોકાર જાણે આશમાન ઉપરનું વાદલ ગાજતું હોય. તે અજદા જ્યારે ફરવા નીકલતો ત્યારે તેની ગંદગીથી આસપાશ બે મંજલ સુધીના પરંદા જાનવરો નાસતાં હતાં ! તેના મોહં મધેથી ગરમીથી ભરેલી એવી તો ફુંક નીકલતી હતી, કે તેની બોખારે કરીને જમીન ઉપર જેકાંઈ ઘાશ અને કચડો હોય તે તમામ દવની મીશાલેજ બલી જતો હતો ! એવી ખશલતના નાપાક અજદાની લડાઈ ખાતર કેરશાસપ પેહેલવાને એક ખાશ કમાન ઘણીજ શખત તઈઆર કરાવીહતી. કે એકશો પેહેલવાન એકઠા મલીને તે કમાનને ચીલો ચહડાવવા ચાહતા હતા તોપણ એકાએક તેઓ તે કમાનને ચીલો ચહડાવી નહી શકતા હતા ! તથા કોઇ મરદમાં એટલી શકતી નહી કે તે કમાનને એક જગોથી ઉઠાવીને બીજી જગોએ મેલે ! તે કમાનનો તીર લંબાઈ તથા જાડાઈમાં ઘણોજ હતો. એ રવેશનો તીર અને કમાન કેરશાસપ પેહેલવાને તયાર કરાવી; તેવીશેની ખબર જોહાક પાદશાહને થઈ કે કેરશાસપ પેહેલવાન જબરી કમાન સાથે અજદાની લડાઈમાં જાયછે, તેથી જોહાક ઘણોજ અજાએબ થઈને અશરત પાદશાહને કેહેવા લાગો કે અએ પાદશાહ માહરી ખાહેશ એવી છે કે કાલ રોજની બાંમદાદે કેરશાસપને લશકર સાથે મેદાનમાં બોલાવીને તપાશી જોઈયે કે જાબુલી પેહેલવાનો કેવા હોનર ધરાવેછે ? તેઓ લડાઈને વખતે જંગમાં પોતાના હથીઆર કેવી ચાલાકી ભરેલી રીતે ફેરવેછે ? વાસ્તે મેદાનમાં નામદાર કેરશાસપની સવારી તથા હોનરની પરીક્ષા લેવાની મને ખાયશ થઇછે.

---

## કેરશાસ્પ પેહેલવાન પોતાનો હોનર દેખાડયા પછે અજદાની લડાઇમાં રવાના થયો તે હકીકત.

---

જેવારે રાતનો વખત આખેર થયો અને દાહડાના પાદશાહ આફતાબે પોતાની તેજદાર ઢાલ બાહેર કાહડી, તેવારે પાદશાહ જોહાકના હોકમથી સીપેશાલારોએ લશકર શમાર્યું તેથી કરીને તે મેદાનમાં ગીરદ ઉડવા લાગી અને નગારાંના અવાજ નીકલવા લાગા; તેવારે કેટલાક પેહેલવાનો હાઠીની ઉપર સવાર થઈને પોતાના હોનર દેખાડવા લાગા. જે કોઈને તીર વગેરે બીજાં હથીઆરના અને મરદાનગીના હોનર આવડતા હતા તે સઘલાઓ

તે મેદાન ગજાવવા લાગા, તેવામાં કેરશાસપ પેહેલવાન શેરની મીશાલે લશકરની શંફ મધેથી યાહુમ કુદી પડીને મેદાનમાં આવી ઉભો અને કમરબંધ ટંગ કરી હાથમાં મેહબુબ લોકોના ભુવાં મીશાલની વાંકી કમાન અને ગોરજ તથા નેજો પકડીને પોતાનો હોનર દેખાડવા લાગો. તેણે લડાઈની જગોએ એકશો તરાંહની મરદાનગી બતલાવી અને એ પછે બોખારા શેહેરની ઢાલ કે જે ઘણીજ મજબુતે કેહેવામાં આવેછે તેવી છ ઢાલ એકઠી કરીને રેશમી કપડાની મીશાલે શીવી નાખી ! અને તેવાર પછે ચાર હાઠીઓને એકએકની પછવાડે ઉભા રાખ્યા અને પોતે દુરથી દોડતો આવીને તરણ હાઠીની ઉપરથી કુદીને ચોથા હાથીની ઉપર સવાર થયો પછે પોતાના ઘોડાને જીન કરાવીને તેને કેટલાક ચાબુકથી મારીને છુટો મેલ્યો તેથી તે ઘોડો ઘણી ચાલાકી સાતે મેદાનમાં દોડવા લાગો, તેવારે કેરશાસપ તે ઘોડાની પછવાડે દોડયો અને તુરત તેઉપર સવાર થયો. ફરી તરત પાછો જમીન ઉપર કુદી પડીને મેઆનમાંથી તલવાર ખેંચીને પોતાના ઘોડાને એવી હીકમતથી તે મારી કે તે ઘોડાના ચારો પાઉં મધે જડેલી નાલોના ખીલા કપાઈ દુર જઈ પડી ! પણ ઘોડાને કસી રીતે અલવાર આવીનહી! એક ચોગાન દડી ઉઠાવીને આશમાનની તરફ ફેંકી અને તે દડી જેવારે પાછી નીચે આવી તેવારે તેને પાછી મારી તેથી તે દડીના પુરજે પુરજા થઈ ગયા! પછે પોતાનો ગોરજ હાથમાં ધર્યો અને તે મેદાન મધે ચેનારનું ઝાડ ઘણુંજ ભારે હતું. જે ઝાડ તરીશ ચોરસવામ જાડું હતું તે જાહાડ ઉપર તેણે ખુબ જોરથી તરણ ગોરજ માર્યા અને જે મીશાલે અનાર ફાટે તે મીશાલે તે ઝાડને ફાડી નાખ્યું ! પછે એક હાંઠીની પછવાડે દોડયો અને તે હાઠીના ચારો પગ પકડીને તેને શેલાઈથી ઉઠાવ્યો અને તેને જમીન ઉપર નાખ્યો ! પછે કેરશાસપે પેહેલવાન ઝડપથી જોહાક પાદશાહની નજદીક આવી ખુબ રવેશે કુનશ બજાલાવીને જમીનને બોશો દીધો. કેરશાસપ પેહેલવાને જેવારે પોતાનો એવો હોનર દેખાડયો, તેવારે તે લશકર મધેના સઘલા જંગીઓએ તે દલેર પેહેલવાનના હોનર અકલ ઉપર આફરીન કીધી. એ પછે જોહાક પાદશાહે કેરશાસપને બગલમાં લીધો. તે ઘણો ખુશી થયો અને કેહેવા લાગોકે અએ નામદાર પેહેલવાન એવા ભારે હોનર તારી પાસેછે તેથી મને ભરોશો છે કે તું તે નાપાક અજદહાને બેશક મારશે. અગર જો તે નાપાક અજદહાને તું મારી નાખશે તો જેહાનની પેહેલવાની હું તુને આપીશ. પાદશાહની જબાનથી એવા સબદો બીજા પેહેલવાનોએ સાંભલ્યા તેવારે પાદશાહ જોહાકની નજદીકથી તેઓ પરાગંદે થવા લાગા કે અગર જો પાદશાહ જોહાક લાલચથી આપણુનેબી પેહેલવાન કેરશાસપની સાથે અ-

જદા મારવા સારૂ મોકલે તો નાહેક આપણો પયારો જીવ જાય! એવી રીતે ડર ખાઈને તે સરવે પેહેલવાનો ત્યાંહાથી વીખરઈ ગયા! પણ કેરશાસપ પેહેલવાને પોતાની ખુશી સાથે જોહાક પાદશાહના હોકમથી અજદાની લડાઈ કબુલ કીધી. તેણે લડાઇનો તથા મુશાફરીનો કેટલોક શામન પોતાની સાથે લીધો. પાદશાહ અશરત પોતાના દેલની મોહોબતથી મના કરવા લાગો પણ તે વાત કેરશાસપ કસી રીતે પોતાની ખાતરમાં લાવ્યો નહી તેણે પોતાના બાપને દેલાશો દીધો તેવારે અશરત પોતાના બેટા કેરશાસપને કેટલીક દેહેશત દેખાડવા લાગો પણ તેવી દેહેશતથી કેરશાસપ કસી રીતે ડર્યો નહી. અશરત પાદશાહ એટલાજ માટે દેહેશત દેખાડતો હતો કે કેરશાસપ પેલા અજદાની લડાઈથી હેબત ખાઇને પાછો ફરે. એ ઉપર શાહેર એમ કરી કેહેછે કે દુન્યામાં પોતાના ફરજંદની મોહોબત શું પ્યારી છે કે એક કામ કર્યાથી ખુશી પેદા થાય તો બાપ તથા બેટાને નેકી તથા બદીથી દરદ તથા અંદેશો રહેછે. દુન્યા દરમ્યાનમાં જેવારે આદમીને ફરજંદ નહી હોય તેવારે તેના ગમથી પોતાનું દેલ બાલી નાખ્યા જેવું કરે અને હકતાલાએ જેવારે પોતાની કુદરતથી ફરજંદ આપ્યું હોય તો તેની બરદાશત લેવામાં રાત અને દાહડો તે એવો ફીકરમંદ રેહેછે કે જેવખતે તેને ફરજંદ નહી હોય તે વખતે જેટલો તે ફીકરમંદ હોય તે કરતાને દસઘણો ચીંતાતુર રેહેછે, વાસતે દુન્યામાં ફરજંદના જેવી પ્યારી ચીજ બીજી કાંઈ નથી. જાબુલના પાદશાહ અશરતનું તમામ લશકર કેરશાસપ વીશે ફીકરમંદ થયું અને તે પેહેલવાન વીશે તેઓએ ફરીને જીવતો જોવાની થોડીજ આશા રાખી.

---

## કેરશાસ્પ પેહેલવાન અજદાની લડાઇમાં ગયા પછે પાદશાહ જોહાકે તે ઉપર જાદુઇ કીધી તે હકીકત.

---

દાના મોબેદો એમ કરીને લખી જાયછે કે જોહાક તાજી પોતે જાતે જાદુગર હતો તેથી સઘલો વખત જાદુઈ સીવાય બીજી કોઈ રીતાથી ગુજારતો નહી હતો. તે બાબુલ શેહેરના ઘણાક જાદુગરોને પોતાની સાથે રાખતો હતો. તે નાપાક દગલબાજ પાદશાહે પેલા જાદુગરોને બોલાવીને કેહ્યુંજે તમો ભારી જાદુઈ જે કઈ જાણતા હો તે તે અશરતના બેટા કેરશાસપ ઉપર કરો કે તે નવજુવાન છોકરો જીવથી માર્યો જાય તો પછે હું આશાએસથી પાદશાહી કરૂં. તે સાંભલી પેલા જાદુગર લોકો પોતાની જાદુઈના જોરે કેરશાસપ પેહેલવાનની ઉપર આતશ—પવન અને ફતરનો વરશાદ વ-

રશાવા લાગા અને ભુત-દેવ-શાંપ-શેર-બબર-અને એ વગેરે બીજા ઘણાક ડરાંમણાં જાનવરોની સુરત કેરશાસપ સામે ઉભી કરીને તેને દેહેશત દેખાડી પણ તે દેલાવરને કાંઈ આશેબ પોહોંચ્યો નહી. તે તો પાક યજદાની મદદથી આગલ વધ્યો. જેવારે અજદાની જગો ચાર કોશ દુર રેહી! તેવારે રસ્તા મધે દીદબાનોની બેઠક નજર આવી તો તાહાં જઈને જોય શું કે એક ઈમારત ઘણીજ ઉસતઆર બાંધેલી હતી. મસ તેનો દરવાજો લોહડાંનો મેલ્યો હતો. તે ઉપર ચહડવાનો રસ્તો ઘણો બીકટ દીઠો. તે ઈમારતની અગાશી ઉપર એક મરદ બેસીને દીદબાંની કરતો હતો, તેણે પોકાર મારીને કહ્યું, ઓ ગુમરાહ થયલા મરદો તમો દીવાના આદમીની મીશાલે કાહાં જાઓછો? તુરત પાછા ફ્રરો, કારણ એ જગોથી આગલ જતાં એક મોટો અજદા છે. અગરજો તે પોતાના ડહરા મધેથી પોતાનું શર ઉઠાવશેતો તમો સરવેને કેટલીક વેગલઈ ઉપરથી એકજ દમમાં પોતાની નજદીક ખેંચી લેશે. તમો શું જાણતા નથી કે આ જગોએ એક શેહેર ઘણુંજ આબાદી ભરેલું હતું તેને એ નાપાક અજદાએ વેરાન કરી નાખ્યું અને તમામ આદમી તથા, ગોશપંદોને ખાઈ ગયો? વાસ્તે આ જગોએ હું દીદબાન દાખલ બેઠોછું કે અગર કોઇ અનજાણો પુરૂશ એ તરફ્ જાય તો હું તેને મના કરૂં. એ શબદો પેલા દીદબાનને મોહડેથી સાંભલી કેરશાસપ પેહેલવાન કેહેવા લાગો કે એ દીદબાન મરદ એવી બેહુંદગીભરેલી વાત તું શાવાસ્તે કરેછે? તું જલદી નીચે આવ અને તે અજદા કાહાં છે? તેની જગો મને દેખાડ; કે તે નાપાક જીઆનગાર કેહી દશાએ અને કાંહાં રેહેછે? ખશુશ હું તેનેસારૂજ રાહ માપતો આ જગો આવ્યોછું. આ સબદો સાંભલીને પેલો દીદબાન અજાએબ થયો અને કેહેવાલાગો કે તે નાપાકની જગો તું પુછેછે તો આ દશા ઉપર એક ડહરામાંછે, કે જે જગોએ ધુંઈ નજર આવેછે તાંહાં એની બેઠક છે. તે કોઈ વેલાએ આ ઈમારત આગલબી આવેછે અને તે પોતાનું તન એની દીવાર સાથે ઘસડેછે તેવારે તેનું શર એ ઈમારતની અગાશી સુધી આવી લાગેછે. એવું ભારી જાનવર કોઈએ દુન્યામાંબી નહી દીઠું હોય વાસ્તે તમો ઈહાંથી ડાબા જમણા અથવા આગલ પછવાડે જલદીથી નીકલી જાવ કેમકે અગરજો તે નાપાક અણુચીતો અતરે આવી પોહોંચશે તો હકનાહક તમો બીચારા માર્યા જશો. એટલું સાંભલીને કેરશાસપ તેને ગુસ્સાથી કેહેવા લાગો કે એ નાહીંમત મરદ તું શાવાસ્તે મને દેહેશત દેખાડેછે! તે અજદાની સાથે લડાઈ કરવા ખાતરજ હું આ જગોએ આવેલો છું. હમણા તું જોશે કે આ છશો મણના ગોરજે કરીને એ નાપાકના તનને ખાકની સાથે મેલવી દેઉછું! જ્યાંહા તલગ એ જીઆનગાર જાનવરને મારૂં નહી

ત્યાંહાં લગે હું ખુશીથી ખોઆબ પણ કરૂં નહી. પેલો દીદબાન કેહેવા લાગોકે એએ ફીનાના ચાહનાર દેલાવર મરદ અગરજો તે અજદાને તું નજરે જોય તો એવો દમમર અને ચાપલુશી નહી કરે. તુંને ખબર નથી કે તે અજદાના બદન ઉપર શું લોહોડું કે શું આતશ કાંઇ અશર કરી શકતું નથી! બસ તું તો એવું ગુમાન લેઈ જાયછે કે જેમ જાણે એક શેકાર મારે તેમ તેને મારવા માંગેછે અને એવા બેહુદગીથી ભરેલા ખયાલે કરી તું પોતાનો પ્યારો જાન શાવાસ્તે ખોહવા માંગેછે? એવા દેહશત ભરેલા સબદો જેવારે તે દીદબાનની જોબાનથી કેરશાસપની સાથેના બીજા પેહેલવાનોએ સાંભલયા તેવારે તેઓ દેહેશત ખાઈને કેરશાસપની મીનત કરવા લાગા કે એએ નામવર પેહેલવાંન આ દીદબાનના શખુનો સાંભલીને પોતાના જીવ ઉપર તું બક્ષેસ કર અને એ અજદાની જગોથી પાછો ફર; મગર કેરશાસપ પેહેલવાન પોતાના દેલમાં કસોપણ ડર લાવ્યો નહી અને પોતાની પાસે "પાઓ જેહેર" હતું તેમાંનું કેટલુંક અજદાનું જેહેર નહી લાગવામાટે પોતાના મોહોમાં લીધું અને કેટલુંક પોતાની પાસે રાખ્યું. તેણે પોતાનો ભારે ગોરજ જીનના હારણા ઉપર મેલીને કમાન બાજુ ઉપર લટકાવી, ને તે ઘોડા ઉપર સવાર થયો; પછે પોતાની સાથેના બીજા પેહેલવાનોને પેલા દીદબાન આગલ તે મીનારા ઉપર મોકલીને પોતાનાજ મોહોમાં પાક યજદાનનું નામ ધરી તે આગલ વધ્યો. જેવારે પેલા ડરાહની નજદીક તે જઈ પોહોંચ્યો, તેવારે જોય શું કે તે શીહાગારમાં એક ઘણોજ મોટો અજદા ગુચડું વલીને બેઠેલોછે, જેના તનના ભીંગડાં ઘણાંજ શખત ગોયા ગેંડાની ઢાલ જેવાં હતાં.

---

## અજદાને જોઇ કેરશાસ્પ પેહેલવાને પોતાનાં તનમાં જોર માંગવા સારૂ મોનાજાત કીધી તે હકીકત.

---

તે અજદા ગોયા એક ડુંગરની મીશાલે થઈને પડેલો હતો. તેનું એકાએક હીલવું થયું તેથી ધરતીકંપ થાય તેમ જમીન ઉપર આવાજ થયો! તેને લીધે કેરશાસપ પેહેલવાન પોતાના ઘોડા સાથે હીલ્યો અને જોય શું કે તે અજદાનું મોહડું એક શીહા ગારની મીશાલનું હતું. તેના બે પગ શાંમરની મીશાલના હતા અને જોબાન તથા દમ ગોયા આતશ અને ધુઆની મીશાલે હતા. તે પેચ દરપેચ તમામ શેરના બાલે કરી ગોયા કાંટા ભરેલું હતું! તેની પીઠ ઉપરના ભીંગડાં જે મીશાલે દરીઆવમાં ફીણ આવે તે મીશાલે હતાં અને તે એક એક ભીંગડું હાઠીના કાન કરતાં પણ મોટું હતું.

તે નાપાક અજદા એવો બદકાર હતો, કે ગોયા તેનું બદન લડાઈના સઘલાં હથયારે કરીને ભરેલું હતું! જેવારે તે પોતાનું દેલ પાહાડની સાથે ઘસડતો હતો તેવારે એક ફરશંગ સુધી તેનો આવાજ જતો હતો.

જેવારે આ મીશાલનો મોટો અને કદાવર અજદા કેરશાસપે જોયો તેવારે પાક યજદાનની સ્તુતી કરવા લાગો અને કેહેવા લાગો કે "અએ દાના-સાહેબ, સરવે ચીજની ઉતપંતીનો કરનાર તુંજ છે. અએ બજોરગ સાહેબ, સરવે ચીજોની ઉપર સકતોપણ તુંજછે. તમામ પેદાયશને તેં પેદા કીધીછે તે ઉપર તારીજ મરજી કાયમ છે અગરજો તું ચાહે તો મૂરદાંને જાન બખશે અને તું ચાહે તો શેહેનશાહને જડએખથી ઉખેડી નાખે. તું ચાહે તો ગરીબને તવંગર કરે. એ કુદરત કાંઇ આદમીજાત કરી શકતું નથી વાસ્તે હું આજેજ બંદાને જોર આપ. તારી મદદ વગર હું આજેજ બંદાથી શું થનાર છે!" કેરશાસપે મોનાજાત કીધા પછે કીનાની કમાન ઉપર હાથ નાખ્યો અને પોતાનું તન યજદાનને સોંપ્યું; પછે પોતાના ઘોડાને તેજ કરી તે પેહેલવાને પોતે ચાહ્યું કે તેને તે અજદાની તરફ ચલાવે, પણ તે નાપાકની બદબોએ કરીને ઘોડાએ પોતાનું મોહ ફેરવીને પાછું નાસવા ચાહ્યું; તેવારે કેરશાસપે ગોસ્સામાં આવીને ઘોડાને એડ મારી તોપણ ઘોડો પાછો ફરીને ઉભો! તેથી કેરશાસપને ઘણોજ ગોસ્સો આવ્યો. તેવારે તુરત તે નીચે ઉતર્યો અને ઘોડાને છુટો મેલીદીધો અને પોતે તે અજદાની તરફ દોડવા લાગો. તે નામદાર પેહેલ-વાને એક તીર ચહડાવીને એવોતો જોરથી અજદાના હલકમાં માર્યો કે તેણે કરી તે નાપાકનું મોહ તથા હલક સીવી લીધું! પણ જે મીશાલે લોહોડાં સાથે પથર અઠડે અને આતશ રોશન થાય તે મીશાલે કેરશાસપના તીરનું પેકાંન તે અજદાના સરમાં લાગું તેથી આતશ રોશન થયો. તેજ વખતે તેણે પોતાનું સર ઉઠાવ્યું તેવામાંજ ફરીને બીજો પેકાંન તુરત કમાન ઉપર ચહડાવ્યો અને તે અજદાની આંખમાં માર્યો તેથી તેની બંધો આંખમાંથી લોહીના ચશમાં જારી થયા. તેવખતે તે અજદાએ વાદલની મીશાલે પોકાર માર્યો. તે રેલના પાણીની મીશાલે ગાર મધેથી નીકલીને ઉંચે આવ્યો. તેણે પોતાના સીનાએ કરીને તે જંગલની જમીન ખોધી નાખી અને મોહમાંથી ફુંફારા મારવા લાગો. તેવારે કેરશાસપે પોતાની ઢાલ આડી કીધી કે તે નાપાક જાનવરનું જેહેર તેને નહી લાગે. કેરશાસપે એવો વીચાર કરી જે ઢાલ આડી ધરેલી હતી તે ઢાલને અજદાએ એક દમ મારીને ખેંચી લીધી! તેવારે જંગી કેરશાસપે આજેજ થઈને નેજો ઉઠાવીને તે અજદાના મોહમાં માર્યો તેથી તે અજદાનું મોહ સીવી લીધું તેથી ગરદનને રસતેથી તે નેજાની અણી બાહેર નીકલી! તેવારે તે અજદાએ પોતાના દાંતે કરીને તે ને-

જાને બાહેર કાહાડી નાખ્યો. ફરીથી કેરશાસપે એક ગોરજ ઘણોજ જોરથી માર્યો તેના જખમે કરીને તે જાનવરના તનમાંથી જીવ નીકલી ગયો. તેનું મગજ લોહીથી લપટઇ ગયું. તે નાપાક જાનવર ઉધું વલીને પાહાડ મીશાલે પડયું. કેરશાસપ પેહેલવાનનું તમામ બખતર તે નાપાક જાનવરના જેહેરે કરીને પુરજે પુરજા થઈ ગયું હતું. કેટલીક શાએત જાહાંપેહેલવાન કેરશાસપ પોતેબી બેહોશ થઈ પડયો હતો. જેવારે કેરશાસપ પાછો હોશમાં આવ્યો તેવારે પાક યજદાનતાલાની શપાસો બંદગી કરવાને વાસ્તે પોતાનું શર જમીન ઉપર મશલ્યું અને કેહેવા લાગો કે "અએ દાદ તથા ઈનશાફના ધણી પાક દાવરે દાદગર આએ કામ જે શરનજામ પોહોંચ્યું એટલેજે આએ નાપાક અજદા મરણ પામ્યો તે મારાં કઉવતથી નહી પણ તારી ખાસ મદદે કરીને મરણ પામ્યોછે, બાકી મને એક કીડીના જેટલું પણ કઉવત નથી. તમામ જોર અને ફીરૂજી મને તારી મદદથી છે. અગરજો તું શાહેબ ચાહે તો મારૂં જોર તથા મરદાનગી એકજ લેહેજામાં બીજાને બખશે." હવે પેલી તરફ પેલો દીદબાન અને બીજા સવારો બેસીને કેરશાસપના રસ્તાની તરફ નેગાહ કરી જોયા કરતા હતા કે કેવારે અજદાથી બીહીને કેરશાસપ નાહસી આવે! એવો વીચાર તે શખશો કરતા હતા એટલામાં કેરશાસપનો ઘોડો ખાલી પીઠે તે જગોએ દોડી આવ્યો તે ઘણોજ હાંફતો અને પશીનાથી તર થયલો હતો. તેનો ચેહેરો જે જરદ રંગનો હતો તે પશીનાના ફીણે કરીને શફેદ બની ગયો હતો અને તે ઘોડાની ઉપરની લોહોંડાની પાખર પીઠ ઉપરથી શરીને પગની નીચે આવેલી હતી. આ દેખાવ જોયાથી પેલા દીદબાનને અને સવારોને વેહેમ ગયો કે કેરશાસપ પેહેલવાનને પેલા નાપાક અજદાએ પોતાના દમથી ખેંચી લીધો, તેથી એ ઘોડો ખાલી પીઠે નાહસી આવ્યો હોય. એવી રવેસે કેરશાસપના ઘોડાને જોવાથી પેલા સવારોના મોહ જરદ રંગનાં થયાં. તેઓ કેરશાસપના ગમથી બેહોશ થઈ પોતાના હથયાર નાખીને જમીન ઉપર પડયા. જેવારે તેઓ પાછા હોશમંદ થયા તેવારે પોકાર અને શોહોર કરવા લાગા. પેલો દીદબાન ગમગીન થઈને સવારોને કહેવા લાગો કે અએ અકલના કોતાહ લોકો આ ઘોડાની પીઠ ખાલી જોવાથી તમો શાસારૂ જારી કરોછો? તમો અંદેશો કરો કે અગરજો તમારો શીરદાર અજદાના ફુંફાડાએ કરીને ખેંચઈ ગયો હોય તો નાપાક આ તેના ઘોડાને કેવી રીતે શલામત જવા દે! એ નાપાકની ચાલ હેવી ઝડપની છે કે ઉડતા મોરગની પછવાડે દોડે તો તેનેબી તુરત પકડી લે! તો આ ઘોડાને તે જીવતો કેમ આવવા દેશે? વાસ્તે તમો સબર કરો ખોદા શાહેબના હોકમથી કાંઈ સારોજ બનાવ બન્યો હસે. ચાહવું તે સાહે-

બનું હશે તો કેરશાસપ પેહેલવાન આપણી નજદીક શલામતી સાથે આવી પોહોંચશે. પેલા સવારો ગમગીન થઈ માહોમાહે વાત કરતા હતા એવામાં નામદાર કેરશાસપે જોરથી એક પોકાર માર્યો. તે મસતી ભરેલા હાથી મીશાલ રાહમાં ચાલતો હતો. તેની બાજુ ઉપર કમાન લટકાવેલી અને ભારી ગોરજ ખાંધ ઉપર પકડેલો હતો. જેવારે પેલા દીદબાને મનારા ઉપરથી નેગાહ કરીને જોયું તેવારે કેરશાસપને જંગલના શેર મીશાલ આવતો દીઠો! તેવારે તેણે ખુશી થઇને એક પોકાર માર્યો તેથી પેલા સવારો ખુશી થતા જેહાંપેહેલવાનની નજદીક દોડતા જઈ કેહેવા લાગાજે શુકરાના હકતાલાનાકે તું અજદાની રંજથી છુટો. તેથી હમો સરવેકોઈપણ તારી ફેકરના રંજથી છુટા. તું તે અજદાના હાથમાંથી બેઆજાર તથા જીવતો પાછો આવ્યો તે ઘણું ખુબ થયું. કોઇ શખસ આજ લગી એ અજદા સાથે બર આવ્યો નથી. જેવારે દુશમન સાથે મોકાબલો કર્યો અને તે દુશમન જબરદસ્ત હોય તો તેના હાથમાંથી છુટી આવ્યે એટલે ગોયા તે દુશમનને જાનથી મારી આવ્યા તે મીશાલે છે. એવા શખુન સાંભલીને પેહેલવાન કેરશાસપ કેહેવા લાગો કે કોઈ આપણા ખાંનદાનના દુશમન હોય તે પેલા અજદાની મીશાલ પેચ ખાઈ ખાક સાથે બરાબર થજો યાને માર્યો જજો. એટલું કેહયું કે પેલા સવારો અજદાના ગાર તરફ દોડયા અને તે અજદાને મારેલો જોઈ સર્વે કોઈ કેરશાસપના હોનર તથા જોર ઉપર દુઆ કરવા લાગા. એમ કરતાં તે જગોની આસપાસના મોલકમાં એ ખબરજઇ પોહોંચી તેથી તે અજદાને જોવાને વાસ્તે તમામ આદમીજાતના ટોલે ટોલાં આવી પોહોંચ્યાં. એવું કે એક બે દાહડામાં એકલાખ આદમી કરતાંબી જીઆદે લોક જમાવ થયું પણ તે તમામ ખાલક અજદાના કરતાં જેહાંપેલવાનને ઘણી તાજુબીથી જોતીહતી. એતરફ જેવારે શીપેહશાલાર કેરશાસપ લડાઇથી ફારેગ થઈનેપેલા દીદબાનની નજદીક આવ્યો અને ખુશીથી ખાણું ખાવા બેઠો, તેવારે એક શખસ ઘણો દાનાવ તથા જોરેમંદ હતો તેને શેતાબ પાદશાહ જોહાક તથા પોતાના બાપ પાદશાહ અશરતની ખેદમતમાં ખબર કરવાબારૂ એક ચાલાક ઘોડા ઉપર બેસાડીને રવાના કીધો. તે ઘોડાની તારીફ એ નામાનો બનાવનાર જાહેર કરેછે કે શીહા આંખનો તથા પાહાડની શેકલનો તથા તેના મોહમાંથી દમ નીકલતો તેમાંથી કસતુરીની ખુશબો આવતી તથા ચેહેરામાં પરીની મીશાલ હતો. તે ઘણો ખુશનુંમાં તથા દપટમાં હરણની મીશાલનો અને પાઉમાં ગોરખરની મીશાલનો હતો. જેવારે તે શીતાબ ચાંલવામાં મચતો તેવારે દરીઆવના પાણીની મીશાલ શેતાબ ચાલતો હતો. તે નરમીમાં રેશમ મીશાલ, તરવામાં માહીની મીશાલ અને જોરમાં સીંહ

જાનવરની મીશાલનો હતો. તે નજરે જોવામાં એવો તેજ કે શીહાં રાતના જમીન ઉપર કાંઈ ચીજ પડી હોય તેનેબી તપાસતો ! તથા દોડવામાં એ-વો તો તેજી કે જે દાહડો ગુજરેછે તે દાહડો ફરી આવતો નથી પણ તે ઘોડો ગુજરી ગયલા દાહડાનેબી પકડી આપતો હતો ! તે ઘણી અડચણની જગો ઉપર જવું પડતું તેવારે તે ઘણો ખુશી થતો તથા જેમ ઘણો ચાલતો તેમ તે વધારે તેજી પકડતો હતો. તે ઘોડો એક જગોથી ગુજરતો યાને આગલ જતો તેવારે એવો તો નજર આગલથી ગુમ થઈ જતો કે તેથી આદમી અ-જબ રેહેતાં. એ રવેસનો તે ઘોડો આશાએસથી પોતાની પીઠ ઉપર સવા-રને લેઈ તીરની મીશાલ જતો હતો. તેની નાલની ગીરદે કરી આશમાનબી ઢંકાઈ ગયલો નજર આવતો હતો, પણ પેલો સવાર રાહમાં ઘોડાની પીઠ ઉપરથી નીચે ઉતર્યો નહી કે જરા આશાએશ કરે ! તે તો જાબુલના પાદશાહ અશરતની દરગાહના દરવાજા આગલ જઈનેજ ઉતર્યો.

---

## કેરશાસ્પે અજદા મારયો તેની ખબર શાહનશાહ જોહાકને થઇ તે હકીકત.

જેવું પેલા સવારનું જઈ પોહોંચવું થયું કે તેની જોબાનથી જાબુલના પાદશાહ અશરતે ખુશખબરી સાંભલી, કે તેજ વખત તે કાસદ ઉપર બેકી-મતી મોતીનો વધાવો કીધો; તેકાસદના બેહુ હાથ હીરાએ કરી તથા દામન ઈઆકુતે કરી ભરી અને સર્વે કોઈ એવા તો ખુશીમાં આવ્યા કે પેલા વ-ધાઈના લાવનાર સવારને પોતાના જાન આપેજ. પછે તે મરદ ઉપર પાદ-શાહે ઘણીક દુવા કીધી. તેણે ફરમાવ્યું કે એ શરફરાજ વધાઈના લાવનારના ઘોડા ઉપરબી લાલ દેબાની પાખર નાખે; એ ઘોડાને સુનાની નાલ જડે તથા ગોંહરના જડાવના જીન નાખે ! તેજ વખત પાદશાહના ફરમાવ્યા મુજબ તે ઘોડાને સુનેરી સાજ સાથે શમાર્યો અને તે ઉપર વરશાદના કતરા મીશાલ અશરફીનો નેશાર કીધો ! પછે પાદશાહ અશરતે પેલા સવારને હોકમ કીધો કે તું શેતાબ કેરશાસપની નજદીક જા; હું એ ખબર પાદશાહ જોહાકને કરાવીશ ! તેજ વખત તે સવાર પાછો રવાંને થયો. તે રાહમાં ચાલતાં જોય શું કે પેલા જીઆંગાર અજદાને પાંચ ગાડાં એકઠાં બાંધી તેને હાઠી જોડીને તે ગાડાં ઉપર પેલા અજદાને નાખી ખેં-ચાવતા લાવેછે. તે તમામ રાહમાં તે અજદાના ભારથી ગાડાંના પઈડાંએ કરી જમીનમાં ઉંડા ખાડા પડતા હતા. એવો તો તે અજદા ભારી હતો કે તેને બાર હાઠી ખેંચતા તોબી શખતીએ કરી પોકાર કરતા ચાલતા હતા !

એ તરફ પાદશાહ અશરત ઘણાંક શીપેહસાલારો સાથે લશકર લઈ કેર-શાસપની તરફ આગલ ચાલ્યો. તેના નકારાંના આવાજે કરીને તમામ જેહાન જોશમાં આવી. જાબુલના આદમીઓબી તમામ પોતપોતાના ઘરમાં ખુશીથી જીઆફ્ત કરવાલાગાં. રઇઅતે તમામ શેહેરમાં પોતાના શાહજા-દાની ફીરૂજગરીની ખુશાલીમાં રોશની કીધી તેથી ગોયા તે જાબુલ સરજ-મીન જાણે એક બેહેશતનો બાગ બન્યો હતો. પછે શેહેરના તમામ આ-દમી શું બુઢા તથા જવાંન સરવે કોઈ પેહેલવાન કેરશાસપને એસતેકબાલ ગયા, અને તે અજદા તથા કેરશાસપના તીરના જખમ જોઈને સરવે કોઈ અજબ રેહેવાલાગાં. એમ કરતાં તે અજદાને જંગલમાંથી ખેંચતા લાવીને પાદશાહ જોહાકની નજદીક નાખ્યો. જોહાકે તે અજદાને જોઈ પોતાના હાથનો પંજો બસ મોહમાં પકડી કેરશાસપના જોર ઉપર દુઆ કીધી અને તેની ખુશીમાં એક મજલેશ સમારી. જાહેરમાં તે જોહાક ખુશી હતો પણ બાતેનમાં પુરો ડર તથા દેહેશત ખાવા લાગો; કે એ કેરશાસપ એકાએક મારી પાદશાહી બરકરાર રેહેવા દીયે તેવું મને લાગતું નથી. પછે મજલે-શમાં બેઠો, તે મજલેશ એવી તો રોશન બેહેશતની મીસાલે સમારી કે મા-હતાબેબી ચાહ્યું કે હુંબી એ મજલેશમાં જાઊં! પાદશાહ જોહાકે તે મજ-લેશમાંના બેસનાર બુજોરગોને ફરમાવ્યું કે અવલ શરાબની જામ પેહેલ-વાન કેરશાસપની યાદમાં લેવો! પેહેલવાન કેરશાસપની એ રવેસ ઘણીક મદારત કરીને પોતાના ખજાનચીન પાસે પોતાના ગંજખાનામાંથી જે કાંઈ નાદેર જનસ હતી તે મંગાવી; તેમાં એક બખતર પાદશાહ હોશંગનું તથા એક તોપ તથા સુનેરી ઢાલ કે જેને ફુલની જગો એક એક ગોહર પાદશાહી કીમતનું જડેલું હતું તથા એક તાજ ફીરોજાનું તથા એક પવ-નચાલનો ઘોડો તથા પાદશાહ જમશેદનો કમરબંદ વગેરે બીજો ઘણોક પાદશાહી તોફા અસબાબ પેહેલવાન કેરશાસપને શરોપાવમાં પાદશાહ જોહાકે આપ્યો. તે પછે ફરમાવ્યું કે એ નામના ઉઠાવનાર પેહેલવાન કેર-શાસપે એવો ભારી અજદા મારીને પોતાનું નામ જેહાનમાં શરફરાજીથી ઉઠાવ્યું વાસ્તે એક અજદાપેકર જુનડો બનાવી તે ઉપર જરી શેરની શે-કલ કાહાડીને તેના સર ઉપર જરનો માહતાબ બનાવે. એ રવેસનો એક જુનડો તયાર કરાવી પેહેલવાન કેરશાસપને બખસ્યો અને જાબુલની આસપાસ બીજા જે મોલક હતા તેબી તેને હવાલે કર્યા કે આજ રોજથી જેહાંપેહેલવાની મેં તુને આપીછે. હવે પછે તારા મોલકમાંથી હું સલામી હરગેજ લેનાર નહી. એ મેશાલ સરવે વાતનો બંદોબસ્ત કરી તે પાદશાહ જોહાક તાહાંથી પોતાના લશકર સાથે હીનદોસતાન તરફ શેહેલ કરવા

નીકલ્યો. તે કેટલાક પાદશાહો પાસેથી સલામી લેઈ પાછો પોતાની રાજ-ધાણી બાબુલ શેહેરમાં આવી પોતાના તખત ઉપર બેઠો; મગર તે દેલમાં જુલમેગાર પાદશાહ કેરશાસપની દેહેશતથી બેકરાર રેહતો હતો; તે પોતાના દીલસાથે કેહેતોહતો કે જાહાંતલગ કેરશાસપ જીવેછે તાહાં લગી મને આશાએશથી ખોઆબ આવનાર નથી. એપેહેલવાનને એવી શખત લડાઈ ઉપર હું મોકલું કે તાંહાંથી એ પાછો સલામત આવેજ નહી. એવા કાચા ખેઆલમાં જોહાક હતો; એવામાં તેને એક લઢાઈ હીનદોસતાંનની યાદ આવી. તેથી શેતાબ તે જંગી કેરશાસપને તે લડાઈ ઉપર મોકલવાની બાજી પાદશાહ જોહાકે રચી અને પેલી તરફ જાબુલસતાનના લોકોએ જાહાંપેહેલવાન કેરશાસપની મરદીની હકીકત દફતરે તથા પોતાના એવાનોની તાક ઉપર લખાવી. તે હકીકત તથા વાત એ જગોએ પડતી નાખી શ્રી હીંદુસ્થાનની જંગનો હેવાલ સાંભલ.

---

## શ્રી હિંદુસ્થાનનાં માહરાજા મેહેરાજની હકીકત.

એ નામાંનો બનાવનાર શાએર અજદી એમ કરી કેહેછે, કેહીંદુસતાં-નમાં પાદશાહી માહરાજા મેહેરાજ રાજ ચલાવતો હતો તે રાજા બજોરગી ભરેલો હતો તથા તેના કબીલાનો એક શપેહસાલાર “બહુ” નાંમનો હતો તેનો મેહેરાજ પાદશાહે સરનદીપનાં મોલકની જાગીર બખશી હતી; તેથી તે પાદશાહનાં તાબામાં રહીને સરનદીપનાં મોલકની સરદારી કરતો હતો. જેવારે તે બહુ શીપેહસાલાર પાદશાહ મેહેરાજની ખીદમતમાં આવતો હતો તેવારે હર વખત એ શખુન કેહેતો હતો, કે એ પાદશાહ તુંને તારા બખતથી બજોરગી તથા તાજ તથા તખત પોંહોંચ્યુંછે અને તું મોટો પાદશાહ કેહેવાયછે. જેવારે કનોજ તથા તેબ તથા શનદ તથા હીંદુસતાન અને ચીનનાં દરીઆવ લગીના મુલક તારા તાબામાં છે તો તું શાવાસતે પોતાનાં બજોરગોનાં નાંમને ગુમ કરીને હર વરશે વરશ નાપાક શેતંમગાર જોહાકને ઘણોક હદીઓ તથા સલાંમી મોકલી આપેછે? મને એવું માલુમ થાયછે કે તું એ વાત ઉપર શોસતી કરેછે. અગરજો તું મને હોકમ કરે તો હું તે નાપાક પાદશાહ સાથે લડાઈ કરીને તે પાસેથી સલાંમી કબુલ કરાવું. તું નથી જાણતો? બજોરગો ફરમાવી ગયાછે તે કે જે કોઇ આદમી શરમ ભરેલું તથા આલસુ હોય તે બીજા ઉદ્યોગી આદમીઓનાં તપલા ખાય? તારે બેશક એમ કરી જાણવું કે આલસુ આદમીને સરવે કોઈ ખોઆર કરી જાણેછે અને તેને સુકાં ઘાસ બરાબર ગણેછે, વાસતે એ પાદશાહ તારો અંદેશો શું છે

તું તે નાપાક જોહાકથી ડર રાખતો હશે પણ હું તે નાપાકથી કસો અંદેશો રાખતો નથી. અગરચે તુને શલાંમી આપ્યાથી કસી શરમ આવતી નથી પણ મને તો ઘણી નામોશી લાગેછે. એ રવેસ બહુ શીપેસાલાર પોતાના પાદશાહને કેહેતો હતો પણ તે પાદશાહ મેહેરાજ પોતાના શીપેહસાલાર બહુને મના કરતો કે એવા નાલાયક શખુન બોલ નહી, જો એ વાત પાદશાહ જોહાકને માલમ થશે તો તે પાદશાહ આપણો મોલક પાયમાલ કરી નાંખશે. એ રવેસ બંધેને એકએક સાથે સવાલ જવાબ કરતાં એક દીન બોલવું થઇ પડયું તેથી લડાઈ તથા ફેશાદ ઉઠી ઉભો થયો રાજા મેહેરાજ પાદશાહાનાં તમાંમ લશકરમાંથી અરધો ઉપર લશકર ફર્યું તે બહુ શીપેહસાલાર તરફ થયું. તે નાફરમાને એક લડાઈ કીધી તેથી રાજા મેહેરાજ પાદશાહનો શેતારો બરગશતે થયો. બહુનાં લશકરે પાદશાહનાં લશકરને ઘણીક શેકશતે દીધી તેનાં સબબથી પાદશાહ મેહેરાજ થોડીક ફોજ સાથે નાઠો. એ ખબર પારશાહ જોહાકને થઇ તેથી પાદશાહ મેહેરાજની દોશતી તથા મોહબતથી ઘણોક દીલગીર થયો. પછે જોશમાં આવીને તેજ વખત ફરમાવ્યું કે નવીશીનદાને બોલાવે ને પાદશાહ અશરત ઉપર એક નાંમુ લખે. તેજ વખત નવીશીનદો આવી હાજેર થયો. તેણે રોશનરોજની મેસાલનાં શફેદ કાગજ ઉપર શીહા રાતની મેશાલની શીહાઇનાં દશખત લખ્યા. તે નામાંનાં સર ઉપર જેહાંનનાં શાહેબ પાકપરવરદેગારનું નાંમ લખ્યું કે ખોદાતાલા એ જેકાંઇ ચાહયું તે કીધું અને તેણે પોતાની કુદરતે આશમાંન તથા જમીન તથા જમાંનો પેદા કીધો. એ યજદાં શાહેબે સાત આશમાંન બાંધ્યા તથા બેકીમત ગોહરની મેશાલનાં શેતારાનો જડાવ તે ઉપર જડયો. તે શાહેબે જમીનને પાંણી ઉપર ઠમ રાખા તથા આશમાંનને ફરતા કરીને તે ઉપર આફતાબ તથા માહતાબને ચાલતા કીધા તથા તમામ જેહાંનને હરરોજ ગેબથી પોતે રોજી પોંહોંચતી રાખી. એટલું લખીને બીજું એ લખ્યું; કે બહુ પાદશાહ ઉપર આશમાંને મેહેરબાન થઈને આપણા ઉપર ખુશીનો દરવાજો ખોલ્યોછે અને તમામ હફતેકેશવર જમીનના મોલક આપણાં તાબામાં કીધાછે પણ તું જેવો પાદશાહ હરેક મુશકેલ વખત મારી મદદ કરે નહી તો બીજા મુદઈ લોકો મને આશાએશથી તખત ઉપર બેસવા દે નહી. તું પાદશાહ તથા તારો બેટો જેહાં પેહેલવાન કેરશાસપ તમો બેહુ નામદારો ગોયા મારી મુશકેલ વખતની ઢાલ છો. હું પાદશાહી કરૂંછું તે તમારી જેહાં પેહેલવાંનીનાં દબદબાથી કરૂંછું વાસતે હમણાં હીનદુસતાનમાં એક ખરાબી ઉઠી ઉબી થઈછે. તાંહાં આપણુને લશકર મોકલવું જોઈએ. તે લશકર સાથે તારો નામદાર બેટો જેહાંન પેહેલવાન કેરશાસપ જાયતો તેમાં

આપણી નામદારી છે. અગરજો જેહાંપેહલવાન કેરશાસપ ડર ખાઇને શ્રીહીનદુસતાન નહી જાય તો હુંબી લશકર મોકલું નહી, વાસતે અસરત તું દોસતીનો હક રાખતો હોય તો એ વખતમાં મારી મદદ કર. એ નાંમુ જોતાં વાર શેતાબ કેરશાસપને મારી તરફ રવાંને કરજે અને બીજા કાંઈ પણ લડાઈનાં સામાનની ચીજનો અંદેશો કરતો ના. જેવારે જાંહાંન પેહેલવાન કેરશાસપ એ તરફ આવશે તે જે કાંઈ શામન માંગશે તે એ જંગીની જનાબ હું હાજેર કરીશ. લશકર તથા ખજાંનો જે જોઈશે તે મારા ખાસ ખજાનામાંથી મલી આવશે. તારા બેટાની મદદથી કીનો લેવા વાસતે રંજ ખેંચ. આપણે બેહુ પાદશાહો એક દેલથી મલીને કામ કરશું તો દુશમન ખાક તથા ખુનમાં ગેરફતાર થશે. લશકર તથા ખજાનો મારો અને મેહેનત તથા લડાઈ તારા બેટા કેરશાસપની, એ રવેશે આપણે સમજીને દુશમન ઉપર શ્રીહીનદોસતાનની તરફ લશકર મોકલયે. ઓ નામદાર પાદશાહ અશરત એવું થાય જે એ નામું તારી નજદીક નવીશીનદો અરધું પઢે કે જેહાંન પેહેલવાનને શેતાબ એ તરફ રવાંને કરજે અને એ નામાંનો જવાબ એવો શલુકાઈથી લખજે કે જેમ વેરાન બીઆબન જગોમાં પોકાર મારયે અને તેવોજ આવાજ પાછો સાંભળ્યે તે મેશાલ એ નાંમુ જેવી મારી મોરાદ મોઆફેક લખ્યુંછે તેવીજ તારીબી મોરાદ હોય તો તેથી મારો જીવ ખુશ થશે. એ રવેશ ફરેબબાજ જોહાકે પાદશાહ અશરતને ઘણી બજો રગી આપી નાંમુ લખાવ્યું અને તે ઉપર પોતાની મોહોર કરી શેતાબ એલચીને જાબુલની તરફ રવાને કીધો. જેવારે તે નાંમુ પાદશાહ અશરતને પોહોચ્યું અને મુનશીએ તે તમામ સરથી તે આખર તલગ વાંચ્યું તે સાંભલીને પાદશાહ અશરત કેટલોક વાર અંદેશો કરીને કેરશાસપને કેહેવાલાગો કે એ શેરમરદ બેટા પાદશાહ જોહાકનું લડાઈને વાસતે તુને બોલાવવું આવ્યુંછે તેથી તારી મરજી શી છે ? મને તો ડર એ લાગેછે કે હીનદોસતાનથી સરનદીપ લગી જવાની રાહ ઘણી દુર છે અને રાજા મેહેરાજને પોતાનાં બહુ શીપેહશાલાર સાથે લડાઈબી ઘણી શખત લાગી છે, તેથી મબાદા તે જગો તારા જીવને કાંઈ શખતી પોંહોંચે! તેથી એ વખત હરેક બાંહનું કાહડીને પાદશાહ જોહાકને નહીનો જવાબ લખ્યે. એટલુ સાંભલીને જાંહાંનપેહેલવાન કેરશાસપ કેહેવા લાગો કે એ બાપ તું નથી જાણતો પણ મને તો શખત જગો જવાની તથા હેરમનની મેશાલનાં લડાએક શવારો સાથે લડાઈ કરવાની ખાહેશ ઘણી છે. મારા તનમાં હકતાલાએ લડાએક પેહેલવાનનો જોર આપ્યોછે તો હમણાં લડાઇનો વખત આવી પોંહોચ્યો તેવારે હું લડાઇથી દુર કેમ રેહું ? જેવારે મને પાક દાદગરે જોર તથા કઉ-

અત તથા બાજુ આપી છે તેવારે હું ગોરજ તથા કમાન તથા કમંદ તથા શમશેર લેઈને બાજુનાં જોરથી લડાઈ કરયા વગર આશુદો કેમ બેશું ? જે શખસ શીપાહી કેહેવાતો હોય તેને જો પોતાનો જીવ પયારો હોય તો તે શખસને શીપાહી કેહેવો શજાવાર નહી. તે કરતાં અગર કોઈ બીજા શખસને પાદશાહી લાયક હું જોતો હતે તો એ બદશુરત અજદાનાં રાખનાર જોહાક પાસેથી તાજ તથા તખત છીણવી લેતે અને બીજાને પાદશાહી તખત તાજ નવાજતે ! પણ કોઇ શખસ તેવો નેકબખત મારી નજરમાં આવતો નથી. વલી એક અંદેશો એબી લાગેછે કે અગર હું કોઈ શખસને એ જોહાકનું તખત છીણવી ઇરાનની પાદશાહી ઉપર બેસાડું છું તો મબાદા તે નવો પાદશાહ એ જોહાક કરતાં જાદા બદ નીકલે તેવાર જેહાંનનાં દરમયાનમાં લોકો આપણાં ખાંનદાનનેજ બુરૂં બોલે ! બજોરગ લોકો ફરમાવી ગયાછે કે પોતાનો પાદશાહ ઘણોબી બદતર તથા બદફેલો હોય તોબી તેનાં ફરમાંનથી શર ફેરવ્યું જોયે નહી.

---

## પાદશાહ જોહાકની દરગાહમાં કેરશાસ્પને જતી વખતે નશીહત કીધી પાદશાહ અશરતે તે હકીકત.

દાનાઈ ભરેલા શબદો પાદશાહ અશરત પોતાના બેટાની જોબાનથી સાંભલી કેહેવા લાગો કે એ અકલમંદ બેટા તું કેહેછે કે પાદશાહોના હોકમથી શર ફેરવ્યું જોયે નહી તે વાત દરોશત છે, પણ તું ફરીથી દેલમાં અંદેશો કર ને એ બુરો ખેઆલ દેલમાંથી કાહડી નાખ યાને હીનદોસ્તાનની લડાઈમાં જવાથી તું પાછો ફર. જેવારે આપણમાં અકલ નહી હોય તેવારે દાના આદમી જે રાહના બતાવનાર હોય તેથી શરમીનદા રેહેવું પડે. એ બેટા હજુર તું બચું છે તેથી તુંને અકલનું જોર જોયે તેટલું પુરૂં નથી. હજુરતો તેં પાદશાહોની દરગાહનો પુરો દબદબો દીઠો નથી. અગર તારી મરજીમાં એમજ ઉતરેછે કે હીનદોસ્તાનની લડાઈમાં જઈ નામ કાઢવું તો શાએત એક માહરી નજદીક બેસ અને માહરી નશીહત સાંભલી લે, પછે તાહરી ખુશી હોયતો હીનદોસ્તાનની લડાઈમાં જા.

બીજી દરગાહ કરતાં પાદશાહોની દરગાહ ઘણી દબદબા ભરેલી હોયછે, તાહાં આપણે પોતાના જોર ને હુકમ ઉપર ગુમાન ધરી એમ નહી જાણવું કે જેહાંપેહેલવાની મનેજ છે. તાંહાં બાજે કેવા આદમી તથા લડાએક શીપાહી હોયછે તે એક લેહેજામાં આપણી આબરૂ લેછે ! લશકરમાં સર્વે નાહના

મોટા શવારો સાથે મલીને નમી ચાલવું. પાદશાહના બોલવા ઉપર પુરો એતેકાદ નહી રાખ્યે. પાદશાહ લોકોની તબીઅતને ફરતાં વાર લાગે નહી તથા પાદશાહોની દરગાહ પુર ઉમેદ તથા ડર ભરેલી હોય છે, તે એકાએક કોઈ આદમીને બજોરગી આપતાં વીલમ લગાડે નહી તેમજ આદમીને બે-આબરૂ કરી એક દમમાં મરતબા ઉપરથી નીચે ઉતારી નાખી બેહોરમત કરવામાં પણ ઢીલ નહી ! આ ફરતો આશમાંન કોઈ ઉપર બરકરાર નથી, તે મેશાલ પાદશાહોની તબીઅત જુદી જુદી ભાંતની હોયછે. પાદશાહ આબરૂદાર માણુશને બેઆબરૂ કરતાં કાંઈપણ અનદેશો કરનાર નહી પાદ-શાહ જે કાંઈ પોતાના દેલઉપર પસંદ આવે તે કરે. એ બેટા તું પાદશાહની નજદીક જાય તેવારે કમરબંધ મજબુત બાંધી તું પાદશાહની ખેદમતમાં હાજેર રેહેજે તથા પાદશાહના તાબામાં એવો તો હાજર રેહેજે કે તુંથી તે પાદશાહ હમેશાં ખુશી તથા રાજી રેહે. તું જેવારે તેની નજદીક જાય તેવારે તકશીરમંદ આદમીઓની મેશાલ ડરતો ઉભો રેહેજે. તથા હરેક કામમાં તેની નજદીક દલેરી કરતો નહી. આસતે રહી પાદશાહ જે ફરમાવે તે મુજબ ચાલજે તેની નજદીક બેદેહેશત થઈ તું દેલ ખોલાશેથી વાત કરતો નહી. કોઈની કાંઈ તકશીર થઈ હોય તેઉપર પાદશાહ ગોસો કરે તે વખત તેની શેફારસ કરી તકશીર માફ કરાવાથી પરહેજ કરજે; યાને કોઇની શેફારસ પાદશાહ પાસે લેઈ જતો નહી. તારી સાથે પાદશાહ મેહેર-બાનીથી પોતાના ફરજંદની મેશાલ વાત કરે તોપણ તું જેમ કે દુશમનથી ડરે તેમીશાલ તું ડર ખાઇને સંભાલી ચાલજે. જે વખત પાદશાહ ગોસામાં હોય તેવખત હરગેજ તેની નજદીક જતો નહી તથા તારી ઉપર પાદશાહ ગોસો કરી બોલે તો તું કાંઈ પાછો શખુન બોલતો ના. કોઈના ફાયદાને વાસ્તે પાદશાહને નોકશાન થાય એવું કરતો ના. જે કાંઈ શખુન પાદશાહની નજદીક બોલવો પડે તે રાસતીનોજ બોલજે તથા જે શખુન એક મરતબે બોલયો હોય, તે ફરીથી બીજી મરતબે બોલવો પડે તો ગરદન ફેરવીને બો-લતો ના. શખુનમાં તારી અકલ આગલ નહી ચાલે તો તે વાતજ કાહા-ડતો નહી. તારી ઉપર પાદશાહ એક મરતબે મેહેરબાંની કરે તો તું તેના બે-હદ શુકરાના કરજે. અગર તુને પાદશાહ બીજા શખસો કરતાં નવાજે, તો તેને સરવેના કરતાં ઘણું કરી જાણજે. હરગેજ થઈ પાદશાહના જનાના તરફ ઘણીવાર નેગાહ કરતોનહી તથા પાદશાહ જે કામ ફરમાવે તે કરીને ખેદમતમાં હાજેર રેહેજે. બાજે વખત કાંઈ ચીજ તું પાદશાહ પાસે માંગે અને તુને તે નહી બક્ષે તો તેવારે તારા દેલમાં બદી લાવી તેથી શર ફેરવતો નહી. તું હરવખત અને હરદમ પોતાના પાદશાહની તારીફ કરતો રેહેજે

પાદશાહના દોસતો સાથે સલુકથી ચાલજે અને પાદશાહના દુશમન લોકો સાથે કાગજ પતરથીબી મલતોનહી. તું પાદશાહની દરગાહના અમીરોના દેલની શફાઈ ઉપર નેગાહ કરી તે લોકોથી નચીંત બેસતોનહી. તે દરબારી માલેતુજાર લોકોને અદેખાઈ આવતાં વાર લાગતીનથી. અગર પાદશાહ તુને કાંઈ પુછે અને તું તે હકીકત જાણુતો હોય તો શેતાબ પાદશાહની આગલ રાસત કેહેજે. તારી પાસે કાંઈ ચીજ પાદશાહને લાયક હોયતો શેતાબ પોતાના પાદશાહ પાસે હાજર કરજે. અગર તે ચીજ તુને ઘણીબી પ્યારી હોય તોબી તે શીતાબ પાદશાહને નજર કરજે, સબબ કે આપણે પાદશાહના નોકર કેહેવાયા તેથી જે કાંઈ આપણાં હાથમાં નાદેર જીનશ આવે તે પાદશાહની દોલતના દબદબાથી આવેછે, તથા જે વખત પાદશાહ ખુશીમાં હોય અને તુને મેહેરબાનીથી હસીને બોલાવે તો તેના હસવા ઉપર નચીંત રેહતો નહી! ફાડીખાનારો શેરબી જેવાર આદમી ઉપર ચુંગાલ મારવાનો થાય તેવારે અવલ દાંત બાહાર કહાડેછે. જેવારે પાદશાહ તુને એક કામ ફરમાવે તે વખત જેકાંઈ મોરાદનું માગવું હોય તે હરગેજ માગતોના. જે વખત મજલેશમાં પાદશાહ તુને કાંઈ નશીહત કરે તેવારે પોતાની ગરદન નીચે નાખી જે કેહે તે સાંભલીને કબુલ કરજે. પાદશાહ તારી ઉપર મેહેરબાન થઈ મજલેશમાં તુને આબરૂ આપે તો દેલમાં એમ કરી ગુમાન લાવતો નહી, જે મારી પેહેલવાનગીથી મને આબરૂછે! તે સરવે ઈજત પાદશાહથી જાણજે. પાદશાહ શેકારગાહ જાય અગર લડાઈમાં, પણ તે વખત તેની નજદીકથી એકદમ ખીસતોના. પાદશાહના હમનશીન લોકોની એબ હોય તે પાદશાહની નજદીક હરગેજ કેહેતોના. જે શખુન પાદશાહ બોલે તે શખુન યાદ રાખતો રેહેજે તથા આપણી પાસે ઘણો બેસુમાર ખજાનો હોય પણ પાદશાહની બરાબર પોશાક તથા બીછાણા તથા ફરશ તથા શવારી તથા ઘોડાનો શાજ તથા દબદબો રાખવો નહી. તું મજલેશમાં બેસે તાંહાં શરાબની મશતીની જોકમાં ઘણું હસતોના. તાહાં પોતાના પાદશાહની અદબ રાખજે. પાદશાહના ફરમાંબરદારને ઘટેછે કે પોતાના પાદશાહથી અદબ અંદાજે કરી તેની ખુશી મોઆફેક રેહેવું જોયે. પાદશાહોને શજાવારછે કે જેકોઇ પોતાનો પેહેલવાન નેક એતેકાદથી રાતદન ખેદમત ઘણી કરે તેની હરેક વખત ખબર લેઈને તેને શરફરાજ કરે. એવગરે બીજી ઘણીક નશીહત પાદશાહ અશરતે પોતાનાં બેટા કેરશાસપને કીધીં. ફરીથી પણ પાદશાહ અશરતે એમ કરી કહ્યુંકે એ બેટા જે કાંઈ મેં તુને પાદશાહોની ખેદમત કરવાની નશીહત દીધી તે મેં આપણા બજોરગોથી સાંભલી હતી તેજ શખુન મેં તુંને કહ્યાં છે, પણ એ દાનાઇ

ભરેલા બેટા તું બી ઘણો ચંચલ છે તેથી તારી દાનાઈમાં આવે તે નશીહત એ ઉપર વધારીને હોસ્યારીથી તારૂં કામ લેજે.

જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપે પોતાના બાપની જોબાનથી એ તમામ નશીહત સાંભલી તેવારે તે નશીહત પોતાના જીવથી કબુલ કરીને તેણે શેતાબ મોલકગીરી જવાનો કશદ્ કીધો. કેરશાસપે ફરમાવ્યું કે તલવારનાં બાંધનાર એક હજાર જાબુલી પેહેલવાંન તઈઆર થાય. તે હોકમથી એક હજાર ચુનનદા કામનાં કરનારા શવારોએ કમર બાંધી તેમાનો એક એક શવાર હજાર શવારને ભારી હતો તથા તે તમામ શવારો આશમાન સાથે લડાઈનાં કરનારા તથા પોતાનાં નેજાએ કરીને આફતાબની ચશમ સીવી નાખનારા હતા. તે શવારોનાં તનમાં હમેશે પોશાકની જગો લડાઇનાં બખતર પેઢેલાં રેહેતાં હતાં. તે શવારોને આશાએશ કરવાની મજલેશ તે ઘોડાની પીઠ હતી. શરાબની જામની જગો પુલાદની તલવારો રેહેતી હતી. રામશગરોનાં શરોદની જગોએ લાડાયક ધરપકડના પોકાર હતા તથા ચંગ ને તંબોરાનાં આવાજની જગો ગોરજનાં ધપકારા હતા. એ રવેશ મરદાના લડાઈનાં કરનારા એક હજાર શવારો તઈઆર થયા ! એક મરતબે સરવ કોઈ જીન ઉપર શવાર થઈ નગારાં ને કરનાએનાં આવાજ કરતા પાદશાહ જોહાકની તરફ ચાલ્યા. તે લશકરની ગેરદ માહતાબ લગી ગઈ. પાદશાહ અશરત બેમંજલ લગી પોતાના લશકર સાથે બેટાને રવાંના કરવા ગયો હતો. હવે પેલી તરફ જેહાંપેહેલવાન કેરશાસપ શામ શેહેરની સરહદ ઉપર રહીને કંગદજ હુખત પોંહોંચ્યો. એ ખબર પાદશાહ જોહાકને થઇ કે જાહાનપેહેલવાન કેરશાસપ મંજલ દર મંજલ રાહ માપતો આવેછે. તે જાણી પાદશાહે હોકમ કીધો કે શેતાબ પાદશાહી એવાન શમારે. પછે ઘણાંક હાઠી જરી હોદાવાલા તથા જરી જીનનાં ઘોડા તઈઆર કરાવી પોતાનાં તમામ અમીરો ને ભારી લશકર સાથે કેરશાસપને એશતેકબાલ મોકલ્યા. જેવારે જેહાંપેલવાન કેરશાસપ બાબુલ શેહેરથી બેમંજલ દુર રહ્યો તેવારે પાદશાહ જોહાક પોતાની ખાશ શવારીસાથે તે પેહેલવાનને એશતેકબાલ આવી પોંહોંચ્યો. જેવાર જેહાંપેહલવાન કેરશાસપે પાદશાહાને દુરથી દીઠો તેવારે તે શેતાબ પાંઉપીઆદો થઈ પાદશાહની નજદીક આવી તે નામદારની રેકાબને બોશા દીધા ! તેજ વખત પાદશાહે પોતે પીઆદો થઈ જંગી કેરશાસપને બગલમાં પકડી મોહબતથી તેની પેશાની ઉપર બોશો દીધો. પછે પાદશાહ તથા પેહલવાન શવાર થઈ પાદશાહી દરગાહમાં આવ્યા. તાંહાં પાદશાહ પોતાનાં તખત ઉપર બેઠો, તે તખત નજદીક એક શુનાંની ખુરસી માંડી તે ઉપર જાહાંપેહેલવાનને તાજમથી

બેસાડયો. પછે પાદશાહ જોહાકે પેહલવાન કેરશાસપને ખેર આફીઅતની ખબર પુછીને ફરમાવ્યું કે અએ નામદાર પેહેલવાન મારૂં ખાશ એવાન તારો ઉતારો બનાવ્યોછે ! એમીશાલ મોહબત મેહરબાનીભરેલી એક હફ્તા લગી પાદશાહ જોહાકે જેહાંપેહેલવાન કેરશાસપની મુલાકાતમાં જીઆફત કીધી તથા રામશગરોનાં આવાજ ને શરાબની જામનો દોર જારી રાખ્યો.

---

## જેહાં પેહેલવાન કેરશાસ્પને શાહાનશાહ જોહાકે શ્રી હિંદુસ્તાનની લડાઇ ઉપર માહરાજા મેહેરાજની મદદે મોકલ્યો તે હકીકત.

જેવારે એક હેફ્તો તમામ થયો તેવારે પાદશાહ જોહાકે પોતાનાં ગંજનો દરવાજો ખોલી જેહાંપેલવાન કેરશાસપને એટલોતો અશબાબ તથા ખજાંનો આપ્યો કે તેનો હેશાબ નવીશીનદા લોકો કરી શકયા નહી ! તે બેશુમાર ખજાંનો નવાજયા પછે પાદશાહ જોહાકે અંદેશાથી ફરમાવ્યું, એ નામદાર પેહેલવાન તું શેતાબ હીનદોસતાન તરફ જા અને પેલા બતંગ માહરાજા મેહેરાજની મદદ કર. અવલતો તું સરનદીપની તરફ જઈ શેતાબ તે શેહેર ઘેરી લે. તેનાં અમલદાર સાથે લડાઈ કરી તે પાસેથી શેહેર છીણવી કબજકર. પણ સરનદીપનાં રાજા બહુને જીવતો પકડીને મારી નજદીક ના મોકલતો. તેને માહરાજા મેહેરાજની દરગામાંજ લેઈ જઈ શુલી દેજે. અગર તે સરનદીપનાં રાજા બહુની મદદે મોટો ખાકાંનચીન આવે તોબી જીનહાર તું રાજા બહુને જીવતો મેલતોના. દાનાંવ દુરઅંદેશો ફરમાવી ગયાછે કે અગર તુને ગંજ જોઈએતો પેહેલો રંજ ખેંચજે કે રંજનું ફલ તે ગંજ છે. તેથી એ જેહાંપેહેલવાન તું જો એ મારી મોરાદ ઉપર રંજ અને શખતી ખેંચશેતો તેનાં બદલામાં હું તુંને બેશુમાર ગંજ બખશેશ કરીશ. ઓ જેહાનપેહેલવાન હવડાંતો મેં દરીઆવ કેનારે બે હજાર કીસતીઓ તઈઆર કરાવીછે અને જેકાંઈ દરીઆવ કેનારાના મોલક છે તાંહાંનાં પાદશાહો ઉપર મેં ઘણી તાકીદ લખીછે. તે હરેક મંજલે મંજલનાં પાદશાહો શામાન તથા લશકર લાવી તારી નજદીક રજુ થશે. હવડાં મારી ખેદમતમાં ૭ લાખ શવાર હાજેર છે તે લશકરમાંથી જેટલું તારે કામનું હોય તેટલું તું સાથે લેઈજા. તે સાંભલી જેહાંપેહેલવાન કેરશાસપ કેહેવા લાગો કે મને ઘણાં લશકરનું કામ નથી; શાવાસતે કે મંજલ મોટી કાપવીછે. જવાનું ઘણું દુરછે. મારી સાથે લશકરતો જે કાંઈ હું જાબુલથી લાવ્યોછું તે પણ ઘણુંછે. પાદશાહ તું નથી જાણતો કે લડાઇમાંતો બખત મદદગાર જોઇએ ! ઘણાં

લશકરથી કાંઈ ફતેહ થતી નથી. એ શખુન સાંભલી પાદશાહ જોહાક કેહેવા લાગોકે એ નામદાર પેહેલવાન એટલાં લશકર સાથે સરનદીપની લડાઇમાં જવું ખુબ નથી. તે રાજા પાસે એક લાખ ચુનનદા શમશેર મારનાર સવારોનું લશકર છે. હું સારી રવેશ જાણુંછું કે તું નામદારને બીજાં લશકરની હાજત નથી પણ થોડાં લશકરથી મારો દબદબો તથા ઓજ રેહેતો નથી. જેવારે લશકર નહી હોય તેવારે પાદશાહનો દબદબો કોણજાણે ? તું નામદારને જોયે તો બીજો જર ખજાનોબી લે. તું જેટલો સાથે રાખવા માંગતો હોય તેટલો હાજેરછે મગર બીજું લશકર ચુનનદું ચુંટી કહાડી સાથે લેવું જોઇએછે. એ શખુન સાંભલીને પેહેલવાન કેરશાસપને પોતાનાં બાપની નશીહત યાદ આવી કે પાદશાહ લોકોનાં શખુનથી શર ફેરવયે નહી; તેથી પાદશાહ જોહાકની મરજી ખાતર ઈરાનથીબી બાર હજાર સવારનું લશકર સાથે લીધું તે લશકર ઉપર કોનારંગ નાંમનો ઈરાની પેહેલવાંન શરદાર હતો. તેનેજ સીપેહશાલારનો ખેતાબ બખશી તે ઉપર મુકરર કીધો. પાદશાહે ફરમાવ્યું તેથી એકશો સવારે એક જુંડો તથા રંગ બેરંગનાં પોશાગબી તઇઆર કીધા પછે પેહેલવાંન કેરશાસપે જાબુલ ? લશકર તઇઆર કીધું તેથી ગોયા એક લોહોડાંનાં પાહાડની મેશાલ તે લશકર નજર આવવા લાગું ! પછે જેહાંપેહેલવાંને ફરમાવ્યું કે જાબુલી લશકર તથા ઈરાની લશકર માલુમ નહી પડશે તેથી જેકોઈ જાબુલી હોય તેઓ પોતાના નેજા ઉપર શીહા તોરા બાંધે તેમ, નહી તો પોતાનાં શીર ઉપરની કોલાહમાં તોરા ખોસે કે તેથી શેતાબ માલુમ થઈ આવે. તેજ વખત જેહાંપેહેલવાંનનાં હોકમથી પાદશાહ જોહાકે કારીગર લોકોને બોલાવી તમાંમ જાબુલી લશકરને શીહા તોરા બંધાવ્યા અને શોલ હજાર ઉંઠ તમાંમ લડાઈનાં હથ્યારે ભર્યાં. એ મેશાલનાં જબરદસત લશકર સાથે જાહાંનપેહેલવાંન કેરશાસપે શ્રીહીંદુસથાન તરફ કુચ કીધી. તેનો દબદબો જોઈ દરીઆવ તથા પહાડબી ધ્રુંજવા લાગા તથા તમાંમ જેહાંન ગરદે કરી વરશાદનાં વાદલની મેશાલ શીહાથઈ ! એ રવેશ ભારી દબદબાસાથે જેહાંનપેહેલવાન આગલ ચાલ્યો. એમ કરતાં દરીઆવનાં કીનારેના ગેનાલેહમાં શેહેર જઈ પોહોંચ્યો તો તે શેહેરનો પાદશાહ શેતાબીથી જેહાંપેહેલવાનને એશતેકબાલ આવ્યો અને કેહેવાલાગો કે એ નાંમવર પેહેલવાંન તું એ શેહેર લગી ખુશકીએ આવ્યોછે પણ હવે પછે આગલ કીસતી વગર જવાવાનું નથી વાસતે પાદશાહ જોહાકનાં હોકમથી મેં એ જગો કેટલીક કીસતી તઇઆર રખાવીછે. એટલું તેનું કેહેવું કે જેહાંપેહેલવાંને હોકમ કીધો તેથી તમાંમ સાથનું લશકર કીસતી ઉપર સવાર થયું. જેહાંનપેહેલવાન પોતેબી કીસતી ઉપર સવાર થયો. તે

કીસતીબાંનોને હોકમ થયા મુઆફેક કીસતીઓ શેતાબ સરાંનદીપ તરફ ચલાવી. તરીની મુશાફરીની રાહ ૭ મહીને તમાંમ કીધી અને ખુશી સાથે શ્રી હીનદોસતાનમાં જેહાંપેહેલવાન પોતાના તમામ લાવ લશકર સાથે શલાંમત જઇ પોહોંચ્યો. તે દાહડા ઉપર માહરાજા મેહેરાજ બહુ સીપેહશાલારનાં હાથમાં જે આગલ કેદ પકડાયલો હતો તે તેની કેદમાંથી છુટેલો હતો. તે તાંહાંથી નાહસી આવીને એક પોતાનું બીજું શેહેર હતું કે જે શેહેર જોવામાં ઘણું પાકીજે તથા આબાદ હતું, જે શેહેરની લંબાઇમાં વસતી બે ફરશંગ લગી હતી; તે શેહેર તરફ આવી પોંહોંચી પનાહ પકડીને રાજા બહુની સાથે લડાઈ કરવાની તઇઆરી કરતો હતો. વલી તે બીજો અંદેશોબી કરતો હતો કે હવડાં હું કમજોર છું તેથી એ લશકર સાથે શેહેરમાં જઈ કરાર પકડું; એવામાં તે મેહેરાજને ખબર થઇ કે જેહાંપેહેલવાન કેરશાસપ કેટલીક ફોજસાથે કીસતી ઉપર શવાર થઈને ઈરાન જમીનથી આવી પોહોંચ્યો. તેણે એ ખુશખબરી સાંભલીને લડાઇનાં દેરા મેદાંનમાં નાંખ્યા ને ખુશીથી તે માહારાજા પોતાના તમાંમ લશકર સાથે જેહાંપેહેલવાનને એશતેકબાલ ગયો. તે માહરાજા મેહેરાજ પાસે એક તખત ઘણું નાદેર તથા અજાએબ તરાહનું ચમતકારીક હતું, તે તખતને પછવાડે એક દેરો ચીનાઈ દેબાનાં કપડાંમાં મારેલો હતો, તેમાં દેબાનાં સાત પરદા યાને સાત તબકકા હતા. તે દેરાની તમાંમ મેખો રૂપાની તથા ઠાંબા સૂનાંનાં હતા તથા તે દેરાની રશી રેસમ તથા કસબસાથે વડ દેઈને બાંધેલી હતી. તે દેરાની ઉપર આશમાંનની શેકલ કાહાડી તેમાં આફતાબ તથા તમાંમ શેતારાઓની સૂરત ચીતારેલી હતી. તે દેરામાં એક જરી ફરશ બીછાવેલો હતો, તે ફરશ ઉપર તમાંમ હફતેકેશવર જમીનની શેકલ કહાડેલી હતી. તે દેરામાં એક તખત ફીરોજાનું માંડેલુ હતું, તે તખતને બે બાજુએ બે હાઠી ઇઆકુતના ઉભા રાખેલા હતા; તથા તેની સૂંઢ પરવાલાંની તથા બે દાંત બીલોરનાં તથા કાંન સૂનાંનાં હતા. તે તખત નીચે બે શેર બનાવેલા હતા તેમાં એક કેરબાનો અને બીજો સૂનાનો, અને તે બેહુ શેરનાં તન તમાંમ ગોહરના જડાવથી જડેલાં હતાં! તે શેરોનું કાંમ એ હતું જે દીન તથા રાતની એક એક ઘડી તમાંમ થાય, તેવારે તે બે શેર હીલે તેથી તે તખતબી પારણાંની મેશાલ હીલતું હતું. જેવારે એ શેર જોશમાં આવતા હતા તેવારે ઉડતા હતા તેથી તે તખતને જમીન ઉપરથી ઉઠાવીને કેટલોક વાર હવા ઉપર રાખતા હતા. તે તખત ઉપર બે સનદુક મેલેલી હતી તેમાં એક સનદુકમાં જાતજાતના શરાબ તથા જામ અને બીજી સનદુકમાં ભાંત ભાંતનો નાશતો ભરેલો હતો. જેવારે તે તખત ઉપર માહરાજા

મેહેરાજ બેસતો હતો. તે વખત પેલાં શેરોને જોશ થતો હતો તેથી તે શેર તખત સાથે ઉંચા હવા ઉપર જતા હતા. અને જેવારે માહરાજાને શરાબ તથા નાશતાની ખાહેશ થતી હતી, તેવારે તે તખતની નીચેથી એકાએક એક બાંડી ઘણી ખુબસુરત નીકલીને માહરાજાની સામે આવી અદબથી તે નામદારને શેજદો કરી પેલી સનદુકમાંથી નાશતો તથા શરાબ તેની પાસે હાજેર કરતી હતી. જેવારે માહરાજા નાશતો કરી શરાબ પીતો હતો તેવાર તે બાંડી પાછી એકાએક ગેબ થઇ જતી હતી. તે તખત ઉપર એક મોર ફીરોજાનો બનાવેલો હતો તે મોર પોતાની પાંખનાં પર વીખેરીને આવાજ મારતો હતો તેવાર તેનાં મોહોડામાંથી કપુર તથા કશતુરીની ખુશબો નીકલતી હતી ! તથા તેની ચાંચમાંથી મોતી તથા અશરફી નીકલી પડતી હતી ! એવગરે તે દેરા તથા તખતમાં ઘણીક કરામત હતી. તે દેરામાં માહરાજા એ જેહાંનપેહેલવાંનને વાસતે જે મજલેશ સમારી તાંહાં કેરશાસપ પોતાનાં સીપેશાલારો સાથે આવી ખુશીથી માહદબદબાએ તોરથી મળી બેઠા. તાંહાં નેઆંમત ખાંનુ ખાધાથી અને લાલ શરાબપીવાથી તમાંમ મજલેશનાં લોકો જોકમાં હતા. માહરાજા મેહેરાજ બેસુમાર ખજાનો તથા જવાહેર મંગાવી સીપેહશાલાર કેરશાસપને તથા ઈરાની લશકરને બખશેશ કરતો હતો. એ મેશાલ એક હફતા લગી મજલેશ સમારી મોજજોક કર્યા પછે હરરોજ એકએક ગંજ માહરાજા મેહેરાજ ખરચ કરતો હતો. જેવારે એ રવેશ જીઆફતની મીજલસ કરતાં એક હફતો તમામ થયો તેવારે જેહાંનપેહેલવાને માહરાજા મેહેરાજને સરનદીપનાં રાજા બહુને વાસ્તે પુછયું; તેવારે મહારાજા મેહેરાજ કેહેવાલાગો એ જેહાંનપેહેલવાન સરનદીપમાં મેં જાસુસો મોકલીને ખબર મંગાવીછે તે રાજા બહુ પાસે બે લાખ કરતાંબી જીઆદે લડાએક સવારો છે; તથા શોલ હજાર હાઠી લડાઈ કરનારા છે. જેવારે તે હાઠી જોશમાં આવેછે તેવારે પોતાની શુંઢે કરીને માહતાબને જમીન ઉપર લાવવા ચાહેછે. એ જેહાંનપેહેલવાંન જેવારે તે નાફરમાન બહુ મારી સાથે લઢયો અને મને આજેજ કીધો તેવારે માહરા બાર હજાર હાઠી ઘણાંક જબરદસ્ત તે લુટમાં લેઈ ગયો છે. તું જેવો જેહાંનપેહેલવાંન મારી ઉપર મેહેરબાન છે તો એ કરતાં બમણી લુટ હું તેની ઉપર જીત મેલવ્યાથી પામશ. જાસુસોથી વળી બીજી ખબર મલીછે જે તે બહુ સરનદીપથી ઘણાંક લશકર સાથે લડાઈને વાસ્તે એ તરફ આવેછે. તે એ જગોથી એક હફતાની રાહ દુર આવી મકાંન કરી પડયોછે તે આજ તો એ જગો આવી પોહોંચ્યો હતે પણ એવું માલુમ થાયછે કે તું નામદારના આવ્યાની ખબર સાંભલી હશે તેથી મંજલ ધીમી ધીમી કરતો

આવેછે. એ શખુન સાંભલીને જેહાંપેહેલવાંન કેહેવાલાગો કે તું બી તેની મોકાબલે જવાને વાસ્તે લડાઈનો સામાન તઈયાર કર. પાદશાહ લોકોને લાજેમ નથી જે પોતાનો દુશમન લડાઈને વાસ્તે આવે ને પોતે ગફલતમાં બેશી રેહે! જે મોલકમાં બેદાદી યા પાદશાહ સાથે લડાઈ પેદા થાય તે મોલક બીમાર આદમીની મેશાલ માંદો કેહેવાએ. તે માંદા મોલકનો હકીમ પાદશાહ સીવાએ કોઈ બીજો નહી હોય. જે તેની દવાઈ લશકર તથા ખજાનાએ કરી કરે. વાસ્તે તું હોશીઆરીથી રેહે. ઓ માહરાજા હું એ જગેજીઆફ્ત ખાઈને જોક કરવા નથી આવ્યો? હું તો પાદશાહના હોકમથી લડાઈ કરવા વાસ્તે આવ્યોછું. એ રવેસ વાત કરતાં શરાબની કેફે જોર કીધો તેથી સરવેકોઈ ખાંનાં તથા શરાબથી મેહેજુજ થઈ ગયા. પછે જેહાંનપેહેલવાંન ઉઠી આરામ કરવાને વાસ્તે પોતાનાં લશકરમાં ગયો. હવે એ તરફ માહરાજા મેહેરાજ પોતાના સીપેશાલારોને કેહેવાલાગો કે હું શું કરૂં, માહરી પાસેતો લશકર ઘણું કમ છે, અગરજો તમો આપણાં લશકરનો સુમાર લેશો તો આપણાં કરતાં બહુનુ લશકર હજાર ઘણું જાદેછે. માહરાજાનાં હેવા નાહીમતીનાં શખુન સાંભલીને શીપેહશાલારો તે નામદારને દેલાશો દેઈ કેહેવાલાગાકે એ માહરાજા અગરજો બખત મદદગાર છે તો કમબેશ લશકરની શી હાજેતછે? ઓ માહરાજા તું કશી ચીંતા કર ના, ફતેમંદી ઘણાં લશકર તથા ખજાનાંથી નથી, એ બનાવ તો આશમાનનાં હાથમાં છે. અગર લશકર કમ હોય અને બખત રોશન હોય તો તે કમ લશકરે કરી બેસુમાર લશકરનું મોહ તોડી નખાયછે. હમોએ એવું સાંભલયું છે જે આગલા પાદશાહોનાં વખતમાં થોડાં લશકર સાથેનાં પાદશાહોએ બેસુમાર લશકર સાથેનાં પાદશાહોને મારીલીધાછે તે કરતાં આપણુને એ જાબુલી લશકર કાફી છે. જેહાંનપેહેલવાન જેવા સીપેહશાલારથી આશમાન તથા જમીન લરજેછે. એ જેહાંપેહેલવાનની લડાઈથી શેરબી આજેજ આવેછે. તમાંમ જેહાનમાં જંગી કેરશાસપનો હમનબરદ કોઈ નથી. મસ્ત હાઠીને તો એ પેહેલવાંન એક મુકીએ કરી ગીરદાપેચ કરી નાંખેછે તથા એ કેરશાસપ અગર જાુહુનનાં દરીઆવ ઉપર જોશ કરે તો નેજાની નોકે કરી તે દરીઆવમાંથી આતશનાં શોલા કહાડે! જે મરદથી ઘણુંક લશકર શેકસતે પાંમે, તે શખસ ઘણાક લશકરને નેગાહબી રાખી શકે તથા હજાર સવાર બેદેલ હોય તે કરતાં એક સવાર દેલથી કામ કરે, તે વધતો હોય. જેકોઇ શખ્સ પોતાનાં જીવથી ડરે નહી તે શખસ શેરનાં પંજા ઉપર ચુંગાલ મારે; તેકરતાં એ જેહાંપેહેલવાંન કેરશાસપ તો પોતાનાં જાબુલી બે હજાર સવાર સાથે આપણી મદદે આવતો હતો પણ એ તો

પાદશાહ જોહાકે ધણીક મીનત કીધી કે માહરો દબદબો રેહેતો નથી. તેવારે તે પાદશાહની ખુશી રાખવાને વાસ્તે એ ઈરાની લશકર પણ સાથે રાખ્યુંછે અગર નહીતો પોતાનાં જાબુલી બે હજાર સવાર સીવાય કોઈને સાથે લેતો હતો નહી. પાદશાહની મરજીને વાસ્તે એ બાર હજાર સવાર ઈરાની લશકરના સાથે લીધાછે તે એ જંગી કેરશાસપ છે, કે જેણે ચઉદ વરસની ઉમરમાં ભારી અજદહાને ખાક સાથે બરાબર કરી નાખ્યો! એવા દેલાશાનાં શખુન માહરાજા મેહેરાજ પોતાના સીપેહશાલારોની જોબાનથી સાંભલીને ઘણોજ ખુશી થયો. તેણે એક હફતામાં તમાંમ લશકરનું કામ રાસ્ત કીધું અને લશકર સમારી તઇયાર કીધું. જેટલું લશકર લડાઈમાં લઈ જવાનો હતો તેને શેહેરમાંથી બાહાર કહાડયું; તે જોઈને સીપેહશાલાર કેરશાસપબી લશકર સાથે બાહાર નીકલ્યો. તેણે તાકીદ કરી તલાયા લોકોને આગલ રવાંને કીધા; તેની પછવાડે ખજાનાંનાં ઉંઠ તથા બીજો સામાન તથા અશબાબ રાખ્યો. એમ કરતાં આગલ જતાં રાહમાં એક પાહડ આવ્યો તે જગો ધણીક વાંશની જાહડી ઉગેલી હતી તથા ભાંત ભાંતનાં શેકાર તે જંગલમાં હતા તેથી જેહાંપેહેલવાન કેરશાસપને તાંહાંની હવા ખુશ લાગી તેનાં સબબથી જેહાંપેહેલવાંન કેરશાસપે પાહાડ ઉપર મકાન કીધો. તેવારે માહરાજા મેહેરાજ ઘણો આજોરદે થયો. માહારાજા મહેરાજ કેહેવાલાગો કે એ ગરદનના ઉઠાવનાર પેહેલવાંન એ પહાડ ઉપર જંગલમાં આગલ ચાલતો નહી. ઈહાં બબર જાનવરનું રેઠાણ છે, તેમાં એક બબર ઘણું ભારી અને જબરદસ્ત તથા જીઆંનગાર છે. તે બબર જોશમાં આવેછે તેવાર એક જખમમાં મસત હાહીને જીવથી મારેછે. તે બબરને જોતા હેરેમનબી ડર ખાઈને નહાશેછે. મસત જંગી શેરનેતો તે બબર ગોરખરની મેશાલ પકડીને ખાઈ જાયછે. એ બબરને વાસ્તે મેં માહરા બજોરગવારોથી એવું સાંભલ્યુંછે કે તમામ જેહાંનના જંગલોનાં પરનદાં જાનવરોમાં એ બબર શરદાર છે. એટલું સાંભલીને જંગી કેરશાસપ કેહેવાલાગો કે એ માહરાજા ઘણું ખુબ કીધું કે તેં માહરી નજદીક એ ભેદ કેહ્યો મારી ખાએશ એ બબરની લડાઈ ઉપર ઘણી છે; વાસ્તે હમણાં કીનાના ગોરજે કરી તે નાપાક બબર જાનવરને શેકારની મેશાલજ આશાંનીથી મારીને લાંઉછું. અગર તે બબર બીજાં પરંદાં જાનવરો કરતાં જબરદસ્ત છે તો ફીકર શી? તે જાનવર મારા ભારી ગોરજનાં જખમથી શલામત રેહેશે નહી. એટલુ કહી ગોરજ તથા તીર કમાન લેઈ શેતાબ પવન મેશાલ તે જીઆનગાર બબરનાં જંગલ તરફ બેદેહેશત ચાલ્યો. તાંહાં જંગલમાં બીજાં ગોરગો તથા શેકાર માર્યા પણ તે બબર જાનવરોનેતો દીઠાં નહી. એમ કરતાં તમાંમ દાહાડો

જંગલમાં જોશતેજો કીધી પછે આફતાબનું મોહ રાતની દેહશતે કરી જરદ થયું યાને શીહારાત પડી તેવારે જેહાંપેહેલવાંન પોતાના દેલમાં ગમગીન થયો કે આજ આખો દાહડો થયો હું એ જંગલમાં ફર્યો પણ એકબી બબર માહરે હાથ આવ્યું નહી; બલકે તેની કસી નીશાણબી માલુમ થઈ નહી. એ રવેસ અંદેશો કરી પાછો લશકરમાં આવ્યો અને નાખુશીથી દેરામાં બેઠો પણ એક બબર હાત આવ્યું નહી તેના શબબથી તે નામદાર પેહેલવાંને રાતના ખાણુંબી ખાધું નહી, શરાબબી કમ પીધો અને ખોઆબ કીધો. જેવાર આફતાબે પોતાના શર ઉપર શુનાની કોલાહ મેલી; યાને રોશન દીન નીકલ્યો તેવારે જહાંપેહેલવાંને ફરીને જંગલમાં અરધી રાહ આગલ ચાલ્યો એવામાં લશકરની હરોલમાં એક પોકાર ઉઠયો કે રાહમાં ચાર બબર મસત હાઠીની મેશાલ આવી ઉભાંછે. એ આવાજ પેહેલવાન કેરશાસપે શાંભલ્યો તેથી પોતાની શવારીનો હાઠી શેતાબ લશકરની હરોલમાં ચલાવ્યો. જેવારે જેહાંપેહેલવાંનને તે બબર નજર આવ્યાં તેવારે આવાજ મારી પોતાની શવારીનો ઘોડો મંગાવ્યો અને તેજ વખત પોતાના શબરંગ ઘોડાઉપર શવાર થઈ તેણે હાથમાં ભારી ગોરજ ઉઠાવ્યો. તે કીનાથી તે બબરની તરફ ચાલ્યો એવામાં એક મસ્ત બબર તેની નજદીક આવ્યું.

તે ઘણુંક બરાર મારવા લાગું. તેની બે આંખ કીનાએ કરી ગોયા લોહીનાં ચશમાં મેશાલ હતી. તે બબર પોતાનાં પાછલા પગે કરી જમીન ખોડવા લાગું, તેની ગરદે આશમાંન શીહા થયું ! તેની ચુંગાલના નખ ગોયા નશતર હતાં તથા તેનાં તન ઉપરનાં બાલ ગોયા નેજાનાં નોકની મેશાલ ઉભા હતા. એ રવેસનું ડરાંમણું જાનવર આવી જોશથી જમીન ખોડવા લાગું. એવામાં જેહાંપેહેલવાંને પોતાનો ઘોડો તેજ કરી તેની તરફ જઈને એક ગોરજ તેના શર ઉપર માર્યો તેથી તેજ વખત તે બબર પછાડ ખાઈને જમીન ઉપર પડયું. તે બબરને બીજાં બબરે મુએલું દીઠું તેથી મસ્ત થઈ ફેશાદે કરી શેતાબ દોડતું કેરશાસપ ઉપર આવ્યું તેજ વખત એક તીર ખેંચીને તે જાનવરના મોહમાં જોરથી માર્યો તેથી તેબી તે જગોએ પડયું. તેવારપછે કેરશાસપે પોતે ઘોડા ઉપરથી શીતાબ પીઆદો થઈ દોડતો જાઈને તીજાં બબરનું દુમ પકડીને બીજે હાતે કરી તેનાં મોહોડામાંથી જીબ ખેંચી કહાડી. જેવારે ચોથાં બબરે એ રવેસે પેલાં તરણ બબરનો અહેવાલ દીઠો; તેવારે તે પોકાર કરતું જંગલની તરફ નહાહું. હવે કેરશાસપે જોયું કે એ બબર શલાંમત જાયછે તેથી તેની પછવાડે દોડી પોહોંચીને પોતાનો ગોરજ છુટતો માર્યો, તે ગોરજે કરી તે બબરના બે આગલા પગ ભાંજી નાંખ્યા પછે પોતે અંદેશો કીધો કે એ જંગલમાં

બીજાં ખબર હશે; એવો અંદેશો કરી જંગલમાં આગલ ચાલ્યો. તાંહાં જઈને ઘણીક જોશતજો કીધી પણ કોઈ જાનવર નજર આવ્યું નહી. એ ખબર માહરાજા મેહેરાજને થઈકે પેહેલવાન કેરશાસપે બબર માર્યાં તેથી શેતાબ તે જગો જઈ તે બબરને જોયાં; તેથી મેહેરાજ ઘણો અજબ રહ્યો અને પેહેલવાન કેરશાસપના જોર ઉપર ઘણીક દોઆ કીધી. પછે તેઓ તાંહાંથી દર મનજેલ આગલ ચાલ્યા અને રાજા બહુના લશકરથી એક દહાડાની રાહ દૂર રહી તાંહાં જાઇ દેરા માર્યા અને ખબરદારીને વાસ્તે જંગલમાં ખાસ તલાયા મેલ્યા.

---

## જેહાંપેહેલવાંન કેરશાસ્પે રાજા બહુ ઉપર નામું લખ્યું તે હકીકત.

જેહાં પેહેલવાન કેરશાસપે શેતાબ નવીશીનદાને બોલાવીને ફરમાવ્યુંકે એક નામું શરનદીપના રાજા પેલા બહુ ઉપર ગોરસાથી લડાઈતથા કીના તથા દેહેશતભરેલું લખે. એ હોકમ સાંભલીને નવીશીનદાએ કલમે કરી શફેદ કાગજ કે જે આશમાંનની મેશાલનું હતું, તે શીહા વાદલની મેશાલ કીધું યાને તે ઉપર શીહા હરફ લખવા માંડયા. અવલ જેહાંનનાં પેદા કરનારને યાદ કરીને તેનું નામ લખ્યું. કે તે શાહેબ સરવે ભેદનો જાણનારો તથા દાદનો લેનાર છે. એ જેહાંન ચાલેછે તે તેની બખશેશથી ચાલેછે. તન પેદા કરીને તેમાં જીવ તેણે મેલ્યો અને સર્વે કોઈ ઉપર રોજીનો દરવાજો તેણે ખોલ્યો. તે શાહેબે શીહા રાતને માહાતાબે કરી ચલકતી કીધી તેથી જમીન એક જગો થમ રહીછે તથા આશમાન રાત દન બેકરારીથી ફરેછે તે તેના હોકમથી છે. તમામ જેહાંન તથા જમીનને જમાનો તેના ફરમાનમાં છે. હરેક ચીજઉપર તેનો હોકમ બરતર છે તથા અવલ અદલ હતોબી તેજ અને રેહેશેબી તેજ. તે શાહેબની જાતને જવાલ નથી. એ રવેશ પાક યજદાંનતાલાની તમાંમ તારીફના શખુન લખ્યા પછે ફરીને લખ્યુંકે એ નામું જે તારી તરફ મોકલ્યુંછે તે નામુ સુલેહ તેમ લડાઈ ભરેલું છે. એ ઈરાન જમીનના રેહેનાર જેહાંપેહેલવાન કેરશાસપે તું શરનદીપના રાજા બહુ ઉપર લખ્યુંછે. એ બેઅકલ બેફામ અને બેપરવાહ ઊંધી અકલના અને શીહા કાગડા મેશાલ ચેહેરાના બહુ તુંને પોતાનીજ ખબર નથી તો તું શરદારી શું કરશે ? તું અંદેશો કર કે એ શરંદીપનો મોલક તથા તાજ ને તખત તુંને માહરાજા મેહેરાજે આપ્યું. એ માહરાજાની દોલતે તું શરનદીપના મોલકમાં હાકેમ કેહેવાયો છે અને હવડાં તેં પોતાની ખામઅકલ ખરચ કરી એકાએક નીમખહરાંમીથી શર ઉઠાવીને

પોતાના ખાવંદ ઉપર કમર બાંધીછે. જેકોઈ બદજાદ અને બદખુનીઆદ હોય તે એ રવેશ પોતાના ખાવંદ ઉપર શેખીથી કમર બાંધે !! તું તો પોતાના માહરાજા મેહેરાજનું તાજ તથા તખત છીણુવી લેવા માંગેછે. તો હવે તું તે પોતાની ખુનીઆદ હેવી તે શું કમીની અને બુરી રાખેછે કે નાલાયક શેખી કરેછે ? તે કરતાં માહરાજા મેહેરાજે બીજા સીપેશાલારો કરતાં ઘણીબજોરગી તે સાથે મોટા સરનદીપ મોલકની શરદારી તુંને આપી; તેવારે તું હવડાં એમકરી ચાહેછે કે માહરાજા મેહેરાજનું તખત તથા તાજ છીણુવી લે ! વાસતે જોવામાં આવેછે કે તાહરી તબીઅત વરૂનાં જેવીછે કે જેકોઈ વરૂને પાલે ને પરવરશીથી મોટું કરે ને કોઈ દન તે વરૂ લાગ પામે તેવારે પોતાનાં પાલનારા ખાવંદને ફાડી નાંખી તેનું લોહી પીએ તે મેશાલ તેં પોતાનાં માહરાજા મેહેરાજ સાથે બદી કીધી છે. એ બાબદમાં ઘણું તે શું લખું ? માહરાજા મેહેરાજમાં જે કાંઈ ખુબી હતી તે તેણે તારી સાથે કીધી; પણ તારામાં જે બદ ખુનીઆદી તથા બદજાદી હતી તે તેં પોતાની જાતે કરી દેખાડીછે. બજોરગ લોકો ફરમાવી ગયાછે કે. કશતુરીમાંથી તે ખુશબો આવે તથા ગુગલમાંથી તે બદબોઈ નીકલે. અગર તાંબાંને લઈને બશો મરતબે આતશમાં નાંખીને ગાલી કહાડો પણ તે તાંબુ સોનુ નથી થનાર. હવે તો જે બની તે ખરી હું એટલા વાસતે માહરાજા મેહેરાજની દરગાહમાં આવ્યોછું કે તું મારી પનાહમાં આવી પોતાનાં માહરાજાની નજદીક શરમથી શર નીચું નાંખી જે કાંઇ ગુનાહ થયોછે તે માફ માંગે તો હું તારો આ ગુનાહ તથા તકશીર જે થઈ છે તે માંગી લેવું અને એ માહરાજા મેહેરાજની નજદીક જે કાંઈ આબરૂ તુને પેહેલી હતી તેવીજ આબરૂ ફરીને પાછી આપી શરફરાજ કરૂં. અગર તું હવડાં નહી આવશે અને કીનાંની તલવાર બાંધશે અને બેફરમાંનીની રાહ ઉપર ચાલશે તો તુંને ઉંધા બખતની પાદશાહી ઉપર બેસાડીશ યાને તુંને ઊંધે મસતકે શુલી ઉપર ચઢાવીને તારા શર ઉપર તાજની જગો પથરનો વરશાદ વરસાવીશ. હું તારી ઉપર અશરફીના વધાવાની જગો શવારોના તીરનો માર ચલાવીશ. અગર તારી મદદે આશમાન આવે અને તું ઉપર મેહેરબાંન થાય તોપણ મારી તલવારે કરી તે આશમાંનનેબી પુરજે પુરજો કરી નાખીશ. તું નથી જાણતો કે મારી સાથે એવું તો જબરદશત લશકર છે, કે તેમાંના એકનું કદ અગર કોઈ જોય તો તેનાં તનથી દેહેશતે કરી જાન નીકલી જાય ! જેવારે તે પેહેલવાન લોકો શમશેર ઉઠાવીને પોકાર મારેછે, તેવારે જંગલમાંથી શેર દોડતા આવીને તે નજદીક બકરાં થઈ ઉભા રેહેછે. તે જવાંમરદો એક મરતબે જોશથી નેજા ઉપર હાત

ઉઠાવેછે તો આશમાંનની ઢાલમાં શુરાખ પાડેછે; યાને આશમાંનને વીંધી નાંખેછે ! અગર તારા હીનદોસ્તાની એક હજાર સવાર સામે આવે, તે સામે મારો એક ઈરાની સવાર મેદાનમાં નીકલે તો તારા તે એક હજાર સવારથી હરગેજ મોહો ફેરવે નહી ! બલકે એક હજાર તારા લશકરના તે મારા એક સવારથી આજેજ થઈને નહાસ્સે ! તે કરતાં તારી સાથે લડાઈ કરતી વખત મને કોઈની મદદ જોઈતી નથી. હું એખલોજ તારા લશકર સાથે લડાઇમાં બશ છું. એક મરતબે હું જમાનાને કેહું કે તું એ રાહે નાં ચાલ, તો એક મરતબે જમાનોબી મારી દેહેશતે કરી મારા હોકમ તાબે ચાલે! વાસતે એ બહુ તું એ બે વાતમાંથી એક વાત કબુલ કર, અગરતો માહરાજા મેહેરાજની ફરમાંબરદારી કબુલ કર, અગરતો લડાઇનો શામાન તઈયાર કર.

એ મીશાલે નાંમુ લખી પોતાનાં એલચીની સાથે એક શખસ કે જે હીંદી જોબાંનનો જાણનાર હતો, તેને સાથે આપીને કહ્યુંકે અગરજો મારા જાબુલી જોબાનમાં બહુને શમજ નહી પડે, તો તું હીંદી જોબાંનમાં તેને શમજ પાડજે, એટલું કહીને તે એલચીને રવાના કીધો. જેવારે તે એલચીએ પેલું નાંમુ બહુને આપયું તેજ વખત મુનશીએ લઇ બોલંદ આવાજે વાંચયું; તે શાંભલતાંવારબહુ ગોસામાં આવયો. તેણે જોબાં ખોલીને ગાલો દીધી અને જે હીંદી જોબાંન જાણનારો પેલા એલચીની સાથે બહુને શમજાવા ગયો હતો તેને તેજ વખત શુલી ઉપર ચઢાવ્યો. ઈરાની એલચીને તો તમાચા મરાવી બાહેર કઢાવી મુકયો. બહુએ કહ્યું કે જીવતો તું જઈને મેહેરાજને કેહે કે તું વલી બીજી મરતબે લશકર લેઈને આવ્યોછે તો શું મુન્નકોછે ? મોટાં પુટલાંનાં દુશમન યાને જેને હીંદુ લોકો માહદેવ કરીને કેહેછે તેના કશમ લેઈ કેહુછું કે હું તારા તનને ખુન તથા ખાખમાં ગરક નાખું, તારા શરને તનથી દુર કરીને મારા શરનદીપમાં લેઈ જાઉં અને તેને નેજા ઉપર ચઢાવી કીલ્લા ઉપર ટાંગુ ! એક નામદારને થોડાંક લશકર સાથે ઈરાનથી પોતાની મદદે બોલાવીને તે લોકડીનાં કલ્લા ઉપર શેરની મરદાનથી કરવા ચાહેછે. એક અદના કેરશાસપ કે જેનું નામ લેતાં કમકમાટ લાગેછે તેવા નીચ ચાકરને હું શરનદીપનો માહરાજા બહુ થઇને કાગજનો જવાબ લખું ? વાસતે જે કાંઇ મારો જોબાંની પેગાંમ કેહવાડયોછે તે શાંભલજે. અગર તું એ નામાંનો જવાબ ચાહતો હોય તો એ જગો ગોરજ તથા તલવાર શીવાય કાંઈ બીજું નથી. એટલું કહીને તે એલચીને મારીને બાહેર કાઢી મેલ્યો. તાંહાંથી પેલો એલચી ખોહાર આદમીની મીશાલ જેહાંપેહેલવાંનની નજદીક આવ્યો. તેણે તમામ હેવાલ જાહેર કરીને કહ્યો. એવા નાલાયક શખુન શાંભલીને જેહાંપેહેલવાન ગોસ્સામાં આવ્યો. તેણે તેજ

વખત ફરમાવ્યું કે લડાઇનું નકારૂં કરે ! તેથી નગારચી લોકોએ હાઠીઓની પીઠ ઉપર નગારાં બાંધીને આવાજ કીધા. તે અવાજે કરીને જમાનો જોસ ભરેલો થયો. જેહાંપેહેલવાંન પોતાના સીતાબ ચાલના ઘોડાઉપર શવાર થઈ પોતાનાં જામુલી લશકર સાથે મેદાનમાં આગલ ચાલ્યો, તેવારે માહરાજા મેહેરાજ કેહેવાલાગો કે અએ શરફરાજ પેહેલવાન તું એ જગો એક દન શબર કરે તો મારૂં બીજું ઘણુંક લશકર આવી પોંહોંચનારછે. તેવારે કેરશાસપે કહ્યું કે મને એટલું લશકર બસ છે. એ માહરાજા તું એ જગો પાહાડ ઉપર બેશીને આશાયશથી શરાબની જામ હાથમાં પકડીને મારી લડાઈનો તમાશો જોયા કર કે હું એ શરનદીપનાં લશકર સાથે શી રવેસની ખુનકાર લડાઈ કરૂંછું. મને મારા ગોરજ તથા બાજુની મદદ બસ છે. હું પાક યજદાંનેતાલા સીવાય કોઈ બીજાને પોતાનો યાર જાણતો નથી.

---

## જેહાંપેહેલવાંન કેરશાસ્પે રાજા બહુના લશકર સાથે પેહેલી લડાઇ કીધી તે હકીકત.

પછે નામદાર કેરશાસપે માહરાજા મેહેરાજને કહ્યું કે એ માહરાજા તારાં તમામ લશકરે બહુનો ડર ખાધેલોછે; તેથી એ લશકરની હીમત ચાલશે નહી, અને નાહક મારાં લશકરની શફમાં શોરશાર કરી તેને પણ નાહીમત કરી મેલશે. ઓ માહરાજા તું તારા લશકર સાથે એ પાહાડ ઉપર મકાંન કરીને રેહે. એટલું કહીને જેહાંપેહેલવાને તે પાહાડ નીચે પોતાના લશકરની શફ ખેંચી અને જે જગો સીપેશાલારોને ઉભું રેહેવાની હતી તાંહાં તેઓને ઉભા રાખી તમામ તાલુકાનો હવાલો કીધો. લશકરની ડાહબી તરફ નામદાર અરફશ તથા બીહીપુર એ બે પેહેલવાંનોને હવાલો આપ્યો. જમણી બાજુ પેહેલવાન આદરશ તથા બોરજા એ બે પેહેલવાનોને હોશીઆરીથી ઉભા રાખ્યા. લશકર પછવાડે દલેર મેહેયાર તથા શીના એ બે પેહેલવાંનોને શરદારી બક્ષી રાખ્યા. લશકરની કલબગાહમાં નામદાર કેશવાદ તથા ગોરદાબ એ બે પેહેલવાંનોને હવાલો આપી ઉભા રાખ્યા. એ રવેશ સરવે કોઈ પેહેલવાંનો પોત પોતાની જગો ઉપર હોશીયારીથી ઉભા. જેવારે પેલી તરફથી બહુએ જેહાંપેહેલવાંનનાં લશકરને જોશ ભરેલું દીઠું, તેવારે પોતાના લશકરમાં હોકમ કીધોકે કીનાંનું નગારૂં વજાડે. ત્યાર પછે પોતાના લશકરમાંથી ચાર શરદાર માહદેલાવર હતા તેમાં એકનું નામ આદો હીંદી, બીજાનું નામ તરવર હીંદી, ત્રીજો પરશોતમ હીંદી, તથા ચોથો તેવ હીંદી- એ ચાર સરદારોમાંથી એક એકને એક એક લાખ સવારોનું લશકર

તથા એક હજાર હાઠી લડાઈ વાસ્તે હવાલે આપ્યા. પેહેલી શફ્ શોલ હજાર હાઠીની બાંધી, તે શફ્ની પછવાડે બહુનાં હીંદી લશકરે શફ્ ખેંચી. જેમકે એક શીહા પાહાડની પછવાડે શીહા દરીઆવ હોય તે મીશાલે પેલા શીહા હાઠી પાછલ હીંદી લશકર નજર આવવા લાગું; તે એક એક હીંદી શીહા દોજખનાં દેવની મીશાલ શીહા રંગનાં બદસુરત પલીતજ હતા. તે શીહા શીકલ લશકરના હાથમાં નાગી તલવારો રોશન આફ્તાબની મીશાલે ઝલકતી હતી. તે લશકરના તન શીહા ધુંવાની મીશાલનાં તથા એક એક પેહેલવાન જોવામાં દેવની મીશાલ કદાવર તથા હેરેમનની મીશાલ પેચ ભરેલો ફરેબઆજ હતો. તે શીહા રંગનાં લશકરે કરી ને તે મેદાન ગોયા દોજખની મીશાલ શીહા નજર આવતું હતું. તે લશકરના બેસુમાર નેજના નોકે કરી તે જગોની હવા ગોયા નોરોઝની રાત મીશાલે રોશન નજર આવતી હતી! તે લશકરના શોરશારે કરી કેઆમતના દહાડાની મીશાલ જમાનો હલમલી રહ્યો હતો. શાહેર કેહેછે, કે તે લશકર નહી પણ ગોયા એક આબનુશનું જંગલજ હતું. તેવાં શીહા લશકર ઉપર ઇરાની લશકરનાં દલેરોએ જોશથી દોડીને હરતરફથી લડાઈ શરૂ કીધી. એક તરફ પેહેપુર તથા અરફ્શ એ બે પેહેલવાન પેલા બે હીંદી શરદાર આદોએ તથા વીતર જે હીંદી લશકરની ડાબી બાજુ ઉપર ઉભા હતા, તેઓ ઉપર જઈ પડયા. આદેરશ તથા બોરજ એ બે પેહેલવાનોએ હીંનદી સરદાર પરશોતમ તથા તેવ જે જમણી સફ્ની બાજુ ઉપર હતા; તેઓ ઉતર હોમલો કીધો. એમ કરતાં બે તરફ્નાં લશકરમાંથી ધરપકડનોજ અવાજ નીકલવા લાગો. તે મેદાનમાં ઘોડાઓની નાલે કરી તમામ જમીન ખોડાઇ ગઈ. તે મેદાનની ગીરદે કરીને દરીઆવનાં મગરમછની આંખો બાહેર નીકલવા લાગી! રંગબેરંગના જુંદાઓથી તમામ તે મેદાનની હવા ચીનના બાજારની મીશાલ નજર આવવા લાગી! તે મેદાનના નગારાના અવાજે કરીને આશમાનનાં કાન બેહેરા થવા લાગા! નેજાની નોક સુતેલા મોતને જગાડતાં હતાં! તે મેદાનની જમીન મરદોના જોશે કરી દરીઆવની મીશાલ થઈ હતી. તેમાં પાણીની જગોએ લોહીની નેહેર ચાલતી હતી તથા ગરદે કરી આશમાન ઉપર શીહા વાદલ નજર આવતું હતું. જેમ માહીને મગરમછ ખેંચી લે તે મીશાલ મોત લડાયક સવારોને ઘોડા ઉપરથી ખેંચી લેતું હતું. જેવારે જેહાંપેહેલવાન કેરશાસપે એ રવેશ શખત લડાઈ દીઠી; તેવારે શેતાબ પેલા બુલંદ તીર મંગાવ્યા કે જે તીર અજદાની લડાઈ વખત બનાવયા હતા; તે તીરનો ભાથરો મંગાવીને તે મેદાનમાં ઉભો રહી તેણે દસ તીર એકક પંછે એકક મારયા. તે એક એક તીરે

એક એક હાથીને બેજાંન કરી જમીન ઉપર નાંખયા. પછે શમશેર ઉઠાવીને કેરશાસપે ઘોડાને એડ મારી તે લડાઈમાં જઈ પડયો અને હીંદી લશકર ઉપર રેશતાખજ ઉઠાવી! જેમ બેજાંન પવને કરી ઝાડના શુકાં પાતરાં ખરે તે મીશાલ તે નામદારની તલવારે કરીને હીંદી લશકરનાં બેશુમાર શર જમીન ઉપર પડવાં લાગ્યાં. તેની તલવારે કરીને પવન તથા ખાકેબી લાલી પકડી! તેનાં ગોરજે કરી ઘોડા તથા હાથી તથા સવારોની પીઠ તુટી જતી હતી! તેનાં હાથથી જેવારે કમંદ છુટતી, તેવારે એક આચકામાં દસ દેલાવર પેહેલવાનોને ખેંચી નીચે નાખતી હતી. જેવારે તે નામદાર નેજાનો જરપ મારતો, તેવારે ચાર શવારોને સાથેજ જીવથી મારતો હતો! તે સાથે બીજા છ સાત લડાયક જખમી થઇ જમીન ઉપર પડતા તે તો જુદા. જેવારે તે પેહલવાન નેજાનું પેકાંન મારતો તેવારે ત્રણ શવારોને સાથેજ શીવી નાખતો હતો. કેરશાસપે પોતાની શવારી સારૂ ચાલીસ ઘોડા જબરદસ્ત લોહોડાંની પાખડ નાખેલા તયાર રખાવયા હતા કે જેવારે એક ઘોડો હાંફતો તેવારે બીજા ઘોડા ઉપર તે તુરત શવાર થતો. એમ કરતાં તે લડાઈમાં પેલા ચાલીસ ઘોડા હાકી લોટપોટ થઈ ગયા! પણ પેહેલવાન કેરશાસપ પોતે તો અશલ માફક આશુદગી ભરેલોજ હતો! તેવાર પછે પોતે પાંઉપેઆદો થઇ હીંદી લશકરમાં દોડયો. તેણે એક હાથીને ઉઠાવીને બહુનાં લશકરમાં મારયો તેવારે સીતેર હીંદીને ઘોડાસાથે ગેરદાપેચ કરી નાખ્યા. તે મેદાનમાં કેરશાસપ જોસ ઉપર ચઢયોજ હીંદી લશકરનાં શવારોનાં કમરબંધ પકડી ઘોડાનાં જીન ઉપરથી ઉઠાવી એક બીજા ઉપર મારવા લાગો. જેવારે એ મીશાલ જવાંમરદી કરતો કેરશાસપને પાહડ ઉપરથી પાદશાહ મેહેરાજે દીઠો, તેથી કેરશાસપના જોર તથા હુનર ઉપર આફ્રીન કરી તે માહારાજાએ પોતાના લશકરને હોકમ કીધો કે ખુશીનાં નગારાં વજાડે. તેજ વખત ખુશીનાં નગરાંનો અવાજ પાહાડ ઉપરથી ઉઠયો. તે આશમાન ઉપર જવા લાગો એવામાં એકાએક એક મશત હાથી પોતાની શુંઢ અજદાની મીશાલ લાંબી કરી કેરશાસપ ઉપર ધસ્યો આવ્યો તે હાથીને જોઈ તે નામદાર પેહેલવાને એક પોકાર નરેશેરની મીશાલ મારયો. પછે શીતાબ કુદીને તે હાથીની શુંઢને પોતાના હાથનો પેચ દેઈને મજબુત પકડી એક ગોરજ તેનાં સર ઉપર એવો તો માર્યોકે તેનું તમામ સર રેજેરેજ થઈને પેટમાં ઉતરયું! પછે તેજ ગોરજે કરી હીંદુનાં લશકરમાં મોતનો વરસાદ વરસાવવા લાગો. તે પેહેલવાન કબી તલવારે કરી લોહીની નદી જારી કરતો હતો, અને કબી ગોરજે કરીને દુશમનનાં લશકરને જમીન ઉપર ખાક બરાબર કરી નાંખતો હતો. એમ કરતાં ઘણાંક હીંદી હાથી તથા

લશકરની ગરદ કાહાડી નાખતો તથા મારતો મારતો બહુ રાજાના દેરાની નજ-
દીક જઇ પોંહોંચ્યો. બહુના દેરાની આશપાશ ઘણાંક હાથી લોહોડાંની પાખર
સાથેનાં રાખેલા હતા; તેથી ગોયા ત્યાં શીહા પથરનો કોટજ બનયો હતો!
તે જગો જઈ પોંહોંચીને જેહાંપેહેલવાંને એક હોમલામાં એકસો હાથી ગોરજે
કરીને ખાક સાથે બરોબર કરી નાખ્યા! પછે નેજો ઉઠાવીને તેની નોકે
કરી કેટલાક સીપેશાલારોના દેરા ઉખેડી નાંખ્યા. એ ખબર જેવારે રાજા
બહુને થઈ કે એ જગો એક પેહેલવાને એખલો આવી પોહોંચીને ઘણાંક
લશકર તથા હાથી કતલ કરી નાખ્યાછે, તેવારે બહુ બાહેર આવ્યો, તે જોય-
શું કે રોશતાખેજનાજ પોકાર પડેછે! અને તે મેદાંનમાંથી હીંદી લશકર
પોતાનો જાન લેઈનેજ નહાશેછે. હવા જોયતો ખાક ભરેલી તથા જમીન
લોહી ભરેલી થઇછે. તાંહાં બેસુમાર હાથી જોશથી હરતરફ દોડેછે. તે મે-
દાંનમાં મરદાને મરદોના સર તથા હાથ તથા પગ બેસુમાર પરાગંદેહ પડે-
લાછે. એ મેશાલ પોતાના હીંદી લશકરમાં ખરાબી જોઈને બહુ પુછવા
લાગોકે એ હોનર ભરેલો નવજુવાન પેહેલવાન કોણછે? તેવારે પેહેલવાનો
તેને કેહેવા લાગાકે એ મરદના હોનરનો સુમાર નથી. હજુર એ નવજુવાં-
નના શફેદ કાગજ ઉપર શીહા હરફ લખાએલા નથી. યાને હેના શફેદ રોખ-
શારા ઉપર શીહા બાલ ફુટયા નથી તેટલાંજ એનું તનતો હાથી મીશાલ,
કમર ચીતાની મીશાલ, અને જોર સીંહ મીશાલ રાખેછે! એ છોકરો એ-
ટલી નાહની ઉમરમાં ઘણી હીમત તથા દલેરી રાખેછે અને એક તીરે કરી
એક હાથીને મારેછે! એ પેહેલવાંન એક હોમલાએ કરી એક હજાર શવા-
રોને ઘોડાના જીન ઉપરથી ખાકમાં નાંખેછે. એનાં ગોરજનાં જરબની આ-
ગલતો એહેરેમનબી તાંમોશ રાખી શખતો નથી. જેવારે એ પેહેલવાંન
નેજો ઉઠાવીને મારેછે તેવારે ચાર પેહેલવાંનોને સાથેજ શીવી નાખેછે!
એ પેહેલવાંને આપણાં લશકરમાંથી ઘણાક નાંમીચા શવારોને કતલ ક-
ર્યાછે ને તે પછે એ જગો આવી પોહોંચ્યોછે. મબાદા એ શખસ પોતેજ
કેરશાસપ હોય. એ મીશાલ દેહેશતથી પેલા હીંદી પેહેલવાંનો બહુને કે-
હેવા લાગા, તેવામાં તે જગોએ જેહાંપેહેલવાંનનો એક તીર આવી પડયો તે
તીરને જોઈ સરવે કોઈ બહુને કેહેવા લાગાકે જે શખસનો એવો તીર કે
આપણાં લશકરનાં કોઈ પેહેલવાન પાસે તેવો નેજો નથી--તો હવે એ
નામદાર પેહેલવાંન સાથે શી હીમતે મેદાંનમાં નીકલીયે? ઘણાંક આપણા
લશકરનાં પેહેલવાંનોએ તીર ઉઠાવા ચાહ્યું પણ કોઇ તે ઉઠાવી શકયો નહી!
માત્ર જેકોઈ આપણા લશકરમાં ઘણાંજ નાંમીચાને જોરાવર પેહેલવાનોછે
તેઓએજ એ તીર ઉઠાવ્યો! તેઓ પણ દસ કદમથી જાદે આગલ ચાલી

શક્યા નહી. જેવારે બહુએ તેની એવી દલેરી સાંભલી તથા તે તીર પોતાની નજરે જોયો તેથી તે દેલમાં ઘણોક ડર ખાવા લાગો, પણ કોઈ બીજાને પોતાના દીલની વાત જણાવી નહી કે હું તે પેહેલવાનથી ઘણો ડરૂંછું, રાજા બહુ પોતાનાં પેહેલવાંનોને હીમત આપીને કેહેવા લાગો કે આજ રોજે આપણી ઉપર એ ઈરાની લોકો એ મીશાલનો ગલબો કરી શકતે નહી; પણ આપણાજ લશકરનાં હાથીઓએ મશ્તી કીધાની ગરબરમાં આપણાં લશકરને કાંઈ સુઝ પડયું નહી તેથી આપણા જોરાવર શવારો શરવે પરાગંદે થઈ ગયા. કાલ રોજે બામદાદને વખત અવલ આપણે લશકરમાંથી તમામ હાથી બાહેર કહાડીને એવી તરેહથી એક લડાઈ કરયે કે એક ઈરાની અથવા જાબુલી એ મેદાનથી શલામત જાય નહી. જેવારે રાતનો વખત નજદીક પોંહોંચ્યો તેવારે બેહુ તરફના લશકરમાંથી આશાએશનાં નગારાંનાં આવાજ નીકલ્યા. તેજ વખત શમશેરના મારનારા શીપાઈ લોકોએ લડાઈ કરવાથી હાથ પાછા ખેંચ્યા અને સરવે કોઈ લડાયકે પોતાનાં મકાનની તરફ ઘોડા ચલાવ્યા, લશકર લડાઈનાં મેદાંનમાંથી પાછું ફરયું. બેહુ તરફનાં લશકરમાંથી તલાઆ લોકો બાહેર નીકલી પાહાડ તથા જંગલોમાં ફરવા લાગા. જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપ માહરાજા મેહેરાજની નજદીક ગયો તેવારે તે માહરાજા શેતાબ તખત ઉપરથી ઉઠી કેટલાંક કદમ કેરશાસપને એશતકબાલ આવી તે નામદારનો હાથ પકડી લેઈને પોતાનાં તખત ઉપર પોતાની સાથે બેસાડયો, અને શરાબ મંગાવીને પેહેલી જામ જેહાંપેહેલવાંનની યાદમાં નાશ કીધી. માહરાજા મેહેરાજ કેહેવા લાગો કે એ બુલંદ બખત પાદશાહ અશરતનાં નાંમદાર બેટા મને નાપાક બહુએ ઘણો બેઆબરૂ કીધો હતો, પણ આજ રોજે તેં મારૂં શર આશમાંન સાથે પોંહોંચાડયું વાસતે મને લાએકછે કે હું પોતાનો જાન તારી ઉપર ખુરબાન કરૂં. બીજી બારીક હકીકત ઘણીછે, પણ હવડાં વાત કરવાનો વખત નથી. હવડાંતો તું ખાંણુ ખા અને શરાબની જાંમ ઉઠાવ કે તુંને તમામ લડાઈની ઠાકછે તે દુર થઈ જાય. એ શખુન શાંભલીને જેહાંપેહેલવાને શરાબની જાંમ ઉઠાવી અને માહરાજા મેહેરાજને કહ્યું કે એ પાદશાહ આજ રોજે તું મારી બરાબર શરાબ પીતો નથી તે શું છે? મગર તું બહુથી ડર રાખેછે? તેવારે પાદશાહ મેહેરાજે કહ્યું કે એ નેકબખત રોશન શેતારેના પેહેલવાન હુંતો આજ રોજે ઘણો મસતછું તેનું કારણ એછેકે જેવારે તું હોમલો કરીને બહુનાં લશકરમાં તેના શવારોને ખાકમાં નાખતો હતો તેની ખુશીમાં હું એ જગો બેસીને હરએક હોમલે એકએક જામ શરાબની ઉઠાવતો હતો! તેથી મારા શરમાં કુમારી

ઘણીછે; તેનાં શબબથી હું હવડાં શરાબ પીતો નથી. એટલું કહીને પોતાનાં ખજાનામાંથી ઘણોક શાંમાન મંગાવીને જેહાંપેહેલવાન કેરશાસપની નજદીક મેલ્યો અને કહ્યું કે એ શાંમાન તમામ મારી તરફથી તુંને શોક્રારશછે. તેમાં ચીતાનાં ચરમનાં દેરા કે જેનાં થાંભ શુનાંનાં! ઘણાંક ફરશ રંગારંગનાં તથા કેનાતો! તથા શફેદ હાથી ઉપર ફીરોજાનુ તખત માંડીને તે ઉપર મખમલની જુહુંલ નાંખેલી! તથા એક કોહલા સુનાંની તે ઉપર હીરાનો જડાવ જડી આફતાબની મીશાલ રોશંન કીધેલી! તથા કાકુમ જાનવરનાં ચાંમડાંનું એક બખતર! તથા એક ફોલાદનાં લોહોડાંનો ગુરજ તે ઉપરબી તમાંમ ગોહરનો જડાવ જડેલો! તથા એકસો ઘોડા સુનેરી લગામ તથા સુનેરી શાહાજ સાથે શમારેલા! તથા ચાલીસ ગોલામ જરી કફશનાં રાખનારા! તથા ચાલીસ બાંડી ઘણી ખુબસુરત ગોયા બેહેશતની પરી મીશાલની કે તેનાં તનમાંથી હમેશાં શેવટીનાં ફુલની મીશાલ ખુશબો નીકલતી જારીજ! શોલ ઊંઠ સુનાંની અશરફીથી ભરેલાં તથા બાર ઊંઠ તમાંમ લડાઈનાં હથીઆરોથી ભરેલાં તથા ચાર દેરા ચીની દેબાનાં તથા ઘણાક ફરશ નાંદેર કપડાંનાં. એ મીશાલે ઘણીક બીજી નાદેર ચીજો જેહાંપેહેલવાંનને નજર કીધી તેવાર પછે પોતાનાં ખજાનાનો દરવાજો ખોલીને તમામ ઈરાની તથા જાબુલી લશકરને ઘણોક શરોપાવ, જેવી જેની લાયકાત તે મીશાલ સરવે કોઈને બખશેશ કર્યો. એવામાં દીદબાને પોકાર મારી પાદશાહને ખબર કીધી કે બેસુમાર હીંદી લશકર ઘણાંક હાથી સાથે જોશભરેલું આવેછે. એ શખુન શાંભલીને જેહાંપેહેલવાંન કેરશાસપ માહરાજા મેહેરાજને પુછવાલાગો જે એ લશકર આવેછે તે કોણનુંછે? કોઈ દુશમનનુંછે યા આપણી પનાહમાં આવેછે? તેવારે માહરાજા મેહેરાજે જવાબ દીધો, કે મેં એક લાખ સવાર બીજા દુશમનની લડાઈને વાસતે હીંદોસતાંનથી બોલાવ્યાછે, તે લશકર આવતું હશે. પછે જેહાંપેહેલવાને કહ્યું કે એ માહરાજા મેહેરાજ તું એ જગો એટલું લશકર શાવાસતે મંગાવેછે? એ મેદાનમાં ઘણા લશકરનું કામ શુંછે? તે કરતાં એ જંગલમાં એ લશકરને ઉતરવાની જગોબી નથી! વાસતે તું હોકમ કર કે એ લશકર પાછું ફરે; અગર પાછું નહી ફરે, તો એ જગોથી દુર જઈ પડે. તેવારે મેહેરાજ કેહેવા લાગો કે હજુર લશકર કાંહાંછે? એની પછવાડે બીજું બેસુમાર લશકર આવી પોંહોંચશે તેવારે તું મોસતાક થશે! તેવારે જેહાંપેહેલવાને કહ્યું કે મને લશકર જોઈતું નથી. પણ બે વાત ઉપર તારી ખરાબી થશે—એકતો એજે ઘણાં લશકરનાં શબબથી તારો મોલક જેરો જબર થશે અને બીજું એકે તે લશકરની શેહેબંદીમાં તારો તમામ ખજાનો

ખાલી થશે, વાસતે જે કામ વગર ખરચે થઈ આવે તે કામ ઉપર નાહેક ખજાનો ખરચ કરી પછવાડે પોતાને ફેકરમાં નાખવો એ કામ દાનાવ આદમીને પસંદ પડે નહી, ઓ માહરાજા શેતાબ શવારો દોડાવીને એ લશકરનાં સીપેહશાલાર જે હોય તેને વધાઈ કેહેવાડ કે હમો દુશમાન ઉપર ફતેહ પામેયા છીએ. તમો પાછા ફરી બીજા મોલકની તરફ જાવો. એ રવેશ કેહેવાડીને એ લશકરને પાછું રવાના કર. તે કરતાં એ માહરાજા મેહેરાજ તુંને પોતાનાં મરતબા પરમાણે ઘણા લશકરની ખાએશ હાયતો થોડુંક લશકર એમાંથી બોલાવ અને બાકી રહે તેને જે કોઈ તારો બીજો દુશમન હોય તે ઉપર મોકલી આપ. એ જગો તો હું એટલાજ લશકર સાથે તારી મોરાદ માફેક કામ કરીશ કારણ મને ઘણા લશકરનું કાંમ નથી, મને પાક યજદાંની મદદ બસછે. એ શખુન સાંભલીને માહરાજા મેહેરાજે જેહાંપેહેલવાંનની અકલ ઉપર આફરીન કીધી અને જે કાંઈ તે નામદાર પેહેલવાને ફરમાવ્યું તેજ માફક અમલ કસ્યા પછે તે લશકરમાંથી પચાસ હજાર સવાર તથા એક હજાર હાથી પોતાની સાથે રાખીને બાકી તમામ લશકરને બીજા મોલક ઉપર મોકલ્યું. એવામાં જંગબારનાં મોલકથી હબશીનું લશકર માહરાજા મેહેરાજની મદદે આવ્યું તે લશકરને તો હલકારા મોકલીને રાહમાંથીજ પાછું ફેરવ્યું કે કામ પડશે તેવારે બોલાવીશું. એ ખબર જેવારે બહુને થઈ કે હબશીનુ લશકર માહરાજા મેહેરાજની મદદે આવ્યું તેવારે તે શાંભલીને પોતાનાં ભાઈને હોકંમ કીધો કે તું શેતાબ શરનદીપ શેહેરમાં જઈને દાણો તથા પાણી તથા ઘાસ વગેરે સઘલું બંધ કર, કે જે કાઇ ભુખ્યું થશે તે આવીને આપણાં લશકરમાં ચાકરી રેહેશે. એ હોનર આપણે કરશું તો આપણી ફોજમાં લશકરનો વધારો થશે અગર નહીતો થોડા લશકરે કરી માહરાજા મેહેરાજથી શેકશતે પામીશું. એ મીશાલે એઅકલીથી અંદેશો કરી પોતાનાં ભાઇને શરનદીપમાં મોકલ્યો. એ તદબીર કરતાં ત્રણ દહાડા ગુજરી ગયા અને બંધે લશકરમાંથી કોઈ સવારે લડાઈનો કશદ કીધો નહી. જેવારે ચોથે દન રોશન આફતાબે પોતાનો જુંડો પાહાડ ઉપરથી ઉઠાવ્યો તેવારે જમીન તથા જમાનો આરશીની મીશાલ રોશન થયો યાને બામદાદ થઈ તે વખત એ બંધે પાદશાહોએ પોતાનાં લશકરમાંથી ચાલીસ હજાર લડાયક સવાર તથા બાહારસો હાથી પોતાનાં સીપેહશાલારોને હવાલે કરી ફરમાવ્યું કે લડાઈની શફ ખેંચે. વળી બીજા એક હજાર હાથી લોહોડાંની પાખર સાથેનાં તથા ચાલીસ હજાર સવાર એક સીપેહશાલાર તુપાલ નામનો હતો તેને હવાલે કરીને કહ્યુંકે લડાઈનું નગારૂં કરાવે. એ રવેશ રાજાબહુના હોકમથી બેહુ સીપેહશાલારોએ

તયાર થઈને ડાબી તથા જમણી તરફ લશકરની શફ શમારી, તેથી શવારોનાં પોકારે તથા નગારાંનાં આવાજે અને કરનાએનાં શોહરે કરી ઘોંગાટ ઉઠી રહ્યો જેવારે જેહાંપેહેલવાન કેરશાસપે રાજા બહુનાં લશકરનો શોહરશાર શાંભલ્યો તેવારે પોતાનું બખતર તથા ટોપ મંગાવીને પાદશાહ મેહેરાજને કહ્યું કે તું તારા તમામ લશકર સાથે પાહાડ ઉપર બેસીને તમાશો જો, બહુના લશકર સાથ હું કેવી રવેસ લડાઈ કરૂંછું. એ શખુન શાંભલીને માહરાજા મેહેરાજ પોતાનાં લશકર સાથે પાહાડ ઉપર જઈ બેઠો અને જેહાંપેહેલવાન કેરશાસપે પોતાનું લશકર મેદાનમાં તયાર કીધું. તે લશકરની જમણી બાજુનો શપેહશાલાર મેહીઆરને હવાલો શોંફયો, ડાબી બાજુ ઉપર બેહેપુર પેહેલવાંનને રાખ્યો અને આજરશને તથા ખોરજને લશકરની આસપાસ તલાઆની મીશાલ ફરતા મેલ્યા. લશકરની કલબગાહ ગોરદાબને શોંપી, કે તે પેહેલવાન કીનાને વખત પોતાની તલવારે કરી પાણીમાંથી ખાક ઉડાવતો હતો! લશકરની નેગેહબાની બીજા ત્રણ પેહેલવાનોને શોંપી, તેમાં એકતો હોજબર, બીજો કરાહુન તથા ત્રીજો નશવાદ, અને લશકરની હરેલમાં તમામ જાબુલી સવારોને રાખ્યા. તે લશકરનો તાલુકો પેહેલવાન અરફશને આપ્યો પછે લશકરની પીઠ ઉપર હાથીની શફ ખેંચી અને માહવતોને તાકીદ કરી કહ્યુંકે અગર કોઈ શખસ એ લડાઈમાંથી પાછો ફરીને નહાસે તો શેતાબ તેને હાથીનાં પગ નીચે રગડી પાએમાલ કરી નાખે. એ મીશાલ તમામ લશકરની શફ જુદી સમારી. અવલ નેજા તથા તલવારનાં મારનારા શવારોને મોહડાં ઉપર રાખ્યા, તે પછવાડે કમંદનાં નાખનારા, તે પછવાડે તીરનાં મારનારા અને તે પછવાડે ગોરજનાં મારનારા રાખ્યા. તે શફની હરએક તરફ જબરદસ્ત પેહેલવાનોને નેગેહેબાનીને વાસતે મેલ્યા, જેહાંપેહેલવાન પોતે શેકારી શેર મીશાલ લશકરની શફ આગલ બેદેહેશત ઉભો. તેનાં શર ઉપર અજદાપેકર જુંનડો ઉડતો હતો, તેના હાથમાં કીનાની તલવાર પકડેલી હતી. તેનો જુંનડો એટલોતો ઊંચો હતોકે જાણે તે આશમાન ઉપર જઈ પોંહોંચ્યો હોયની! તે જેહાંપેહેલવાન નજદીક બીજા ચાલીસ ઘોડા લોહોડાંની પાખડ નાખેલા તયાર ઉભેલા રાખ્યા હતા. લડાઈ શીરૂ થઈ, દલેરો મેદાનમાં આવી લડાઈ કરવા લાગા, તે મેદાનમાં હરએક તરફથી ગીરદ ઉઠવા લાગી, બંધે લશકરોના શવારોની ધરપકડનાં આવાજનો પોકાર ઉઠયો તથા ઘોડા હરનવા લાગા, જમીન દરીઆવનાં પાણી મીશાલ લરજવા લાગી તાંબાનાં નગારાના અવાજે તથા પીતલની કરનાએનાં આવાજે કરી જાણે આશમાન ઉપર આવાજ જવા લાગા, લડાયક શવારોની કમંદ લશકરનાં દલેરાનાં શરને પેચમાં લાવતી હતી, તલવારોનો

ચલકાટ આશમાન ઉપર વીજની મીશાલ નજર આવતો હતો તે જંગમાં એટલુંતો લશકર મારયું ગયું કે તેનાં કપાઈ ગયલાં લશકરના લોહીની નદી હીનદુસતાનથી તે જેહુનનાં દરીઆવ સુધી જારી થઈ હતી ! તે મેદાનમાં ઈરાની લોકો કમીગાહ કરી કમંદનાં પેચે હીંદુ લશકરને જમીન ઉપર નાંખતાં હતાં. જેવારે ઈરાની લશકરે ઘણો વાર સુધી લડાઈ કીધી તેવાર પછે જેહાંપેહેલવાને પોતાનાં ઘોડા ઉપર સવારી કીધી અને હીંદી લશકરનાં સીપેહશાલાર તુપાલ અને તેનાં લશકર તરફ પાહાડની મીશાલ ચાલ્યો. તે નામદાર ગોરજ તથા તલવારે કરી વરશાદનાં કતરાની મીશાલ હીંદી લશકરનાં શવારોને ખાકમાં નાંખવા લાગો. તે નામદાર જે ઉપર ગોરજ મારતો તાંહાંથી પોકાર ઉઠતો અને જે જગો તલવાર મારતો તે જગોની જમીન પરવાલાંની મીશાલ શોરખ રંગની કરતો, તથા નેજાની નોકે કરી હાથીને પાહાડની મીશાલ જમીન ઉપર નાખતો હતો, તે નામદાર એકજ હોમલામાં ઘણાંક શવારોને જેરોજબર કરી નાખતો હતો. એ મીશાલે મશતી કરતો આગલ ચાલી જે જગો હાથીની શફ ખેંચેલી હતી તે શફ ફાડીને શવારો તથા પાંઉપેઆદાઓ ઉપર જઈ પડયો અને જેમ ભુખ્યો શેર ગોશપંદનાં ગોવાલામાં પડે તે મીશાલ તે લશકરને પરાગંદે કરી નાંખવા લાગો જેમ દરીઆવમાં તોફાન થાય અને એક કીશતી બીજી કીશતી ઉપર જઈ પડે તે મીશાલ જેહાંપેહેલવાન એક હાથીને ઉઠાવી બીજા હાથી ઉપર મારતો. જેવારે તુપાલ હીંદીએ એવી રસતાખેજ દીઠી કે એક સવારથી બેશુમાર લશકર મારયું જાયછે અને બાજે સવારો ઘણાંક જખમી થઇને નહાસેછે તેવારે તેણે પોતાનો ઘોડો લશકરમાંથી આગલ ચલાવ્યો. તે જોશથી ઘોડો ડપટાવતો આવયો અને એક નેજો કેરશાસપનાં જબરાં શીનાં ઉપર મારયો પણ જેહાંપેહેલવાનનાં તનમાં લોહોડાંનું બખતર પેહેલું હતું તેથી તેને કસો એલજામ પહોચ્યો નહી, પણ તુપાલનાં નેજાની નોક ભાગી ગઇ. પછે જેહાં પેહેલવાને તલવાર ઉઠાવી એક જખમ એવોતો તે હીંદી પેહેલવાન ઉપર મારયો કે તે હીંદીને તેનાં ઘોડા સાથેજ ચીરી નાખ્યો તેજ તલવાર ઉઠાવીને તેનાં લશકર ઉપર જઈ પડી તેનાં સવારોને ખાકમાં નાખવા લાગો એ મીશાલે એ પેહેલવાનની મરદાનગી જોઈને બહુનાં લશકરે નાહસવા માંડયું તેવારે રાજા બહુ તથા તેનાં સીપેહેશાલારે જોયુંકે લશકર નાહસભાગ કરેછે તથા ખોવારીથી પોતાનાજ હાથીનાં પગ નીચે રગડાઈ જાયછે ! પેઆદાતો ઘોડાની ઠોકરે કરી ઊંધા પડેછે, એ રવેસ તમામ લશકર પરાગંદે થાયછે. તેવારે મહારાજા બહુએ પોતાનાં પેહેલવાનને હોકમ કીધો કે શીતાબ તે લશકરમાંથી બાહેર નીકલયો. તે લશકરનો સીપેહશાલાર

હતો; તેથી હાથમાં ગોરજ પકડીને પોતાનો ઘોડો દપટાવીને જે લશકર નાહસતું હતું તેની આગલ જઈ કેહેવા લાગો, કે એ લડાયક પેહેલવાનો તમો શાવાસતે નાઉમેદ થઈને નાહસોછો?–તેણે એ મીશાલે ફરેબથી ઘણોક દેલાશો દેઈ લશકરને નહાસતું ઉભું રાખ્યું તે કેહેવા લાગો કે તમો જબરદશત સવારો છો! અને એક્‌સવારથી નહાસોછો તો તમોને શરમ નથી આવતી? એતો નાપાક જોહાકમાં ઘણી જાદુઇછે તેથી ઇરાની લશકરની લડાઇબી તમામ જાદુઈ ભરેલીછે! તમો દલેરી કરીને સંપથી એકઠો હોમલો લઈ જઈ તેઓનાં મગજમાંથી મગરૂરીનો પવન કહાડી નાખો. એ રવેશનાં શખુન પોતાના સીપેહશાલારની જોબાનથી સાંભલીને સરવે કોઈ લશકરના સવાર કેહેવા લાગાકે હમો કાંઈ તમામ ઇરાની લશકરથી ડરતા નથી પણ એક સવારે હમોને જેરોજબર કરી નાખયાછે. એ નામદાર તું નથી જોતો કે પેલા એક સવારે એટલુંતો લશકર મારયુંછે કે આદમી તથા ઘોડા તથા હાથીની લોઠે કરી તમામ જમીન ભરાઈ ગઈછે. એ નામદારના જરબ આગલ હાથીનોબી આશરો રેહેતો નથી એટલું તે સીપેહશાલારનું સાંભલવું કે પોતે ફરીથી કેહેવા લાગોકે એ સવાર જોરાવરછેતો શું થયું તમો કાંઈ ઓરતતો નથી. જેવારે પોતાના સીપેશાલારના એવા શખુન સાંભલેયા તેવારે એક પેહલવાન ઘણો જોરાવર આહો નામનો તુંડી ભરેલો હતો તેણે તમામ લશકરને હીમત કરી કહયું કે તમો એ મીશાલે ઘાભરા પડીને એક શખસની હદથી જાદા તારીફ શા વાસતે કરોછો. હું હવડાં તેની લડાઇમાં જઈ તેનાં ખુને કરી એ મેદાનમાંની ગીરદનો લાલ કીચલ કરં છું તેને એક લેજામાં મારીને નાંમ કાઢુંછું એટલું કહી તે શેતાબ પવનની મીશાલે ઘોડો ડપટાવતો મેદાનમાં આવ્યો અને ઇરાની લશકરને અવાજ મારી પુછ્યુંકે તમારો જાબુલી જેહાંપેહેલવાન કાંહાંછે? એ શખુન કેરશાસપે સાંભલયો તેજ વખત પાહાડની મીશાલ પોતાનો ઘોડો મેદાનમાં ડપટાવતો આવીને એક ગોરજ આહો પેહેલવાન ઉપર એવોતો જોરથી માર્યો કે તેનાં જરબે કરી તે સવાર તથા તેનો ઘોડો બંધે ખાક સાથે બરાબર થઈ ગયા. ફરી પણ ગોસામાં આવીને ઘોડાને હીંદી લશકરમાં ડપટાવયો અને એક હોમલાએ કરી તે લશકરમાંથી એકસો પેહેલવાનને ખાકમાં નાખયા તે નામદાર પેહેલવાન ભુખયા શેર મીશાલ બખારીને કેહવા લાગોકે ઓ નાપાક હીંદી લશકર! જેવાં તમારાં મોહોડાં શીહાછે તેવો તમારો દહાડોબી એ લડાઇમાં શીહાછે. તમો તમારા નામદાર માહારાજાને બેવફા થઈને આશાયશમાં બેસનાર નથી તમોએ તમારં યકીન દુબાડયુંછે અને નાફરમાનીથી સર ઉઠાવ્યુંછે તેનો બદલો તમારા સર આ મેદાનમાં લોહીના

કીચલમાં તરયાથી વલનારછે. તમારૂં ઘણું લશકર તથા ઘણાં હાથી છતાં મારી તલવારથી ખલાશી પામવાનાં નથી અગર તમારૂં લશકર રેતી કરતાંબી જીઆદે હોયતો તેનો મને કસો ડર નથી. એક લેહેજામાં તે તમામ લશકરથી ખુનની નદી બેખાર શેહેર લગી જારી કરૂં. જેવારે હીંદી લશકરે જેહાંપેહેલવાન કેરશાસપની એ રવેશની દલેરી દીઠી તેથી પુરા નાઉમેદ થયા અને પોતાનો જીવ તથા તનનો ગમ ખાવા લાગા અને કોઈમાં એટલી તાકાદ રેહી નહી, કે જેહાં પેહેલવાનની મોકાબલ જઈ તેનાં મેદાનમાં હરીફ થાય! બલકે એમ કરી ચાહતા હતા, કે કાંઈ કાબુ પામેતો તે મેદાનથી શેતાબ નહાસે. એ ઉપરથી એ નામું જોડનાર શાહેર એમ કરી કેહેછે કે જે શખસનું દેલ ઠેકાણે હોય તેનાં તનને હીમત તથા એશતવારી હોય જેવારે દેલમાં ડર બેસે તેવારે હાથ તથા પાઉ શેસત થઈ જાએ. એમ કરતાં હીંદી લશકરમાં એક શરદાર બુનગાવ નામનો ઘણો જબરદસત હતો કે તેની લડાઈની દેહેશતે કરી અજદાબી ડર ખાઈને નહાસતા હતા. જંગી તે બુનગાવને સીપેહશાલાર તેવ કેહેવા લાગોકે એ જવાંમરદ એ વખત તુંને પોતાની નામદારી દેખાડવાનો વખતછે. એ જાબુલી સવારનાં મેદાનમાં તુંને જવું જોઇએ, તારા જેવો હોનર તથા જોર કોઈ બીજામાં નથી, અને એ કેરશાસપને તું મારસેતો બહુ પાદશાહ તારૂં નામ જેહાંપેહેલવાન કરી રાખશે અને તમામ હીંદોસતાનમાં તારી બરાબરીનો કોઈ બીજો નહી કેહવાશે; તારી તલવારની દેહેશતે કરી પાહાડનાં દેલ ફાટેછે. એ તમામ શખુન સાંભલીને બુનગાવ હશયો અને તેવને કેહેવા લાગો કે એ વાત હરગેજ બનવાની નહી એ તારી ચાપલોશીનાં શખુન ઉપર હું મારૂં શર હરગેજ બરબાદ કરતો નથી; તે કરતાં આપણાં પાદશાહનાં લશકરમાં સીપેહશાલારીતો તુંનેછે તો અવલ તું એ કેરશાસપની મોકાબેલ જા, તારી પછવાડે હુંબી હાજરછું. દનાવ લોકો ફરમાવી ગયાછે, કે દુર ઉભા રહીને શેરની લડાઈનો તમાશો જોઇએ તે આશાનછે પણ એકાએક નાદાની કરી શેરની નજદીક જવું એ નાદરેશતછે. આજરોજે હું કેરશાસપનાં મેદાનમાં જઈ તેને મારૂં તેવારે જાબજા વાત થાય જે બહુનાં એક સવારે કેરશાસપને મારયો એ મીશાલે બહુ નામદાર કેહેવાય; અગર એ કેરશાસપનાં હાથ ઉપર હું માર્યો જાઊંતો બહુ એમ કરીને કેહે જે મારા લશકરમાં એક સવાર હતોજ નહી! હવે એવી નાદાની કરીને હું ફાડનારા શેરની લડાઈમાં જઈ પોતાનો જાન બરબાદ કરૂં એમાં ફાએદો શું?—એવો જવાબ બુનગાવની જોબાનથી સાંભલીને તેવ ગોસામાં આવી કેહેવા લાગો કે એ નામરદ હીજડા તારૂં દેલ લડાઇ કરવાથી ડરેછે તો હાથમાં તલવાર કેમ

પકડીછે ? તું પોતાના જીવથી ડરતો હોયતો ઢાલ તલવાર મેલીને પોતાને મકાન ચાલ્યો જા કે જે કોઇ મોતથી ડરે નહી અને શખત લડાઈને વખત નામ ઉઠાવે તેને એ મેદાનમાં ઉભું રેહેવું શજાવારછે. મને એ જાબુલીનો કસો ડર નથી. જેવારે હું લડાઇમાં જાઉંછું તેવારે એ કેરશાસપ જેવાતો મારી ખીદમતમાં ગોલામો દોડેછે! જેવાંરે હું મારા ઘોડાને તેજ કરીને મેદાનમાં નીકલું તેવારે કેરશાસપ જીવા એકસો પેહેલવાનને કમદનાં પેચે કરી પકડી લેઉંછું—વાસતે તું એ જગોથી જઈ પોતાનાં શર ઉપર બુરખો નાખીને ઓરત લોકોની મીશાલ ચરકો કાંત. નાહેક પોતાનાં હાથમાં ગોરજ તથા તલવાર પકડીને મરદાંનેમરદનાં મેદાનમાં શાવાસતે ઉભોછે ? એટલું કહ્યા પછે તેણે પોતાનો ઘોડો મંગાવયો અને ગુસામાંજ હાથમાં ગોરજ પકડી ઘોડા ઉપર સવાર થઈ મેદાનમાં જઈ જોલાંન લેવા લાગો તેને જોઈને કેરશાસપે પોતાની ચુગાલ ખોલી અને પાહાડની મીશાલનાં પોતાના ઘોડાને તે આગલ ચલાવ્યો તે નામદારના હાથમાં એક નેજો એકસો વામનો હતો, તે નેજો તેવ હીંદીનાં કમરબંધ ઉપર મારીને એકજ સપાટે તેને જીન ઉપરથી ઉઠાવ્યો અને કેટલોકવાર તેને નેજા ઉપર ઉંચો પકડીને પછે હીંદી લશકરની શફમાં જઈને તેને તે લશકર ઉપર એવા જોરથી ફેંકયો કે તેથી એ દેલાવર બીજા શખસ તથા તરીજો તેવ કરીને ત્રણ જણ જીવથી મુવા! બીજી મરતબે પેહેલવાનકેરશાસપે પોતાનાં ઘોડાને બહુનાં લશકરમાં ઝોંકાવયો તે હોમલામાં લશકરનાં ઘણાંક ટોલાં માર્યાં તથા ગોરજે કરી કેટલાક હાથી તથા લશકરનાં સવારોને ગેરદાપેચ કરી નાખયા તે મુએલા લશકરની લોથ એક ફરસંગ લગી થઇ પડી હતી ! એ રવેશ ખુનરેજી કરતો તે સરફરાજ જાબુલી કેરશાસપ બહુની ખાશ ફોજ ઉપર જઈ પોંહોંચયો. ખબર બહુને થઈકે કેરશાસપ લશકર મારતો તેની છાવણીમાં આવી પોંહોંચયોછે તેથી બહુ શેતાબ બાહેર આવયો તો જોય શું કે હરતરફથી હીંદી લશકર નહાસેછે. જેવારે તમામ દેરા ખાલી પડેલા દીઠા તેવારે તે બહુ આવાજ મારીને પોતાના નાહાસતાં લશકરને કેહેવા લાગોકે એમીશાલ રેશતાખેજ કાંથીછે અને એથોડાં લશકરથી તમો શાવાસતે ડરોછો? તે સાંભલી હીંદીલશકરે બહુને દુરથી દેખાડયો કે પેલો સવાર જે પાહાડની મીશાલનોછે તેથી હમે તમામ લશકર ડરી નહાસીયે છેઈએ એનાં હાથમાં નેજોછે તેણેકરી આદમી તથા ઘોડા સરવેને તે આશાંનીથી ઉઠાવી લેછે. તે પોતાના ગોરજે કરીને તો હાથીના મગજ કહાડી નાંખેછે. એ શખુન સાંભલીને બહુ ગોસો કરીને કેહેવાલાગોકે શું દોજખમાંથી એહેરેમન નહાસી આવ્યોછે કે આપણે એથી ડરયે ? તમો એક લાખ સવારની ફોજછો અને એતો એક

સવાર છે! અગરજો તમો એક એક મુઠી ખાક એની ઉપર નાંખોતો તેથીજ એ સવાર દતાઈ મરી જાય. તમોને શરમ નથી કે એક જાબુલી સવારથી હજારો સવાર નહાસોછો? એ શખુન સાંભલીને બહુનાં ખાશ લશકરમાંથી તીસ હજાર સવાર ઘણાં નાંમીચા આશુદા હતા તે લશકરે એક હોમલો જંગી કેરશાસપ ઉપર કીધો. જેવારે કેરશાસપે તે લશકરને જોસથી આવતું દીઠું તેવારે એક પોકાર શેરની મીશાલ મારીને ઘોડાને તે લશકર ઉપર ચલાવેયો તેણે જેમ એક પાહાડ ઉપરથી ભારી પથર નીચે પડે તે મીશાલે પોતાનો ભારી ગોરજ તે લશકર ઉપર મારવો સીરૂ કીધો તેથી તે લશકરના સવારો ઘોડા સાથેજ કુટાઈ જવા લાગા. જેવારે તે કીનાની તલવાર મારતો તેવારે મજીદનાં રંગની મીશાલ શોરખ લોહીનાં ફોઆરા તે મેદાનના લશકરમાં જારી થતા! એવી લડાઈ કરતાં એકાએક બુનગાવ પેહેલવાન પોતાનો ઘોડો પવનની મીશાલ ચલાવીને શેતાબ કેરશાસપ સામે આવ્યો. તેણે એક છુટ ભાલડી કેરશાસપ ઉપર મારી; પણ તે પેહેલવાનનાં તન ઉપર કારગત થયું નહી તેથી બુનગાવે ઘોડાની લગાંમ ફેરવીને પોતાનાં લશકરની તરફ નહાસવા લાગો પણ તેજ વખત જેહાંપેહેલવાંને તેનો દુમબાલો પકડયો. જેવારે ઘોડો તેની નજદીક પોંહોંચ્યો કે કેરશાસપે પોતાનાં ઘોડા ઉપરથી વાંકો વલી ચુગાલ મારી તેનો કમરબંદ પકડયો અને તેને જીન ઉપરથી ઉઠાવીને હવા ઉપર ઉંચો ફેંકયો, પછે તે હીંદી પાછો નીચે આવ્યો કે તલવારે કરી તેના બે ટુકડા કરી નાખ્યા. એવીતો મરદાંનગી તે નામદારે તે હીંદી લશકરમાં કીધીકે બાજે હીંદી પેહેલવાન તેની નજદીક ગોશપંદ મીશાલે ફરમાંબરદાર થઈ ઉભા! પણ જે કોઈ શરકસી કરી લડતા હતા તેઓ ઉપર કેરશાસપ રોશતાખેજ ગુજરતો હતો. એવામાં જાબુલી લશકર એકાએક કમીગાહ કરીને બહુનાં લશકર ઉપર આવી પડયું અને તલવાર તથા ગોરજે કરી બેસુમાર હીંદી લશકરની કતલ ચલાવી તેથી જેમ લાલાનો ચંમન નજર આવે તે મીશાલ તે હીંદી લશકરનાં લોહીએ કરી જમીન શોરખ રંગની નજર આવવા લાગી- એમકરતાં રાતનો વખત નજદીક આવ્યો અને આફતાબ મગરેબની તરફ ગયો તેવારે તમામ લશકર મેદાનમાંથી પાછું ફરયું. એ તરફ પાદશાહ મેહેરાજ જેહાં પેહેલવાનની લડાઈ જોઈ પાહાડ ઉપર પોતાનાં લશકર સાથે ખુશી કરતો હતો. માહરાજા મેહેરાજે જેવારે રાતનો વખત ગયલો દીઠો તેવારે એક સવારને તે જંગના મેદાનમાં જેહાંપેહેલવાંન કેરશાસપ નજદીક મોકલ્યો કે એ શરફરાજ પેહેલવાન હવે રાતનો વખત થયોછે તેથી તું લડાઈમાંથી પાછો ફર. રાતની શીહાઈએ કરી હવા ઘણી ગદલી

થઈછે અને દુશમનનું લશકર ઘણું છે. તું બામદાદનો એખલો જાતે લડાઈ કરેછે તેથી તું ઠાકી ગયોછે. ઓ સફ્રાજ પેહેલવાન હવે લડાઈથી હાથ મોકુફ્ કરીને એ તરફ્ આવીને આશાએશ પકડ. તમામ ખલક એ લડાઈ જોઈને આજેજ આવીછે. એ મીશાલ પેગામ સાથ દુવાનાં શખુન કેહેવાડયા કે હરેક લડાઈમાં તારૂં બખત ફ્તેહમંદી સાથે યાર હોજો અને તારા દુશમનનાં દહાડા શીહા રાતની મીશાલ બેનુર હોજો. એ શખુન સાંભલીને માહરાજા મેહેરાજ મજલેશમાં જેકોઈ બજોરગો હતા તેઓ શેતાબ પાહડ ઉપરથી નીચે આવી જેહાંપેહેલવાંનને ઘણીક આજેજી કરી મીનતથી તેનાં ઘોડાની લગામ પકડી લડાઈથી પાછો ફેરવ્યો. હવે પેલીતરફ્ જેકોઈ બહુનાં લશકરમાં જીવતા હતા તે સરવ કોઈ પોતાનાં મુવેલા લોકો ઉપર જારી કરવા લાગા. હરેક દેરામાંથી જખમી લોકોનાં પોકાર નીકલતા હતા તથા જેકોઈ સલામત હતા તેઓએ તમામ રાત જખમી આદમીઓનાં તનને પાટા બાંધ્યા અને મુવેલા લોકોને અગનીદાહ કીધા. તેઓ સરવ કોઈ પોતાના જીવથી નાઉમેદ હતા કે કાલ રોજે એ કેરશાસપની લડાઈમાં આપણો જીવ શલાંમત રેહનાર નહી. જેવારે બહુએ પોતાનાં લશકરને એ રવેસ જખમી દીઠું તેવારે ઘણો ગમગીન થઈને પોતાનાં હાથનો પોંચો મોહોડાંમાં પકડીને દેલ સાથે કેહેવા લાગો કે અફ્શોશ! અફ્શોશ!! અફ્શોશ!!! એ મોલક તથા તખત તથા ખજાંનો ઘણાંક લશકરની કોશેશથી મારા હાથમાં આવયોછે તે તમાંમ આખરે દુશમનને હવાલે કરીને નહાસવું પડેછે. જેવારે બખત મદદગાર થાયછે તેવારે રંજ તથા શખતી એ કરી તમાંમ પાદશાહી અશબાબ મલી આવેછે. અફ્શોશ! કે મે માહરાજા મેહેરાજને જેર કરવાને વાસતે બેસુમાર ખજાનો ખરચ કીધો અને ઘણોક રંજ ખેંચ્યો તે મારો તમામ રંજ તથા ગંજ સરવે બરબાદ ગયોછે. હવે મને કાંઈ સુઝ પડતું નથી કે એ નોજોવાન છોકરાથી મારી ઉપર શી નીસબત ગુજરસે? બેહેતર એછેકે જેહાંપેહેલવાનને ગંજ તથા એક બેટી આપવા કહીને એ જાબુલીને હું મારા પોતાનાં હાથમાં લેવું એવો હોનર કરી હાલ તરત હું મોતથી બંચું. પછે હરેક ચારાએ કરી એ જાબુલી કેરશાસપને જીવથી મારૂં! જવાંમરદને નોજવાંન ઓરત ઉપર ઘણી ખાહેશ હોયછે–વાસતે તમામ કામ હવડાં એક કોરે મેલીને એ કામની તદબીર કરૂં. અગર જવાંમરદને એક ગંજ બખશવા કહયે તે કરતાં નોજવાંન ઓરતની લાલચ દેખાડયેતો તે નાજનીન ઓરતનાં લોભમાં ફ્સે. નોજવાંન મરદને જે ચીજ ઉપર ઘણી ખાહેશ હોય તે ચીજ તેને નજર કરયે તો તે ઉપર ફ્રેબથી જે કાંઈ કરવા ચાહયે તે કરયે. જવાંમરદ લડાઈ તથા

કીનાના લેનાર ઘણુબી જબરદશત હોય પણ તેનાં દેલને ફરેબ દેવું એ કાંઈ મુશકેલ કામ નથી. નોજવાંનની કમઅકલને કાચો હોય તે કીનાનો લેનાર દુશમન ઘણોબી જબરદસત હોએ પણ તેને નરમી તથા શીરીન જોબાંએ કરી દોસત કરયે તો તે થાયછે જે કોઈ ઘણો બખીલ હોય તેની ઉપર તલવાર ઉઠાવીને માંગે તો તે એક દાનો અનાજનો કોઈને આપે નહી! એવો બખીલ પણ અગર આપણે તેની નજદીક જઈને તેને પસંદ આવે તેવા શખુન બોલયે તો તે એક બારગી પોતાનો જીવ આપે. જે કાંઈ કામ મરદાંનેમરદની તલવારથી થતાં નથી, તેવાં કામ ફરેબનાં દેનાર બુરાં આદમીની મીઠી જુબાન ને ફરેબભરી આજેજીનાં શખુનથી થઈ શકેછે. એ મીશાલ રાજા બહુ તમામ રાત અંદેશામાં હતો તેથી ગોયા તેનાં દેલઉપર એક ગમનો પાહાડ આવી પડયો હતો.

એ તરફ જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપ લડાઇનાં મસમેદાનમાંથી પાછો ફરયો તેવારે માહરાજા મેહેરાજ તેને એશતકબાલ ગયો તો તે જોય શું કે જહાંપેહેલવાનને શીનો તથા બાજુ વગેરે સરથી પગ તલગ લોહીમાં ગરક થયલો દીઠો. તે નામદારનો ઘોડો તથા જીન લોહીએ કરી સુરખ રંગ થયાં હતાં તે જોઈ માહરાજા મેહેરાજે તે પેહેલવાંન ઉપર ઘણીક ભલી દુવા કીધી. પછે તેવીજ હાલતમાં તે માહારાજાએ તે નામદાર સાથે બગલગીરી કીધી માહરાજા જેહાંપેહેલવાન સાથ દરગાહમાં મલ્યો તેવારે તે માહરાજાએ તે મેહેલવાનની ખુશાલીમાં મજલેશ સમારી તમામ જાબુલી તથા ઈરાની લશકર ને સીપેહશાલારોને પાદશાહી ખાનાથી જેઆફત આપી સરવે કોઈ ઉપર પોતાના પ્યારો જીવ ફીદા કરવા લાગો અને માહરાજાએ પોતે બેહદ ખુશી થઈ જઇને જેહાંપેહેલવાનને ઘણોજ નવાજીયો. જેવારે ખાણું ખાઈને તમામ જન તનદરોસત થયા તેવારે માહરાજા મેહેરાજ જેહાંપેહેલવાન કેરશાસપ તથા બીજા શરદારો સાથે ખુશીથી શરાબની જાંમ ઉઠાવવા લાગો. તેણે પેહેલી જામ પાદશાહ જોહાકની યાદમાં નોશ કીધી. આ વખતે જેહાંપેહેલવાને મહારાજા મેહેરાજની બરાબર ખુશ દેલલગીથી પોતાની આગલ ગોરજ મેલીને હાથમાં શરાબની જાંમ પકડી ગોયા એક શાહનશાહ બેસે તે મીશાલ દબદબાથી શરાબની જામ ઉપર જામ નોશ કરતો હતો. જેવારે તે શરાબ પીધાથી મસત થયો તેવારે તે માહરાજા મેહેરાજને કેહેવા લાગોકે- એ નામદાર માહરાજા મેં મારાં દીલમાં એક અંદેશો કીધો કે હજુર દુશમનનું લશકર બેસુમારછે—પણ આપણો એક શવાર તે દુશમનનાં એક હજાર શવાર કરતાંબી જાદે જોરમન છે. જેવારે લડાઈનો સામાન તઈઆર કરી શફ બેંચયે છૈયે તેવારે તેનાં લશકરની પાસ આપણું લશકર

ગોયા ચીનનાં દરીયાવ નજદીક શરોવર; એ મીશાલ આપણું લશકર દુશમનના જબરાં લશકર પાસ નજર આવ્યું તેથી જમાનો મારી અજલ ઉપર પોતાનો હાત લાંબો કરશે તો હું જીવ સલામત લેઈ પાછો એ જગો ફરનાર નહી! મગર એ આશમાન મારો મદદગારછે, તો હવે એક લડાઈ હું એવીતો શખત કરૂંકે મારો ઘોડો બહુની રૂબરૂ લેઈ જઈને એવા તેનાં ભારી લશકરમાંથી તેને મારી કમંદનાં પેચે કરી તેના ઘોડા ઉપરથી તેને નીચે નાંખી ખેંચતો ખેંચતો તું નામદાર માહારાજા તરફ લાવું ને નાહેક બીજા લશકરને આજાર દેવું નહી. ધારોછે કે જેવારે લશકર પોતાનાં રાજાને પોતાનાં સર ઉપર ઉભેલો જોય તેવારે હીમત પકડીને લડાઈ કરેજ પણ જેવારે લશકરના સર ઉપર તેનો શરદાર નહી હોય તો તે તમામ લશકર ગોયા વગરસરના આદમીઓ મીશાલછે! એ માહારાજા જાંહાંલગી કશતુરીમાં ખુશબો હોય તાંહાંલગી તેને બોજરગીછે જેવારે તેની ખુશબો ગુમથઈ તેવારે તે કશતુરી ખાક બરાબરછે. એ તમામ શખુન સાંભલીને માહરાજા મેહેરાજ કેહેવા લાગોકે એ નામદાર પેહેલવાન બહુનાં લશકરમાં એક સીપેહશલારછે તેહેની હીમત ઉપર તેનું તમામ લશકર તકી રહયુંછે. બહુના લશકરમાં ચાર શરદાર હતા તેમાં એક મીર, બીજો તેવ, ત્રીજો બુનગાવ અને ચોથો તુપાલ હતા તે મધેથી ત્રણ શરદારતો તારા હાથ ઉપર મારેયા ગયા પણ એક સીપેહશાલાર મીર હજીતલગ હયાતછે તે લડાઈને વખત ઘણાંક લશકરને બહરમ મારે તેવોછે! બલકે ઘણાં લશકરને જેરો જિબર કરી હરાવી નાખેછે. આજ રોજે તે પેહેલવાંન લડાઈને વખતે તારી નજદીક આવ્યો હતો તે મેદાનમાં કમીગાહ કરી ચાહાતો હતો, કે વખત બંગ ફાવે તો તુંને શેતાબ મારી લે તેથી હું મારા બુલદ ડેરામાંથી નેગાહ કરીને મનથી એમ ચાહતો હતો જે તું નામદાર જેહાંપેહેલવાન કેરશાશપની નજર એ નાપાક ઉપર પડે તો શીતાબ તેનું શર ખાકમાં પડે. પણ તેની હયાતીનો દમ હજી પણ બાકી હશે તેથી તે નાપાક ઉપર તારી નજર બીલકુલ પડી નહી. તે સીપેહશાલારથી એ બહુનાં લશકરનો તમાંમ ટકવોછે. અગરજો તે મારયો જાય તો તેજ વખત બહુનું લશકર પરાગંદે થાય તે સાંભલી જેહાપેહેલવાંન માહરાજાને કેહેવા લાગોકે હવે એ પાહાડ ઉપર બેસી બીજી મરતબે લડાઈગાહમાં જોઈને તેહેકીક કરી તેજ વખત મને દેખાડ કે તેજ વખત તેનાં તનથી તેનું શર જુદું કરૂં. ઓ માહરાજા તે મીરને દેખાડવાનું કામ તારૂં ને તેને શીતાબ જીતી બેજાન કરવાનું કામ મારૂંછે. તું બેફીકર રેહ આ જંગના અંજામથી. માહરાજા એ શખુન સાંભલીને બેહદ ખુશી થયો જાણે તે ખુશીમાં પોતાનાં શર ઉપરનું તાજ ઉતારીને જંગી કેરશાસપના શર

ઉપર મેલે એવો ઉલતમદં થયો. પછે મેહેરબાંન થઈને માહરાજાએ પોતાનાં તખતગાહની નજદીક એક મોટો શૂનાનો બાગ બનાવેલો હતો જેનાં ફુલ પરવાલાંના તથા ફલ ગોહરનાં બનાવેલાં હતાં. તે બાગમાં એક ચશમો ઘણોજ ખુશઓદાર પાકીજે ગોલાબથી ભરેલો હતો, તેમાં રેતીની જગો તમામ મોતી તથા લાલ હતાં. તે બાગ તથા ચશમો તથા તે વગરે પોતાનાં ખજાનાંમાંથી ઘણીક નાદેર ચીજો માહરાજાં મેહેરાજે પોતાનાં નામ તથા દબદબા પરમાણે મંગાવી શીતાબ જેહાંપેહેલવાનને શરપાવ સાથે આપયો તેવાર પછે પોતાના ખજાનાનો દરવાજો ખોલીને જંગી કેરશાસપ સાથે જે કંઈ લશકર હતું તેને પણ અશરફી તથા જર બખસીને હાલ કીધું, તેથી તમાંમ લશકર ગોયા નોરોજની ખુશાલી મીશાલ ખુશીથી ખીલયું. જેવારે રાત એ પોહર ગુજરી ગઈ તેવારે તમાંમ નામદારો તથા જંગી લશકરકસોએ પોતપોતાંની જગોઉપર જઈ આરમ કીધો જેહાંપેહેલવાન કેરશાસપબી પોતાનાં દેરામાં આરામ લેવા ખાતર આવ્યો.

---

## રાજા બહુનો એલચી જેહાંપેહેલવાંન કેરશાસપ નજદીક છુપો પેગામ લાવયો તે હકીકત.

જેવારે જેહાંપેહેલવાન કેરશાસપનું પોતાના દેરામાં ખોઆબ કરવાં જવું કે તેજ વખત દેરાનાં દરબાંને આવીને તે નામદારને અરજ કીધીકે એક એલચી શરનદીપનાં રાજા બહુનો આવી આપણા દરવાજા ઉપર ઉભોછે, તે કેહેછે, કે હું એક જુબાંની પેગાંમ લાવયોછું તે મારે જેહાંપેહેલવાનને ખાસ રૂબરૂ કેહેવોછે એ રવેસ તે સરનદીપનો એલચી કેહેછે. એ ખબર સાંભલીને કેરશાસપે તેજ વખત તેને દેરામાં બોલાવ્યો તેથી તે એલચી તેના દેરામાં આવીને શેજદો કરી હીંદી જોબાનામાં દોવા કરી કેહેવાલાગો કે એ નામદાર પેહેલવાન રાજા બહુનું એક પેગામ નામું ઘણાંક કશમ તથા કોલકરાર સાથેનું લાવ્યોછું તે તું જેહાનનો પેહેલવાન હોકંમ કરે તો અરજ કરી કહું; પણ એ વાત આપણ તરણ શખસ વગર કોઈ ચોથો શખસ જાંણે નહી. તેમાં એક તું નામદાર, બીજો રાજા બહુ તથા ત્રીજો હું એલચી—એટલા જણ સીવાય બીજો કાંઈ જાંણે નહી. તેનું એટલું કેહેવું કે જંગી કેરશાસપે પોતાનાં ખેદમતગારો વગેરે બીજા ગોલામ લોકો જે કોઈ હતા તેઓને એશારત કીધી કે શેતાબ તેઓ તાંહાંથી બાહેર જઈ ઉભા. તે જોઈ તે એલચી કેહેવા લાગોકે નામદાર અનજુમનનાં શરદાર હું રાજા બહુનો નવીશંદોછું અને મારૂં નાંમ "મંનગાવ"છે. રાજા બહુ જે સરનદીપ તથા

કનોજનો રાજાછે તે તુંને શલાંમ કેહેવાડયા સાથ એમ જનાબ પેગામ ગુજારેછે કે તું નામદાર જંગી પેહેલવાન બોજરગી ભરેલો થઈ નાહક મારી સાથે લડેછે. તે તું નામદારને વાજેબ નથી, મેં તારી સાથે કાંઈ બદી કીધી નથી; તથા જેહાનનાં પાદશાહ જોહાક સાથે મેં કાંઈ શોખી કીધી નથી, તો હવે તું એ રવેસ ગોસસો કરીને મારી ઉપર કીનાની કંમબર બાંધેછે તેનું કારણ શું ? ઓ નામદાર બીજાને વાસતે તું મારી સાથે લડાઈ શાવાસતે કરેછે ?—દાનાવો ફરમાવી ગયા છેકે કોઈ શખસથી તું ઉપર હરગેજ કાંઈ બદી નહી પોંહોચી હોય અને નાહેક તું તેની સાથે બદી કરવા ચાહે એ વાત દાનેશમંદીથી પસંદ કે નામદાર નથી. જે કોઈને પોતાનાં જોરથી લડાઈનો શોક ઘણો હોય તે શખસ કાંઈ સરવે કોઈ શાથે લડતો ફરતો નથી, અગરજો તું પાદશાહ જોહાકનાં હોકમથી મારી ઉપર કીનાની કમર બાંધી આવ્યોછે તો તે પાદશાહ ઉપર લખી મોકલ કે તુંને માહરાજા મેહેરાજ હર વરશ જે કાંઈ શલામી આપેછે તે કરતાં હું ત્રણ ઘણો જાદે હદીઓ તથા શલામી આપું. અગર એ કરતાંબી તું નામદાર જાદે માંગશેતો તેબી હું કબુલ કરશ. તે કરતાં અગર તું જેહાંપેહેલવાન પોતેબી ગંજ તથા મોલકની લાલચ રાખતો હોયતો તુંનેબી તે બેહુ ચીજ બક્ષીનદા કરૂં. તું કોલ આપીને તારા લશકર સાથે મારી સાથે દોસતી કરીને એ જગો આવેતો મારો તમાંમ ગંજ તથા મારી એક બેટી માહતાબ કરતાં રોશન ચેહેરાની છે, તે પરીજાદ બેટી હું તારે હવાલે કરૂં અને તુંને મારો દામાદ કરીને મારી બરાબર નામદારીમાં તખત ઉપર બેસાડું. ઓ નામદાર તારી મદદે કરી હું માહરાજા મેહેરાજ ઉપર ફતેહ પામીને તેનાં શરને તનથી કાપુંતો તેનો તમામ મોલક તથા ગંજ તથા તખત અને તાજ તારે હવાલે કરૂં—અગર તારો મનસુબો હશે તો આપણે બેહુ પાદશાહ એકઠા થઈ એતેફાકથી લશકર લેઈ ઈરાનની તરફ જઈ તાંહાં શેરની મીશાલ મરદાંનગી કરી નાપાક જોહાકને મારી નીસ્ત નાબુદ કરશું. તું નામદાર ચાહેતો તમામ હફતેકેશવર જમીનની પાદશાહી આપણે છતી લઈ એ જાદુગર જોહાકનું તખત તથા ગંજ સરવે હું તુંને બખશું. મારી મોરાદ એછેજે હું પોતે શાહાનશાહ યાને તમામ જેહાનમાં પાદશાહોછે તેઓનાં શર ઉપર શાહાનશાહ થાઊં. એ વાતનું શોગંદનામું મંગાવવાને વાસતે આ એલચીને તારી ખીદમતમાં મોકલ્યોછે અને મેંબી એ વાતનું શોગંદનામું એ મંનગાવને આપેલુંછે. કેહવાત છે કે જંગલ દરમ્યાન ઓકાબ જાનવરને જે દહાડે હરણ તથા શશલાનો શેકાર મલે તે દહાડે તીતર તથા લાવાંની ખાએશ શાવાસતે કરે ? જે કોઇને પાદશાહી લેબાશના શમુરનાં કપડાંનો કોરતો, ચીનાઈ કપડાંના શનજા-

બતાલો, મલેતો તે શખસ કામલ તથા આરશીઓનાં કપડાં ઉપર ખાએશ શાવાસતે કરે? એ નામદાર, મેહેરાજનાં કરતાં હું તુને હજાર ઘણો ગંજ તથા હીંદોસતાન તથા ઈરાનની પાદશાહીબી આપુંછું તો મેહેરાજે બાજે થોડી ચીજ આપીછે તે ઉપર શું નજર કરેછે? એ પેગામનામું મોડે કહી એલચી મનગાવે પેલું શોગંદનામું કેરશાસપ નજદીક મેલ્યું તેવારે કેરશાસપ તે એલચીને ગોસસો કરી કેહેવાલાગો કે મારા જોવામાં આવેછે જે બહુ હીંદીમાં કાંઈ હોશ તથા અકલ છેજ નહી. એ મનગાવ તું જા અને તેને કેહેકે અવલ તો મેં મારા એલચી પાસે પેગામ મોકલ્યો હતો કે આપણે સુલેહ કરયે તેવારેતો તેં કેહ્યું હતું કે મારી પાસેતો ગોરજ તથા શમશેર સીવાય કાંઈ બીજુ નથી! તો હવડાં તુંને મારા ગોરજની ભારી હેબત લાગેછે તેથી તું એ શોગંદનામું મોકલીને ફરેબબાજીના મકર રમવામાં કોશેશ કરેછે— જેકોઈ પાક યજદાંથી નહી ડરે તે શખસને શોગંદ તથા કોલથી શું ડર હોય? તું નથી જાણતોકે તું એવા શેરની ચુગાલમાં પડયોછે તેમાંથી હરગેજ ખલાશી પાંમવાનો નથી. તુંતો એક ઊંડા દરીઆવનાં વચમાં પડયોછે, કે જેનાં પાણી તારાં માથાં ઉપર ફરી વલ્યાંછે તો હવે તું તેમાંથી શલાંમત કેમ નીકલે? તું એવોતો બેઅકલછેકે તારા તન ઉપર નેજો આવ્યોછે તેને તું પોતાની નાદનીથી એમ કરી જાણેછેકે હું માતીને તંગ ફરએ થયોછું. જેવારે લડાઈનું કાંમ વધી પડયું તેવારે મને ફરેબથી બેચારો થઈને કેહેવાડેછેકે તું લડાઈથી હાથ ઉઠાવેતો તુને ચીન તથા હીંદોસ્તાન બખશેશ કરૂં! તો આએ વખત તુને એ દાનાઈ કાંહાંથી સુજ પડી? એ દગલબાજ તારા તમામ શખુન તથા કશમ ફરેબભરેલાંછે તેથી એ વાત હવે હરગેજ બનનાર નહી. હવે પછેતો તું પોતાનાં શર ઉપર મેલવા એક મુઠી ખાક માંગેતો નહી આપું. તું મને હફતેકેશવર જમીનનો મોલક બખશવા નીકલ્યોછે! તો તું અવલ પોતાની પાસે પોતાની ધોર થાય તેટલીતો જમીન રાખી શક? હું તારો મોલક તથા ગંજ છીણવી લેઈને તુને માહરાજા મેહેરાજના ગોલામને બખશું. તુને તોબસ વેરાન બનાબાનમાં નાખુંકે તારૂં કલેજું વરૂ ખાય ને તારા દીદા ગીદ લેઈજાય! એ બેહુનદી વાતો કરી તુંથી મને ફાંદામાં લેવાનો નથી; વાસતે એ ફાંદો શેતાબ ઉઠાવી લે ને એ વાતથી ગુજરી જા. તું મને તખત તથા તાજ કાંહાંથી આપશે? હવડાંતો હું મારો ભારી ગોરજ ઉઠાવીને તારૂં તખત તથા તાજ છીણવી લેઊંછું. એક શખસને હજુર ગામમાં પગ મુકવાની જગો નથી આપી, તેટલાં તે એમ કરી કેહેછેકે એ ગામનો શાહેબજ હુંછું. એક હેમકતું ઊંઠ ગોવાલાંમાં મુંઊં તેવારે તે કેહેછેકે મેં એ ઊંઠ ફકીરોને બખશ્યું! હું તારો દામાદ થવા ઉપર શાવાસતે ઉમેદ રાખું? કેમકે બદશીહા

ચીજને શફેદી સાથે કદી મેલાપ હોય નહી યાને તું શીહા હીંદી અને હું શફેદ ઇરાની. હીંદુલોકોનાં દેલ કીનાંથી શાફ કદી હોયજ નહી! હીંદુલોકોને શીહા મોહ થવાથી તથા ફજેતીનીતો શરમ હોયજ નહી! એક કોહેલું તથા તુંટેલું દોરડું લાવીને તું મને કેહેછેકે એ દોરડું પકડીને તું કુવામાં ઉતર! તો હું એ વાત કેમ કબુલ કરૂં? તું મનમાં ગુમાંન લેઇ જાયછેકે એ છોકરો બાલકછે તેથી હરેક વાતે ફરેબમાં નાખું,-પણ એ શીહા મોહનાં હીંદુ હુંતો અકલ તથા દાનાઇમાં બુઢો પીરાનપીર મરદછું! અગર મારી ઉમર નાંધલીછે તો શું થયું? મારી અકલની ઉમર ઘણી બુઢીછે! એ નાદાન હીંદી તુ ચકલાને પકડવાનાં ફાંધામાં બાજ જાનવરને પકડવા ચાહેછે! તો હવડાં તું મગરમછનાં મારનારા ગોરજ જોશે. તું જેહાનનાં પાદશાહ જોહાક ઉપર કમર બાંધવા ચાહેછે અને તેને બદ જબાંનથી બોલેછે તો તે પાદશાહે તો મને ફરમાવ્યુંછેકે તું શેતાબ જા અને કાગડાની મીશાલ શીહા રંગના બહુ સાથે લડાઈ કરી તેને જીવતો પકડીને સુલી ઉપર ચહડાવ! પણ તુંતો હવડાં એ રવેશ પેગાંમ મોકલેછે અને મીઠી જોબાંએ કરી મને ફાંધામાં લાવેછે! તુંને એમ ગુમાંન છેકે જે મીશાલે માહરાજા મેહેરાજને ફરેબ દેઈ તેથી નીમખહરામ થયોછું તે મીશાલે એ જાબુલી કેરશાસપનેબી હું એનાં પાદશાહથી ફેરવીને નીમખહરામ કરૂં પણ એ નાપાક તુંતો બદજાદ અને એબુનીઆદછે, તેથી કોઈનું હેશાંન જાણતો નથી અને વરૂની મીશાલ પોતાનાં પાલનારને ફાડી નાખવા ચાહેછે. તેં કદી પોતાનાં પાદશાહ ઉપર કમર બાંધી અને તેનો મુલક તથા ખજાનો ખરાબ કીધો મગર તું મારી મારફતમાં આવી માહરાજા મેહેરાજ પાસે માફ માંગતે તો હું તારી શેફારશ કરી તે માહરાજા પાસે તારી તકસીર માફ કરાવતે, પણ હવેતો તું જીવતદાન માંગીને પોતાની ગરદનમાં ફરમાંબરદારીનો પટકો નાખી માહરાજા મેહેરાજનાં પાંઉને બોશો દેતો હું એ તારા તમામ ગુનાહની માફી માહરાજા મેહેરાજ પાસે તને બખશાઉં; વાસતે અકલથી અંદેશો કરી એ મારી નશીહત ઉપર ચાલ. અગરજો એ શીવાય મગજમાં ખાલી મગરૂરીનો પવન રાખીને જેમ આગલ ચાલ્યો તેમ શરકશીથી ચાલશેતો એમજ કરી જાણકે તારી શાહીનો છેડો આવ્યો. તું જેવો ખુશી તથા એશમાંછે તેવો તીર તથા સુલીને સવાધીન થયો. કેરશાસપનાં શખુન સાંભલીને મંનગાવ એલચી શેતાબ પોતાનાં રાજા બહુ તરફ પાછો ફરયો અને આ તરફ જેહાંપેહેલવાન કેરશાસપ માહરાજા મેહેરાજ નજદીક ગયો. તેણે જેકાંઈ બહુનો પેગામ પેલા એલચીની જોબાંનથી સાંભલ્યો હતો તે તમામ હકીકત કહી, પેલું શોગંદનાંમુબી તેને દેખાડયું! એ હકાએત સાંભલ્યાથી મેહેરાજ ઘણો ગમગીન થઈ પોતાનાં દેલમાં કેહે-

વાલાગોકે ઘણીક ચીજની લાલચ કરી કેરશાસપ મને પકડી મને મારા દુ-
શમનને હવાલે કરશે ! ગાએનો ગોવાલીઓ હોશીઆર તથા શેર મરદ જોે-
ઈયે; નહીતો કોઈ બદજાદ સારી ગાઓ હોય તેને જબે કરવા માંગે. જે કો-
ઈનો દાહડો ફરે તેની ખશલત તથા તબીઅતને ફરતાં વીલમ લાગતો નથી.
એ દુનીઆઈ ખજાનો એવો બુરોછે, કે દુરઅંદેશ આદમીને પણ દેવાનો કરી
દોસત સાથે દુશમની કરાવે. એવો અંદેશો કરીને કેરશાસપને કેહેવાલાગોકે
અએ નામદાર બોજોરગ ખાનદાનનાં પેહેલવાન એ નાપાકની બેહુંદી વાત
ઉપર દેલ ધરતો નહી. આદમીજાતને પોતાની મતલબનું કાંમ પડે તેવારે
એકસો વાત કબુલ કરે પણ જેવારે તે કાંમ થયું તેવારે તે કામમાં એકશો
બાંહનાં લાવે !—તે કરતાં દાનાંઓ ફરમાવી ગયાછેકે કોઈ પોતાના કાંમને વા-
સતે શીરીન શખુન બોલીને કાંઈક ચીજ આપવાની કબુલ કરે તેથી કદી
પણ કીનાનાં લેનાર દુશમનથી નચીંત રહે નહી ! નાપાક ભુતબી ફરેબ
દેવાખાતર મીઠી મીઠી વાતો કરી પ્રથમ આદમીને ભોલવેછે પછે તેને
જીવથી મારી નાખેછે. એ પેહેલવાન એ દુશમનનાં કેહેવાડયા ઉપર તું હર-
ગેજ લોભાતો નહી. અગર તારી ખાહેશ ગંજ તથા મોલક હોયતો એ
મારો મુલક તથા ગંજ સરવે તારોજછે. અગર તારી મોરાદ ગોહર તથા
યાકુત ઉપર હોયતો જે જોઈયે તે મારા ખજાનામાં ભરેલુંછે ! તુંને જેકાંઈ
બહુએ આપવા કબુલ કીધુંછે; તે કરતાં ત્રણ ઘણું જાદે હું તુંને બખશવાને
રાજી છું. દુશમન આપણને મોહોબતથી બોશો દે તે કરતાં પોતાનાં દોસ-
તના હાથથી લાકડીનો માર ખાવો ઘણો બેહેતરછે. તેં આજ લગી લડાઈમાં
રંજ ખેંચ્યો અને તારા જોરે કરી પોતાની મોરાદને પોંહોંચ્યો તો હવે તું
થોડાં સારૂં પોતાને બદનામ શાવાસતે કરેછે ? એવા નાઉમેદીનાં શખુન
જેહાંપેહેલવાન કેરશાસપ માહરાજા મેહેરાજની જોબાનથી સાંભલીને હસ્યો!
તે કેહેવા લાગો કે એ રોશન બખતનાં માહરાજા તું દીલમાં કસો અનદેશો
તથા ગમ ના પકડ, હમારા જાબુલી બોજરોગો એમ કરી ફરમાવી ગીયાછેકે
પોતાનાં પાદશાહનાં હોકમથી ફરવું અને દીન તથા મજહબથી ફરવું એ
એ ચીજ બરાબરછે. તું મને તાજને વાસતે શું કેહેછે ? મારા શર ઉપર
તારા કોલનું તાજ મેલેલુંછે ! અને તારાં ફરમાનનો તોક મારી ગરદનમાંછે !
હું જાંહાંલગી જીવશ તાંહાં લગી તું પાદશાહનો એક કમીનો ચાકરછું !! તું
હોકમ કરીને જે જગો મોકલે તે જગો દીદાએ કરી ચાલી જાઊ ! તે કોઈ
શખસનો ગમ ખાવો લાજમછે કે જેવારે આપણ ઉપર કાંઈ ગમ આવી
પડે તેવારે તેબી આપણાં ગમનો શરીક થાય. તે કરતાં જે કુવામાંથી આ-
પણે શરબત જેવું પાણી કાઢી પીજયે તે કુઆમાં પથર કદી નહી નાખયે !

એ વગેરે માહરાજા મેહેરાજને ઘણાંક દેલાશાનાં શખુન કહીને ને નામદારનાં દીલને ખુશી કીધું. પછે પોતે પોતાના દેરામાં ખોઆબ કરવા ગયો તેજ રાતે જંગી પેહેલવાન "કરાહુન" થોડાંક જાબુલી લશકર સાથે બહુનું જે લશકર કેરશાસપની લડાઈથી નાસતું હતું તેની પછવાડે જઈ તેનો શામન લુટી લાવયો તથા તે હીંદી લશકરમાંથી બુઢા તથા જવાન મલીને સાતશો બંદીવાન પકડી લાવયો. એ ખબર જેહાંપેહેલવાન કેરશાસપને હતીજ નહી. જેવારે જંગી કેરશાસપે જાણ્યું કે સીપેહશાલાર કરાહુન જાબુલી લશકર સાથે બહુનાં લશકરની પછવાડે જઈને ઘણોક શામન લુટી લાવ્યો તથા કેટલાક સીપાઈને બંદીવાન કર્યાછે તે સાંભલયાથી જેહાંપેહેલવાને પોતાનાં લશકર ઉપર ગોસો કીધો કે તમો શીહા રાતને વખત કોણનાં હોકમથી દુશમનનાં લશકર પછવાડે ગયા હતા?—બહુનું લશકર બેશુમાર પડેલુંછે અને તમો જુજબી તે ઉપર જઈ પડીને શામન લુટી લાવ્યા અગરજો તે હીંદીનું લશકર તમો આસપાસ ફરી વલીને વચમાં ઘેરી લેતે તો બેશક કામ વધી પડતે! હેવે પછી એવી નાદાની હરગેજ કરશો નહી. તમો જાણતા નથી કે બહુની સાથે ઘણાંક હીંદુ જોર તથા હોનરનાં રાખનારછે તેથી તે જોરમંદો તમોને મારી લેતેતો તમારા નાદાનીનાં કામથી મારૂં નામ શરમમાં પડતે? હવે પછી જે કોઈ શખ્સ મારા હોકમ વગર લશકરમાંથી બાહેર પોતાનો પગ મેલશે તેને હું ભારી સજા ફરમાવશ. એ રવેસ કહીને તમામ લશકરમાં ઢંઢેરો કીધો જે જેહાંપેહેલવાન કેરશાશપના હોકમ વગર કોઈ શખ્સ લશકરમાંથી બાહેર નીકલે નહી. પછે પેલા હીંદુ બંદીવાન કે જે કરાહુન લાવ્યો હતો તેઓને બોલાવીને માહરાજા મેહેરાજની હજુર મોકલાવી દીધા.

હવે પેલી તરફ જેવારે બહુનો એલચી મનગાવ દેલાવર કેરશાસપનાં પેગામનો જવાબ લેઈને આવ્યો તેણે તમામ બીના પોતાનાં રાજાને કહી તે સાંભલીને બહુ ઘણોક ગમગીન થયો. તે પોતાનાં લશકરના સીપેહશાલારો તથા દાનાવ પરધાનોને બોલાવીને કેહેવા લાગોકે એ પેહેલવાન કેરશાસપ જાબુલથી નથી આવ્યો એતો ગોયા દોજખમાંથી આપણાં જીવ ઉપર એહેરેમન આવ્યોછે—જોકે આપણી સાથે હજુર બેશુમાર લશકરછે તોપણ એ જાબુલી બલાની આગલ કોઈનો ચારો નથી! મેં એલચી મોકલીને મારી પોતાની બેટી તથા ગંજ તથા મોલક વગેરે બીજી કેટલીક નાદેર ચીજો આપવા કેહેવાડી પણ એ કેરશાસપ કસી વાત ઉપર લાલચ રાખતો નથી, તેણે કેહેવાડયું છેજે તું લડાઈને વાસતે તઈયાર રેહેજે. ઓ મારા દેલાવરો તમો જેમાંથી કોઈ એ કેરશાપસને પકડી લાવે અથવાતો લડાઈમો તેનું શર કાપી નાખે તેને મારો અરધો મોલક તથા તખત અને તાજ આપું અને તેને મારી

બેટી જે સ્વરગની અપછરા મીશાલ ખુબસુરતછે તે બેટી સાથે તેના નેકા કરી આપી મારો દામાદ કરી રાખું! તે શખસ જે કાંઈ મારી ઉપર હોકમ કરે તેનો હોકમ હું બજાલાવું!–બલકે તે શખસને હું પોતાનો પાદશાહ કરી જાણું. એટલું કહી રાજા બહુ પોતાનાં દીદામાંથી આંસુનાં કતરા વરસાવવા લાગો એવામાં "મીતર" પેહેલવાન ઉઠીને હાથબસ્તા કરીને કેહેવાલાગોકે એ નામ-દાર માહારાજા એ જાબુલી શવારથી તું ખાલી ડર શાવાસ્તે ખાયછે? કાલરોજે બામદાદને વખત હું કાબુલી ઘોડા ઉપર સવાર થઈ હાતમાં હીંદી તલવાર પકડી એ જવાન જાબુલીની લડાઈમાં જાઉં અને જાંહાંલગી તેનાં શરને તનથી જુદુ કરી નેજાની નોક ઉપર ઉંચુ ચઢાવીને તું માહરાજા નજદીક લાઉં નહી તાહાં લગી મેદાનમાંથી ઘોડાની હરગેજ લગામ પાછી ફેરવું નહી. એ રવેશ "મીતર"તો કેહેતો હતો, પણ તેનું મોત છુપુ તેની ઉપર પોતાની ચુગાલ મારતું હતું, તેની તેને ખબર હતી નહી. એ મીશાલ તમામ રાત બહુએ પોતાનાં પેહેલવાનો સાથે ગોફ્તેગોહ કરી ગુજારી.

---

## બીજી લડાઇ કીધી જેહાંપેહેલવાન કેરશાસપે રાજાબહુનાં હીંદી લશકર સાથે તે હકીકત.

હવે જેવારે એ આબનુશી રંગનાં એહેવાન ઉપરથી આફતાબે તમામ બીલોરી પેયાલાં ઉઠાવી નાખયાં યાને આફતાબ તલુ થયો તેથી શેતારા ગુમ થઈ ગયા–તેવારે "મીતર" સપેહશાલાર પોતાના હાથમાં ફીનાની તલવાર પકડીને રાજાબહુ નજદીક આવી કેહેવાલાગોકે તું જેવો નેકબખત માહરાજા મારા શર ઉપરછે, તો હું આજ રોજે જંગના મેદાનમાં જઈ મરદાંનગીએ કરી પોતાનું નામ આશમાન લગી ઊઠાઉં—અને તમાંમ ઈરાનીઓને જાંહાં લગી મારી કાઢું નહી તાંહાં લગી એ મેદાનથી ઘોડાની રેકાબમાંથી કદી જમીન ઉપર પગ ધરૂં નહી!—એટલું કહી પોતાનાં લશકરમાંથી બખતર પેહેરેલા એક લાખ સવાર તલવાર મારનારા તઈયાર કીધા અને લોહોડાંની પાખર નાંખેલા છ હજાર હાથી શમારીને કેટલાક કોશ લગી લડાઈની શફ ખેંચી! તે સફમાં કરનાએ તથા નકારાંના આવાજ કીધા તેથી લશકરનાં સવારોનાં ઘોડાની નાલે કરી જમીન આજેજ આવવા લાગી! તે સફની બેશુમાર ગીરદ ઉઠયાથી આફતાબ તથા માહાતાબ ગોયાગુમ થઈ ગયા! તે તમામ હીંદી લશકર સફ ખેંચીને હાથમાં નેજા તથા તલવાર પકડી ઉભું, એવામાં માહ-રાજા મેહેરાજે પહાડ ઉપરથી નેગાહ કરીને "મીતર"ને જોયો તેજ વખત એક સવારને કેરશાસપ પાસે મોકલીને કેહેવાડયું કે બહુનો સપેહશાલાર જે

"મીતર" છે જેની આપણે કાલ રોજે વાત કીધી હતી, તે 'મીતર' તે પેલો શખસછે. જેનાં શર ઉપર જરદ રંગનો જુહુનડો ખાસ ઉડેછે. તે અબલખ ઘોડા ઉપર સવારછે. તેના હાતમાં તલવાર પકડેલીછે અને લશકરની કલબગાહમાં ઉભો રહીને તમામ લશકરની સફ અચ્છીરીતે શમારેછે. તેનાં તનમાં ચીની દેબાનું એકશો પડનું બખતર પેહેલુંછે. તે બખતર ઉપર સીંહનાં ચરમનો કુરતો પેહેલોછે. તેના હાતમાં લોહોડાંનો કબજો કરેલોછે, તેનાશર ઉપર શુનાની તોપ મેલી તે ઉપર અબાશી રંગનો પેચો લપેટેલોછે. તેની બે બાજુ શાહાલીની મીશાલછે. તેની આસપાસ બીજા ઘણાંક સવારો બખતર પેહી હાથમાં છુટભાલડી તથા નેજા પકડી ઉભાછે. એ તમામ હકીકત પેલા સવારે જઈ જેહાંપેહેલવાન કેરશાસપને કહી. તેણે જંગી મીતરની નીશાન દેખાડીને ઓલખાવ્યો પણ જેહાંપેહેલવાન કેરશાસપે તે સવારને કસો જવાબ દીધો નહી. સબબ પોતે લડાઈમાં મશગુલ હતો પણ પેલા મીતરને જોઇને ખુબ યાદ રાખયો તે મીરતની ડાબી બાજુ ઉપર ગોયા એક લશકરનું જંગલજ હતું! તેની જમણી બાજુએ એક લશકરનો ગોયા દરીઆવજ હતો. અને તે દરમયાન મીતર પોતે ગોયા એક પાહાડજ હતો. મીતરે ફરમાવ્યુંકે લશકરમાંથી કોઈ શખસ એક કદમ આગલ ચાલે નહી. લશકર પછવાડે પાહડ ઉપર દીદબાનો બેસાડયા કે મબાદા ઈરાની લોકો પછવાડેથી આવી લશકર ઉપર કમીગાહા કરીને મારો ચલાવે તો શેતાબ ઘાંટનાં આવાજો કરી દીદબાનો લશકરને હોશીયાર કરે. હવે પેલી તરફ માહરાજા મેહેરાજ પાહાડ ઉપર તખત માંડી પોતાની આસપાસ લશકરની શફ ખેંચીને પોતાનાં જંગી પેહેલવાનો સાથે બેશીને તે લડાઈ ગાહનો તમામ તમાશો જોતો હતો! તે પોતાના મન સાથે કેહતો કે જોઈયે આજરોજે જેહાંપેહેલવાન કેરશાસપ મેદાનમાં શી રવેસ મરદાનગી કરેછે? એવામાં એક મરદ કે જેનું નાંમ "ગવાજેહ" કરીને હતું અને જે એક પેહેલવાંન હતો તેને મીતરે બોલાવીને ઘોડા ઉપર સવારી કરાવીને જે જગો પાહાડ ઉપર માહરાજા મેહેરાજ બેસી નેગાહ કરીને લશકરનો તમાશો જોતો હતો તાંહાં તેને મોકલયો.—પેહલવાન ગવાજેહ તાંહાં જઈ બુલંદ અવાજે માહરાજા મેહેરાજને બાપોકાર કેહેવાલાગોકે—એ નોજવાન બેટી તુંને કોઈથી શરમ છેકે નહી?—તું પોતે જાતે ઓરતછે અને પોતાની શરમને દુર કરી હીંદોસતાનનાં મરદોને નાપસંદ કરીને ઇરાનથી પોતાનો મરદ મંગાવયો તેસાથે મોજ કરેછે પણ તું હવડાં પડદામાં બેઠીછે અને તારો મરદ કેરશાસપ લડાઈમાં હેરાનછે એ તું કેરશાસપની ઓરતને ઘટે નહી!! એ રવેસ તે ગવાજેહ પેહેલવાન

મેદાનમાં ઉભો રહીને બુલંદ અવાજે માહરાજા મેહેરાજ ઉપર તાંના મારી મશખરી કરતો હતો, તે સાભળ્યાથી માહરાજા મેહેરાજને પોતાનાં લશકર નજદીક ઘણી શરમ પેદા થઈ તે પોતાનું શર નીચું નાખીને બેઠો અને તેનું તંન પશીને તમામ ગરકાવ થઈ ગયું. એવામાં એક જાબુલી સવાર કમીગાહ કરી ઉભેલો હતો તેણે શેતાબ કમાન ઉપર ખદંગી તીર ચઢાવી આબાદ નીશાંન કરી તે ગવાજેહની જોબાંન ઉપર એવો મારયો કે શીતાબ તેની જોબાંન તથા હલક શીવીજ નાંખયો. તેથી ગવાજેહ સવાર એકાએક ઘોડા ઉપરથી ખાકમાં પડયો તેનું ખાકમાં પડવુંકે માહરાજા મેંહેરાજનાં લશકરમાં એક પોકાર ખુશીનો ઉઠયો તેજ વખત માહરાજા મેહેરાજે પેલા તીરનાં મારનાર જાબુલી સવારને બોલાવી શરેપાવ બખશયો! જેવારે બંધે લશકર શફ શમારી રહ્યું તેવાર પછે લડાઈનાં નકારાં તથા કરનાએનાં આવાજ નીકલવા લાગા તેથી તમાંમ જંગલ શુર ભરેલું થયું.—એવામાં એક પેહેલવાન બજોરગ બુનીઆદને જેહાંપેહેલવાંનનો પીતરાઈ ભાઈ હતો જેનું નાંમ પેહેલવાંન "જરદાદેહે" કરી હતું તે પેહેલવાંન લડાઈનાં હોનરમાં બીજા પેહેલવાંનો કરતાં એકસો ઘણો જાદે હતો તે પેહેલવાંન મેદાંનમાં નીકલી મીતરનાં લશકર તરફ જઈ હીંદી લશકર ઉપર અવાજ મારી કેહેવાલાગોકે જે કોઈ લશકરકશ જબરદસ્ત પેહેલવાંન હોય તે શેતાબ મારાં મેદાંનમાં નીકલે. એટલું કેહેવું કે રાજા બહુનાં લશકરમાંથી એક પેહેલવાન તે જરદાદેહેનાં મેદાંનમાં આવી ઉભો. પછે બંધે બજોરગીભરેલા સવારો મસ્ત શેરની મીશાલ લડાઈ કરવા લાગા તે બંધે પેહેલવાનોએ પોતાનાં જીવની આશા મેલી તલવાર તથા ગોરજ તથા નેજા તથા કમંદ તથા તીર વગેરે તરાંહ તરાંહની લડાઈ કરતાં જરદાદેહ પેહેલવાને એકાએક પોતાના ઘોડાને તેજીથી તે હીંદી ઉપર ચલાવયો અને પોતાની જેહેરી પાંણી પાયલી તલવાર ખેંચી તેનાં શર ઉપર મારી, તેથી તેનાં શર ઉપરની ઢાલ કાપીને તેનાં શર ઉપર ઉતરી અને તે તલવારે કરી તે પેહેલવાનનાં ચાર ટુકડા કરી નાંખ્યા; તેથી માહરાજા મેહેરાજનાં લશકરમાંથી ખુશીનાં નગારાંનાં અવાજ નીકલયા અને ઈરાની લશકરનાં તમાંમ પેહેલવાંનોએ જરદાદેહે ઉપર દોવા કરી શાબાસ—શાબાસ કરી કેહેવા લાગા. એવામાં બહુનાં લશકરમાંથી એક બીજો પેહેલવાંન જરદાદેહેનાં મેદાંનમાં આવ્યો તે દલેરીથી પોતાનો અચ્છો હોનર દેખાડવા લાગો—તેને જોઈ જરદાદેહે એક જખમ એવોતો તેની કમર ઉપર મારયોકે તુરત તેનું અરધું તન ખાકમાં પડયું અને બાકીનું અરધું તન ઘોડાની પીઠ ઉપરજ બેઠેલું રહયું આ આજાયબ હોનર જોઈ સરવે કોઈ

તે નામદાર ઉપર આફ્રીન કરવા લાગા. એમ કરતાં એકએક ઉપર બીજા દસ પેહેલવાન જરદાદેહેનાં હાથ ઉપર મારયા ગયા. જેવારે સીપે-હશાલાર મીતરે એ રવેસનો તમાશો જોયો કે એ જબરો જાબુલી સવાર કોઈથી આજેજ થતો નથી તેવારે પોતાનો એક બેટો ઘણો લડાએક ને જોરેમંદ હતો કે જેનો હમનબરદ હીંદોસતાનમાં બીજો કોઈ પેહેલવાંન હતો નહી ને જે બેટો એટલુંતો જોર રાખતો હતો કે મહસત હાથીનાં શરને પકડી પોતાના હાથે કરી ઉખેડી નાખતો હતો! તે જોરેમંદ ચીતાનાં પંજા ઉપર ચુંગાલ મારીને તેને ચીરી નાંખતો એવો તે જોરાવર હતો. તે મેદાનમાં આવ્યો અને તેનાં હાથમાં એક નેજો પકડેલો હતો તે આબાદ સરફરાજ જરદાદેહે ઉપર મારયો તેથી નામદાર જરદાદેહેની તુરત આખર આવી. તે નેજો એવો આબાદ જોરથી લાગોકે તે દુતીમાં થઈને પીઠ પછવાડે નેજાનું નોક ફુટી નીકલ્યું તેજવખત નાંમદાર જરદાદેહે પોતાનો પ્યારો જાન હકતાલાને હવાલે કીધો, તે પોતાના ઘોડા ઉપરથી જમીન ઉપર પટકાઈ પડયો. તેજવખત ઈરાની લશકરમાંથી થોડા જંગી સવારો સીતાબીથી દોડતા આવ્યા ને જંગી જરદાદેહેને જમીન ઉપરથી ઉઠાવીને તે પેહેલવાનના ગુજરી ગયલા તનને તેના દેરામાં લઈ ગયા. જેહાં પેહેલવાન કેરશાસપ ઘણો આજેરદે થયો તે પોતાનાં દીદામાંથી આંજુની જગો લોહીનાં કતરા વરશાવવા લાગો. જેહાંપેહેલવાને કહયું કે કશંમ એ ફરતા આશમાનના અને એ બરકરાર જમીનનાં કે આજ રોજે લડાઈમાં જઈ મારા પીતરાઈ ભાઈ જરદાદેહનો કીનો લેઉં. એ નામદારનાં કીનામાં તેનાં તન ઉપરનાં એક એક બાલે બાલે એક એક હીંદીને ખાકમાં ઉંધા નાખું. તે શેતાબ પોતાનાં જાબુલી ઘોડા ઉપર શવાર થયો. એક નેજો હેંસી વાંમનો પોતાનાં હાથમાં પકડી કીનાંભરેલો મીતરનાં બેટાની તરફ ધસતો ચાલ્યો જેવો તાંહા ગયો તેવોજ તે નેજો તે મીતરનાં બેટાની કમર ઉપર મારી એક મોરગની મીશાલ તેને જીન ઉપરથી ઉઠાવી લીધો!—પછે તે નેજાને ઉભો કીધો તેથી તે નેજાનાં નોકમાં તે જંગી હીંદી ગોયા શીખમાં ગોરખરનાં ખોસાતા કવાબ મીશાલે થયો! તેને કેટલોક વાર પોતાનાં બુલંદ શર ઉપર ફેરવીને એક પોકાર મારી મીતરનાં લશકરની તરફ ફેંકયો તેથી તે હીંદુનાં તનનાં પુરજે પુરજા થઈ ગયા. જેહાંપેહેલવાન ગોસાથી ઘોડો ડપટાવતો ફરીથી હીંદી લશકરમાં જઈ પડયો તેણે જરદાદેહના કીનામાં તમામ મેદાન સીપાઈઓની લોથે કરીને ભરી નાંખ્યું. જેહાંપેહેલવાન કેરશાસ્પે પોતે બખતર પેહેરેલું ને ઘોડા ઉપર પાખર નાંખેલી તેથી તે જાણે ગોયા એક શીહા વાદલ ઉપર એક દેવ બેસીને હરતરફ દોડતો હતો!

તેની તલવાર ગોયા મોતનાં દરવાજાની કુચી હતી!—તે જંગી કેરશાસ્પે એક હોમલામાં ચાલીશ હાથી તથા ત્રણસો સવારને ખાકમાં નાખયા. તેણે તે હીંદુ સીપાઈઓના લોહીએ કરી તમાંમ જંગલ લાલાનાં ફુલની મીશાલ રંગીન કરી નાંખયું. પેલી તરફ જેવારે મીતરે પોતાનાં બેટાનો એ રવેસે બુરો હાલ દીઠો કે તેનાં દરદથી ઘણીક જારી કરવા લાગો. તે પોતાનાં શર ઉપરની કોલાહ ખાકમાં નાંખી જારી કરી રહ્યા પછે ભારી કીના ભરેલો થઈને પોતાનાં જંગી લશકર સાથે જેહાંપેહેલવાંન ઉપર આવી પડયો. તેને જોઈ પહેલવાન કેરશાસપે પોતાના એકાબ જાનવર મીશાલના ઘોડાને જોલાંન આપી વીજલીની મીશાલ દોડતો આવીને એક જખમ તલવારનો એવાતો જોરથી મીતરની કમર ઉપર મારયો કે તેજ વખત તેનાં તનનાં બે ટુકડા થયા. જેવારે મીતર સપેહશાલાર તુકડા થઈ જમીન ઉપર બેજાન પડયો તે જોઈને માહારાજા મેહેરાજ બેહદ ખુશ થયો તે ઉલટમાં તે માહારાજા દેવાના આદમીની મીશાલ કુદવા લાગો! તેણે હોકમ કરી શાદીનાં નકારાં વજડાવ્યાં. મીતરને ખાકમાં પડેલો જોઈ મેહેરાજનું લશકર કેરશાસ્પ ઉપર• આફરીન કરવા લાગું જેવારે બહુનાં લશકરે પોતાનાં સપેહશાલારને મુવેલો દીઠો તેવારે સરવે કોઈ પોતાનાં જીવથી નાઉમેદ થઈને એક હોમલો કરી જેહાંપેહેલવાંન ઉપર આવી પડયા. તેવારે કેરશાસપે એક પોકાર બાહારનાં વાદલની મીશાલ મારયો ને બંધે હાથમાં તલવાર પકડીને ડાબી તથા જમણી તરફ મારતો ગયો. તે જોઈ ઈરાની તથા જાબુલી લશકરેબી હીંદી લશકર ઉપર હોમલો કીધો તેથી બેહુ તરફની એવીતો લડાઈ શરૂ થઈકે તેની ધર પકડ ને બાંધ મારનાં પોકારથી જાણે આશમાનબી ધ્રુંજવા લાગો. તે બેહુ તરફનાં લશકરમાંથી હાએ અફશોસના શોર ઉઠવા લાગા. શીહા હીંદુ તથા શફેદ ઈરાની એક એક સાથે ભેલાઈ ગયા! સરવે કોઈનાં મગજ ગોસ્સાભરેલાં તથા દેલ કીનાંભરેલાં થયાં. તે જોશે કરી દીલમાંથી લોહી ઉડવા લાગું. એમ કરતાં બપોરનો વખત નહી થાય તેટલા વારમાં હીન્દી લશકર બે હીસાબ મારયું ગયું તથા જખમી થઈ ખાકમાં પડીને સાંપની મીશાલ પેચ ખાઈ મોહમાંથી જીબ બાહેર કાહાડવા લાગું. મેદાનમાં હાથીની પીઠ ઉપર એટલાતો તીર તથા નેજા પેડેલા કે તેની પીઠ "શીશોડ" જાંનવરની મીશાલ કાંટા ભરેલી નજર આવતી હતી. તાંહાં હરએક તરફ સીપાઈઓના મુરડાંના ટેકડા થયા હતા તેમાં કોઈના શર નહી અને કોઈના યા હાથ પગ નહી. એવામાં એકાએક જોશથી પવન વાગવા લાગો તેથી ભારે ગીરદ ઉડી અને તે પવન ઘોડા તથા આદમીઓને જાણે જમીન ઉપરથી ઉઠાવી નાખતો હતો. હીંદી લશકરમાં એકતો ઈરાની લશકરની તલવાર ચાલતી તેની

દેહેશત તથા બીજો તે શખત પવન ફુકાતો, તેથી તે લશકર ઉપર પથર તથા રેતી ગોયા તીર મીશાલ લાગતી હતી તેથી તે તમામ લશકરે આજેજ થઈ લડાઈના મેદાનમાંથી નાસવા માંડયું તેઓ જંગલ તથા પાહાડ ઉપર ઉંચે નીચે ભરાવા લાગા. જેવારે રાજા બહુએ જોઈયુંકે લશકર નાસેછે, તેવારે પોતે હાથમાં તલવાર પકડી પોતાનાં લશકર સાંમે થઈ કેહેવાલાગોકે એ દલેરો શાવાસતે તમો નાસોછો—? અએ નામદારો મેં તમારો હોનર લડાઈને વખત સારી રવેસ જોયોકે તમો નાસવા સીવાય કાંઈ બીજો હોનર ધરાવતા નથી જે વખત તમો ખાંણું ખાવા શોફ્રા ઉપર બેસોછો, તે વખત રોટી ઉપર તેજીથી ચુગાલ મારોછો. એટલું કહીને લશકરનાં સવારો કે જે કોઈ નાસતા હતા તેઓને જોશથી પકડી પાછા ફેરવયા બલકે બે તરણ સવારોનાં શર પોતાને હાથે કાપી નાખયાં. રાજા બહુએ એ રીતે પોતાનું લશકર નાસતું હતું તેને પાછું ફેરવયું અને પોતે જાતે ફરીથી એક લડાઈ શરૂ કીધી. તે દાહાડે રાત સુધી કોઈ જંગીના હાથ જખમ મારવાથી બેકરાર હતા નહી. જેવારે સીહા રાતનો વખત થયો અને આશમાન ઉપર જડાવદાર બીછાનું બીછાયું યાને શેતારા નીકલ્યા કે બંધે તરફનાં જંગી લશકરે પોતપોતાના મઠક ઉપર જઈને કમર છોડીને કરાર પકડયો. એ રાતનાં રાજા બહુ પોતાનાં લશકરમાં કેટલાક દલેર તથા દાનાવ હતા તેઓને બોલાવીને કેહેવા લાગો કે હવે એક મરતબે સરવે કોઈ એકએકની પોશતી કરીને એક લડાઈ ઘણી શખત કરો;—શાવાસતે કે હવે લડાઈબી એકજ કરવી પડશે. જોઈયે હવે બખતથી શું બની આવેછે? આપણે સરવ કોઈ એક મરતબે પોતાનાં જીવ મેદાનમાં મેલયે. એ લડાઈમાં આપણી મોરાદ બર આવે અથવા આપણે સરવ કોઈ પોતાનાં જીવ આપયે એ વગેરે ઘણીક ગોફ્તેગોહ કીધી. તેવારે સરવ કોઈએ રાજા બહુને કહયું તું હમારો માહરાજાછે—જે કાંઈ તું ફરમાવેછે તે મુજબ કરશું. એટલું કહીને સરવ સરદાર કોઈ પોતપોતાનાં મકાંન ઉપર ગયા તેઓ તમામ રાત સુતા નહી પણ લડાઈનો અશબાબ તઈયાર કીધો.

---

## લડાઈ કીધી જેહાંપેહેલવાંન કેરશાસ્પે રાજા બહુ ને તેના હીંદી લશકર સાથે તે દાસતાન.

જેવારે શીહા રાત પોતાનાં અમલથી તાગીર થઈ અને આફ્તાબે પોતાની શનદ જેહાંનને દેખાડી યાને રાત ગુજરી રોશન રોજ જાહેર થયો. તેવારે તમામ જંગલ હીંદી લશકરે ભરાઈ ગયું. તાંહાં નકારાં તથા ઘાંટનાં આવાજો નીકલવા લાગા તેથી જાણે કોહેકાફ લરજતો હોય તેવો બનાવ થઈ

પડયો ! તે હીંદી લશકરનોતો શુમાર હતોજ નહી. રાજા બહુએ તેમાં બાર હજાર હાથી જબરદસત લડાઈમાં તઈયાર કીધા, તે હાથી ઉપર લોહોડાંની પાખરો તથા જુલો નાંખેલી હતી. તે ઉપર જંગી તીરંનદાજ લોકોને સવાર કીધેલા હતા. તેવા હાથી તથા હીંદુ લશકરની શફ ખેંચાઈ તેથી જબરી ગીરદ ઉડવા લાગી. તે લશકર તથા હાથીએ કરી દશ ફરસંગ તલગ જમીન ભરઈ ગઈ હતી. સફમાં આગલ સવારો નીકલી ઉભા, તેની પછવાડે હાથી હારબંધ રાખ્યા. પછે બીજા ચાર હાથી ઘણાંક જહવેરથી શમારેલા જેની ઉપર દેબાનાં કપડાંની જુલ નાંખેલી હતી. તે હાથીનાં ગલામાં સુનાનાં તોક, દાંતમાં સુનાનાં ખોલાં, ગરદનમાં સુનેરી શાંકલ તથા કાનમાં બેકીમતી ગોહર ને મોતીની બાલી એ શીંગાર પેહરાવ્યો હતો ! એક હાથી રાજા બહુની સવારીનો હતો તે ઉપર માહાતાબની મીશાલ શફેદ માહીનાં દાંતનું તખત માંડી તેમાં રાજા બહુ પોતાના લશકરની કલબગાહમાં આવયો હતો તેનાં શર ઉપર એક ઝુંનડો સુનેરી શાહાજ શાથેનો હતો જે ઉપર શીમુરગ તથા બાજ જાંનવરની સુરત ચીતારેલી હતી. તે ઝુનડા આસપાસ તમામ બેકીમતી મોતીની લરો લટકતી હતી—એ મીશાલનો માહ કીંમતી ઝુનડો રાજા બહુના શીર ઉપર ઉડતો હતો.

આ તરફ માહરાજા મેહેરાજ પોતાનાં લશકર સાથે પહાડ ઉપર બેસી ઈરાની ને જાબુલી લશકરની મરદાંનગી જોતો હતો. તે નામદારની નજદીક એક ઝુનડો હાથી સુરતનો ઉભો કીધેલો હતો. તેને તમામ ગોહરનો જડાવ જડીને આફતાબની મીશાલ રોશન કીધેલો હતો. તાંહાં એક તખત યાકુતનું માંડી તે ઉપર માહરાજા મેહરાજ પોતાના શર ઉપર જવાહેરનું તાજ મેલી બેઠેલો હતો. એ રવેશ એક તરફ માહરાજા મેહરાજ પાહડ ઉપર તથા બીજી તરફ હીંદી રાજા બહુ કલબગાહમાં રેહીને લશકરની મરદાંનગી જોતા હતા. એવામાં જેહાંપેહેલવાન કેરશાસપે લડાઈનો હોકમ કીધો તેથી કીનાનાં નકારાંનો અવાજ થતાંજ હરતરફથી સવારોએ ઘોડા મેદાંનમાં ડપટાવ્યા. લડાઈ શરૂ થઈકે કેરશાસપનાં લશકરમાંથી દસ પેહેલવાનોને એક એક તાલુકો આપી હરતરફ રાખયા. જાબુલી લશકરને કલબગાહમાં રાખયું પછે કેરશાસપે હોકમ કીધો કે એક મરતબે સરવ કોઈ લડાયકે પોતાની કમાંનને ચીલો ચઢાવીને બહુનાં માહવતો હાથીની શફ ખેંચી ઉભાછે, તેઓ ઉપર મારો ચલાવવોકે આપણે પેહેલી બહુના લશકરની ખરાબી બહુનાજ હાથી પાસે કરાવયે પછે બહુના લશકર ઉપર જઈ પડયે. તેના લશકર તથા હાથી તથા તખત તાજની તમો કશી દરકાર રાખતા નહી—હમણા હું બહુને તેનાં હાથી ઉપરથી પકડીને માહરાજા મેહેરાજ નજદીક લેઈ જઈને

મેલુંછું. એ હોકમ સાંભલીને ઈરાની લશકરે તીર ચઢાવ્યા અને જોરથી કમાનનાં ચીલ્લા ખેંચીને પદેરપે તીર ગોયા ઉડતાં જનાવરોની મીશાલ રાજા બહુનાં લશકર ઉપર છોડવા લાગા. જેવારે હીંદી લશકરે એવી રોશતાખેજ દીઠી, તેવારે સરવ કોઈ તલવારો ખેંચી ઈરાની લશકર ઉપર આવી પડયા; તેથી તે દીન ગોયા કેઆમતનો હોય એ મીશાલે પોકાર તથા શોહોર ઉઠવા લાગો. તાંહાં એ મીશાલની ખુનરેજી થઈ કે તે જોઈ આશમાનબી જારી કરવા લાગો. તે જંગે કરીને ગોયા જમીનમાંથી લોહીનાં ફુવારા જારી થયા! તે જંગલના મેદાનમાં બેસુમાર ખદંગી તીર ઉડવા લાગા તેની દેહેશતે કરી આશમાન ઉપર આફતાબ પોતાની રાહ ભુલી ગયો હોય એમ દીસવા લાગું. ભારી ગોરજો પેહેલવાનનાં શર ઉપરની પોલાદી ટોપ ઉપર પડતા હતા તેથી ચકમક મીશાલે આતશ રોશન થતો હતો! તેણે કરી તે મેદાનમાં આફતાબની જગો ગોયા આતશની રોશની નજર આવતી હતી. તે બાંધ, માર, ધર, ને પકડનાં શોરશારથી જંગલમાં વાઘ તથા વરૂબી નાસતા હતા. એ સુલતાની લડાઈમાં બંધે તરફથી ઘણુંક લશકર ખરાબીમાં આવ્યું પણ હીંદી લશકર એટલુંતો મારયું ગયુંકે તેનાં લોહીએ કરી જંગલમાં પાંણીની મીશાલ ચશમાં ભરાઈ ગયા. પેલા ઈરાની લશકરનાં દશ પેહેલવાનોએ હરેક તરફ એકકી લડાઈ ઉઠાવી હતી. પેહેલવાન "કરાહુન" પોતાનાં ઘોડાની નાંલેકરી તમામ જેહાન જેરોજબર કરવા ચાહતો હતો. પેહેલવાન "બેહેપુર" બબર જાનવર મીશાલે આદમીનાં શર ઉખાડતો હતો "આજશ" અને "બોરજ" એ બે પેહેલવાનો તલવારે કરી સવારોનાં હાત પગ કલમની મીશાલ કાપી નાંખતા હતા. જે જગો પેહેલવાન "ગેરદાબ" હોમલો કરતો તે જગો દુશમનનાં લોહીએ કરી જંગલનું મોહ શોરખ રંગનું કરતો હતો. "નશવાર" અને "અરબશા" એ બે દેલાવર પેહેલવાનો પોતાના નેજાની નોકે કરી સવારોને જીન ઉપરથી ખાકમાં નાખતા હતા. જેહાંપેહેલવાન કેરશાસપ પોતે હાથમાં જબરદસ્ત ગોરજ પકડી લશકરની કલબગાહમાં જઈ પડયો હતો. તે નામદાર ભારી ગોરજે કરી સવારો તથા હાથી ખાકમાં નાંખતો. તે સ્તાખેજ જોઈ હીંદી લશકર હરતરફ નાસવા ચાહાતું હતું. જેહાંપેહેલવાનની પેચદાર કમાન જેહેરી અજદા મીશાલની હતી તે ગોયા શાંપની મીશાલ સવારોની ગરદનમાં લપટઈ એક દમમાં તેઓને ખેંચી લેતી. તેની તલવારનો ચમકાટ જાણે અશમાન ઉપરની વીજલી પડતી હોયની! તેનાં નેજાની નોક ગોયા આદમીઓના સુતેલાં મોતને જગાડતું હતું તેનો ખદંગી તીર હીંદી લોહીએ કરી જમીન ઉપરની રેતીને લાલ પોશાક પેદાવતો હતો. એક હોમલામાં એકશો સવાર કરતાંબી જાદે

લશકરને મારતો પણ તે દલેર પેહેલવાન પોતે હરગેજ આજેજ થતો નહી. જાણે કે તેનું તન એક લોહોડાંનાં પાહાડની મીશાલનું હતું. તે નામદાર જેહાંપેહેલવાને આગલ તથા પછવાડેથી મલીને એટલુંતો બેસુમાર લશકર મારયુંકે તેથી એવો દેખાવ થઈ પડયોકે બસ—બસના ગેબી આવાજ આવવા લાગા! માહરાજા મેહેરાજ પાહાડ ઉપર બેસી લશકરનો તમાશો જોતો હતો, કે જેહાંપેહેલવાન હીંદી જબંરદસ્ત પેહેલવાનોને સેજમાં બે-જાન કરી તે મેદાનમાં નાંખતો હતો. તે મસ્ત હાથીનાં મગજમાં ગોરૂજ મારી ગોયા પાહાડના તુકડાજ જમીન ઉપર નાંખતો હોયની એવી આફ્ત રાજા બહુના લશકર ઉપર વરસાવતો જોઈને માહરાજા મેહેરાજ પોતાનાં લશકર માંથી શાદીનાં નગારાં વજડાવતો હતો. જ્યારે રાજા બહુનાં હાથીનાં મા-વતોના શરદારે જોયુંકે પોતાના રાજાનું બખત બરગસતે થયુંછે અને જેહાં-પેહેલવાન કેરશાસપ પોતાની બાજુનાં જોરથી તેનું તખત તથા તાજ છી-ણવી લેશે. બખત બરગસતે થાય તેવારે ચારો તથા ફ્રેબ કીધાથી ફ્રા-યદો થતો નથી. એ ફ્રતા આશમાન સાથે કોઈથી લડી શકાતું નથી, એ અંદેશો કરી તેણે બીજા માવતોને એશારત કરીને ઘણુંાક હાથી હતા તેમાં એકશો હાથી ઘણું જબરદસ્ત ને બેમુલા હતા તે સાથે લેઈને જેહાંપે-હેલવાન નજદીક આવી જીવતદાન માંગીને તે બેકીમતી હાથીનો હદીઓ નજર કીધો! તે માવતોનો સરદાર બોલ્યો, આજથી હું તારો ચાકરછું. તેવારે કેરશાસ્પે તેને ઘણોક દેલાશો દેઈ પોતાના લશકરની તરફ્ રવાંને કીધો. તેને સરન આવતો જોઈ માહરાજા મેહેરાજેબી તે માવતનાં શર-દારને પોતાની નજદીક બોલાવી નવાજ્યો.

પેલી તરફ્ જેવારે રાજા બહુએ જોયુંકે હવે બખત પુરૂ બરગશતે થ-યુંછે તેથી ગોસો કરી બીજા માવતોને કેહેવા લાગોકે તમો શું જોયા કરોછો? તમોબી એ હાથીઓને લેઈને માહરાજા મેહેરાજને નજર કરો. તમો મા-રેથી કશો ડર રાખો નહી. એ મીશાલ રાજા બહુએતો ગોસાથી કહયુ પણ તેનાં તમામ લશકરે તે ખરૂંજ જાણયું કે રાજા બહુ જેહાંપેહેલવાન કેરશાસપની લડાઈથી આજેજ થયોછે તેથી તે સાથે સુલેહ કરવા ચાહેછે માટે એ મીશાલે બેખલાશના શખુનોથી આપણને હોકમ કરીને માહરાજા મેહેરાજની જનાબમાં જવા કહેછે. એ અવાજો તેના તમામ લશકરમાં ઉઠયોકે રાજા બહુ આજેજ થયો તેથી કેરશાસપની નજદીક એકશો હાથી જે કાંઈ ઘણાંજ દીલાવરી કરનારા હતા તે તે પેહેલવાનને શોગાત મોલકયા, અને લડાઈ બંધ પાડીને સલાહ કરવા ચાહેછે. એ અફ્વા ફ્લાયાથી ત-મોમ માહાવત લોકો રાજા બહુનાં લશકરમાંથી હાથીઓ ફેરવાને શેતાબ

માહરાજા મેહેરાજ નજદીક લેઈ ગયા તે જોઈ ઘણુંક લશકરબી માહરાજા મેહેરાજ પાસ જઈને જીવતદાન માંગવા લાગું ! એ ખબર રાજા બહુને થઈ કે તારા કહ્યાથી તમામ માહાવતો આપણાં લશકરમાંના હાથીઓ લઈને માહરાજા મેહેરાજ પાસે ગયા તે ખબર સાંભલીને રાજા બહુ પોતાનાં બોલયા ઉપર પશેમાંન થવા લાગો. તે રાજા બોલયો, મેં તો ગોસ્સાથી કહયું હતું પણ શું કરૂં લાચારે લડાઈતો કરવી પડશે. પછે પોતેબી હાથી ઉપરથી ઉતરી ઘોડા ઉપર સવાર થઈ લશકરને હીમત આપવા વાસતે હાથમાં તલવાર પકડીને લડાઈ કરવા લાગો. રાજા બહુએ ઘણાંએક ચારાથી તે દાહાડે સાંજ લગી લડાઈ જારી રાખી. જેવારે રાતનો વખત થયો તેવારે બેહુ તરફનાં લશકરમાંથી આશાએશનાં નગારાંના આવાજો નીકલયા; તે સાંભલીને તમામ લશકરે હથીઆરો મેઆંન કરી પોતપોતાનાં મકાન ઉપર જઈને કમર છોડી. આ વખતે રાજા બહુ તો દેવાના આદમી મીશાલે ગાભરો થઈ ગયો હતો, તેથી અંદેશામંદ થઈને પોતાના મન સાથે કેહેવા લાગોકે મને મોટો અંદેશોતો એ લાગેછે કે મારૂં લશકર આખરે જાખુલી કેરશાસપની તલવારથી આજેજ થયલુંછે તે પોતાના ફાએદાને વાસતે મને પકડી બેહુ હાથ બાંધીને દુશમનને હવાલે કરશેજ. નાહાસવાની જગોબી રહી નથી, કે તાંહાં જઈને કોઈની પનાહ પકડીને બેસું અથવા એટલી તાકત રહી નથી કે દુશમન સાથે મેદાનમાં નીકલીને લડાઈ કરૂં એ રવેશે રાજા બહુ મોટી ફીકર ને અંદેશામાં હતો.

---

## લડાઇ કીધી જેહાંપેહેલવાંન કેરશાસ્પે છેલ્લી મરતબે રાજા બહુના ખેદમતગાર હબશી સાથે તે હકીકત.

રાજા બહુની ખીદમતમાં એક હબશી શીહા દેવની મીશાલનો હતો, તે હબશી હમેશે રાજા બહુની રેકાબ પકડીને જે જગો તે જતો તે જગો તેની સાથે ખેદમતમાં દોડતો હતો તે એવોતો જોરાવર હતો કે પહાડનેબી ઉખેડીને ઉઠાવવા ચાહતો હતો. તે દોડમાંતો તુરકી ઘોડાઓનેબી પાછલ નાંખતો તથા બામદાદથીતે બપોર નહી થાય તેટલાંમાં સાહાઠ ફરશહંગ લગી ચાલતો હતો. તે કુદવામાં એક જોરાવર પેહેલવાંન ઊંચો તીર મારે તેટલો ઊંચો કુદતો હતો. તે છલાંગ મારવામાં એવો તો ચાલાક હતો કે ચાર હાથી એકએકની પીઠ ઉપર ઉભારાખીને તે ચારો હાથીને છલાંગી જતો હતો. તે કદમાં એવો ઊંચો હતો,કે જેવારે રાજા બહુ ઘોડાઉપર સવાર થતો, તે વખતે તે હબશી તેની રેકાબ આગલ પેઆદો ચાલતો તે રાજા તેનાં શર ઉપ-

રના કરતાં છતરની બરાબર ઊંચો નજર આવતો હતો. જેવારે તે હબશીએ પોતાનાં રાજાને ગમગીન તથા અંદેશા ભરેલો દીઠો તેવારે તે કેહેવા લાગોકે એ માહરાજાઓના માહરાજા આ જાબુલી પેહેલવાનની લડાઇનો તું કશો અંદેશો નાં કર તે જાબુલી કેરશાસપનો ચારો મારી પાસેછે; તે તારા દુશમંનનાં અંનદેશાથી હું તું નામદારને હમણા છોડવુંછું. તું એક નામું ઘણી આજેજી તથા મીનત કરી જીવતદાન માંગીને લખ કે તે નામું હું એલચી થઈને તે જાબુલી કેરશાસ્પની નજદીક લેઈ જાઊં. અને એક ખનજર ઘણું તેજ જેહેરી પાંણી પાયલું મને આપ કે તે ખંજર હું મારી આશતીનમાં છુપુ રાખું પછે જેવારે હું તેની નજદીક નાંમુ લેઈજાઊં તેવારે એમ ચારો કરી કેહુંકે રાજા બહુએ ઘણીક હકીકત જોબાનીથી કેહેવાડીછે કે તે હકીકત નામામાં લખાય નહી વાસતે મારી જોબાંએ કેહવીછે. એ રવેસ ગોઠવણ કરીને તેની નજદીકથી ખેદમતગારો તથા ગોલાંમોને દુર કરાવયા પછે આસ્તે રહીને તેનાં કાંનમાં છુપી વાત કેહેવાને બાંહાંને તેની નજદીક જઈ શેતાબ ખંજર ખેંચીને તેની પેહેલુમાં મારૂં. એ મીશાલ ગોઠવણ કરીને તે જાબુલીનાં તનમાંથી જીવ કાહડી નાખું પછે હું શેતાબ તેનાં દેહેરામાંથી બાહેર નીકલીને એવોતો નાહશું કે અગર મારી પછવાડે બાંમદાદનો પવન દુમબાલો કરેતો તેબી મને પકડી શકે નહી. તે કરતાં શીહા રાતને વખત હું એ કાંમ કરશ તેથી એકાએક એ ભેદ કોઈને ઉતાવલો માલમપડશે નહી. એ શખુન સાંભલીને રાજા બહુ કેહેવા લાગો કે અગર બખત કુશાદે હશેતો એ શખત કાંમ તુથી બની આવશેતો તું એમ કરી જાણજે કે જેવાર તે જાબુલી કેરશાસપને મારીને તું મારી નજદીક આવે તેજ વખત શરનદીપ શેહેરની પાદશાહી તારે હવાલે કરી તમાંમ હીનદોશતાંનનાં બોજોરગો ઉપર હું તુંને બોજોરગી આપું. એટલું કહીને રાજા બહુએ એક નામું જેહાંપેહેલવાન કેરશાસપ ઉપર ઘણીક ચાપલોશી ચલાવીને ફરેબથી લખાવ્યું. તે નામાં ઉપર પોતાની મોહોર કરીને પેલા ખુની હબશીને હવાલે કીધું. તેજ વખત તે હબશીએ જાબુલી કેરશાસપનાં લશકરની તરફ રાહ માપવા માંડી.

હવે પેલી તરફ જાબુલી લશકરમાં પેહેલવાંન કરાહુન તે રાતનાં તલાએઓ ફરતો હતો. તેની ચોકીમાં પેલો બેહુનદો હબશી પડયો તેથી તેને પકડીને શેતાબ સીપેહશાલાર કેરશાસપની નજદીક લેઈ ગયો. જેહાંપેહેલવાને તે હબશી ઉપર નજર કીધી કે તેણે તેને એક દેવની મીશાલનો દીઠો. ગોયા એક બુલંદ જાહાડ હોય તેવો ઊંચો ! તે હબશી આવીને જેહાંપેહેલવાંનને શેજદો કરી જમીનને બોશ્શો દેઈને કેહેવા લાગોકે અએ નામદાર પેહેલ-

વાન એક નામું મારા રાજા બહુનું હું તારી ઉપર લાવ્યોછું તે સાથે તે રાજાએ તું નામદાર પેહેલવાન ઉપર કેટલીક હકીકત છુપી જોબાંનીબી કેહેવાડીછે; વાસતે તારો હોકમ હોયતો તે નામું તારી ખેદમતમાં બંદો હાજેર કરે. છુપી જોબાંની કેહેવીછે અગરજો તારા તમાંમ ખેદમતગાર તથા ગોલાંમો બાહેર નીકલેતો તેપણ કેહેવામાં આવે. તેજ વખત જેહાંપેહેલવાને હોકમ કીધો તેથી તમાંમ લોકો દેરામાંથી બાહેર નીકલી ગયા તેવારે પેલા હબશીએ નામું કહાડીને આપ્યું તે નામું કેરશાસપે પેહેલેથી છેલે તલગ તમાંમ વાંચ્યું. તે પછે હબશી જોબાંની પેગાંમ કેહેવાને બહાંને જેહાંપેહેલવાંનની નજદીક ગયો તેણે આશતીનમાંથી પેલું ખંજર ખેંચ્યું કે બેમાલુમ પોતાના રાજાના દુશમન કેરશાસપને મારે એવામાં પેહેલવાંન કેરશાસપની નજર તેનાં હાથની તરફ પડી, તાંહાં જોય શું કે ખુનનું પીનારૂં નાતરસ ખંજર દીઠું! તેજ વખત તેણે મસત શેરનીમીશાલ તે જગોથી કુદીને તે ખંજર સાથે હબશીનો હાથ પકડી લીધો; અને પછે તે નામદારે એક મુકી જોરથી તેનાં મગજમાં મારીકે તેથી તે હબશી પોકાર મારી પછાડ ખાઈ જમીન ઉપર પડયો અને બેહોશ થઈ ગયો. તે હબશીનો પોકાર કેરશાસપનાં ખેદમતગારો કે જે દેરાની બાહેર ઉભેલા હતા તેઓએ સાંભલ્યો તેથી સરવ દોડતા આવ્યા તો જોય શું કે તે હબશી ઊંધો પડેલો અને તેનાં મોહોડાંમાંથી તથા કાંન તથા નાખમાંથી પાંણીની મોરીની મીશાલ લોહી વેહેતુ દીઠું! તે દીલાવર ખેદમતગારોએ ચાહ્યું કે એ હબશીના તન ઉપર બીજા જરબ મારે, પણ જેહાંપેહેલવાન તેની આગલથી ખીસયો નહી તે નામદારે પોતાનાં ખીદમતગાર લોકોને મનાં કીધા કે હવે કોઈ એ હબશીને હાથ લગાંડતા નાં. એમ કરતાં કેટલેક વારે તે હબશી પાછો હોશમાં આવ્યો તેવારે તે ધ્રુંજવા લાગો તેણે ચાહ્યુંકે ઉઠી ઉભો થાય પણ તેનેથી ઉઠાઈ શક્યું નહી. તોપણ તે હબશી ઘણોક જોર કરીને કેટલેક વારે ઉઠયો પણ પેલું નવધાર વેહતું લોહી બંધ થતું હતું નહી; તેથી ઘણો કાંપવા લાગો. એમ કરતાં કેટલેકવારે તે લોહીબી બંધ થયું.

---

## કેદ પકડાયો રાજા બહુ જેહાંપેહેલવાન કેરશાસ્પના હાથ ઉપર તે હકીકત.

જેહાંપેહેલવાને તે હબશીને પુરી તાકાતમાં આવેલો જોઈને કહ્યુંકે એ નાપાક તું મારી તલવારથી પોતાનાં તનની શલામતી ચાહતો હોયતો મારી સાથે આવીને મને રાજા બહુનાં દેરામાં જવાની રાહ બતાવ. અગરજો આજની રાત તું મારી મરજી માફેક ચાલીને રાજા બહુનો દેરો મને દેખાડે

અને હું ખંજરે કરી બહુનું શર તનથી દુર કરૂંતો તુને મારા લશકરમાં બીજા શપેહશાલારોની મીશાલ બોજરગી આપું. એ શખુન સાંભલ્યાથી તે હબશી ખુશી થયો તે પોતાનાં દેલ સાથે કેહેવાલાગો કે દુનીઆમાં એથી શું બેહેતરછે, કે એકતો પોતાનાં જાનથી બચવું અને બીજું શરદારી પાંમવું! એ અંદેશો કરીને તે હબશી જેહાંપેહેલવાનને કેહેવાલાગોકે એ જેહાંપેહેલવાન તું કેહેછેતો તે રાજા બહુને આજ રોજેં સુતેલો હું તારે હવાલે કરૂં. એ રવેશથી તુંને તેની જગો ઉપર લેઈ જાઊં,કે એકાએક તું નામદારના આવ્યાની કે ઈરાદાની કોઈને પણ ખબર પડે નહી. હબશીને સાંભલીને જેહાંપેહેલવાને પોતાનાં દેલમાં અંદેશો કીધોકે પગે ચાલીને દુશમનનાં ઘરમાંજવુંછે, તેથી પોતાનાં તનમાં બખતર પેહેરયું અને હાથમાં જેહેરી પાણીની તલવાર પકડી અને તે હબશી સાથે લેઈ શેતાબ પોતાના લશકરમાંથી બાહેર નીકલી તે આગલ ચાલ્યો. હબશીએ તો શેતાબ પવન મીશાલ રાહ માપવા માંડી તેવારે પેહેલવાન કેરશાસ્પ તેને કેહેવાલાગો,કે એ હબશી તારી ચાલ ઘણી ઝરફ્નીછે વાસતે ઘણો દોડ નહી તું આસતે ચાલ. તારા પગ કઈ મોરગનાં પરછે કે તેની મીશાલ શેતાબીથી ઉડેછે? હું તારાં કદમને જમીન ઉપરતો જોતોજ નથી? એ શખુન સાંભલીને તે હબશી કેહેવા લાગોકે જેવારે હું રાહમાં શેતાબીથી ચાલુંછું તેવારે મારી બરાબરી ઓકાબ જાંનવરબી ઉડી શકતું નથી! તેજીમાં હું આરબી ઘોડા કરતાંબી જીઆદેછું. હું એક હોમલામાં ત્રણ મંજલ લગી ખેલ કરતો ચાલુંછું એ શખુન સાંભલીને કેરશાસ્પ હસ્યો અને કેહેવા લાગો કે તું કેહેછે તે દરૂશતછે પણ હમણાં તારી ખાહેશ માફ્ક જેમ જોરથી દોડતો હોય તેમ ચાલ અને હું તારી પછવાડે બખતર તથા હથીઆરનાં ભાર સાથે દોડું અગરજો તુંને પકડું નહીતો મને મરદ કરી કેહેતો નહી. તે સાંભલી તે હબશી પરંદાં મોરગની મીશાલ દોડવા લાગો તે જોઈ જેહાંપેહેલવાન કેરશાસપ તીરની મીશાલ તેની પછવાડે દોડયો અને એક જોશમાં તેની પછવાડે જઈ પોંહોંચીને જેમકે શેર હરણ ઉપર ચુંગાલ મારે તે મીશાલ તેનાં બેહુ કાંન પકડી તેને જમીનઉપરથી અતરંગ કીધો! એમ દોડ શરતનો ખેલ કરતાં રાજા બહુનાં લશકરની તરફ્ તેઓ જઈ પોંહોંચ્યા અને ખુબ તદબીરે કરી બેદેહેશત રાજા બહુનાં દેરા અંદર દાખલ થયા તાંહાં તખત ઉપર રાજા બહુ એ ખલો ખોઆબમાં હતો. તે જગો જતાંવાર જે કોઈ ચોકીદાર લોકો હતા તેઓના હલક પકડીને ભચડી મારી નાંખ્યા! જેવારે જંગી કેરશાસપે રાજા બહુનો દેરો ખાલી દીઠો તે આસપાસ કોઈપણ ચોકીદાર દીઠો નહી તેવારે શેરની મીશાલ તેનાં તખત ઉપર ગયો તેનો હલક પકડીને મોહોડાંમાં ડુચો

મારયો અને તેની ઉપર ચાદર નાખીને તેને તખત ઉપરથી ઉતારયો. કમંદે કરી તેના બેહુ હાથ બાંધીને તેજ વખત પેલા હબશીની ખાંધ ઉપર નાખી લેઈ શેતાબ તેના દેરામાંથી બાહેર નીકલ્યા કે તાંહાંથી શીતાબ રાહ કાપતા બંધે જણા દોડતા પવન મીસાલ નીકલી ચાલ્યા.

એ નામાનો જોડનાર શાહેર આ રાજા બહુ ઉપર વીતેલા બનાવથી નશીહત કેહેછે કે શેકારગાહે જતાં; તથા રાહમાં ચાલતાં તથા લડાઈગાહ તથા ખોઆબ કરતાં પાદશાહોએ પકા બંદોબસ્ત વગર રહેવું નહી જોઈયે.

હવે પેલી તરફ હીંદી લશકરમાં ત્રણસો જબરદસત પેહેલવાનો તલાયા દાખલ ફરતા હતા તે ચોકીમાં પેલો હબશી અને કેરશાસપ બંધે જણા પડયા; તેવારે દેલાવર કેરશાસપ એક પોકાર મારીને તે તલાયાઓને પોતાનું નાંમ કહ્યું અને તલવાર ખેંચીને તે તલાયાઓની તરફ દોડી પોંહોંચીને કેટલાંક પેહેલવાંનોનાં શર ખાકમાં નાંખ્યાં. જેવારે તે તલાયાઓ એ નામદાર કેરશાસપનું નામ સાંભલ્યું અને કેટલાક સવારોને મારેલા દીઠા તેવારે સરવ કોઈ પોતાનો જીવ લેઈ તાહાંથી નાહસવા લાગા. જેવારે જેહાંપેહેલવાન કેરશાસપ રાજા બહુને તેનાંજ હબશીની ખાંધ ઉપર ચહડાવીને પોતાનાં લશકરની તરફ લેઈ આવ્યો અને પોતાનાં નામુલી સીપેહશાલાર "નશવાદ" હવાલે કીધો; તેવારે તે પેહેલવાન પોતે રાજા મેહેરાજની નજદીક ગયો, તાંહાં રાજા બહુએ અવલ હબશી સાથે મશલહત કરીને કેરશાસપને મારવા મોકલ્યો હતો તે તેમ બીજી જે કાંઈ હકીકત આગલી રાતે ગુજરી હતી તે તમાંમ અવલથીતે અખેર લગી તફશીલવાર બયાન કરી કહી. જેવારે માહરાજા મેહેરાજે એ વધાઈનાં શખુન જેહાંપેહેલવાન કેરશાસ્પની જુબાનથી સાંભલ્યા કે રાજા બહુને પકડીને નામુલી લશકરમાં લાવ્યોછે તે ખુશીમાં માહરાજા મેહેરાજ ઘણોજ મસ્ત થયો. કોઈ આદમઘણો શરાબ પીએ અને મસતીએ કરી જમીન ઉપર પડે તે મીશાલ બેસુમાર ખુશીની મસતીએ કરી માહરાજા મેહેરાજ પોતાનાં તખત ઉપરથી નીચે તુટી પડયો. તે માહારાજાએ તેજ રાતનાં એક મજલેશ ઘણીક પાકીજે શમારીને એશ અશરતમાં મશગુલ થઈ બેઠો. તે મીજલશમાં માહરાજા મેહેરાજ જેહાંપેહેલવાનને કેહેવાલાગો કે અએ નામદાર મારી ખાહેશ એછેકે હું રાજા બહુને ખોહારીથી બાંધેલો આજ રોજે મારી નજરે જોઉં. વાસતે આપણે એ ખુશીની મજલેશનો અશબાબ તેની નજદીક લેઈ જઈને તેને આપણી નજદીક મુશકા બાંધેલો ઉભો રાખીને આપણે સરવ કોઈ શરાબની કે આએ જામ ઉપર જામ ઉઠાવયે. માહરાજાના શખુન સાંભલીને જેહાંપેહેલવાન કેહેવા લાગો રાજા તું એ જગો ઉપરજ કરાર પકડ. તું એમ વાત શા

વાસ્તે કરેછે ? જેવારે દુશમનને બાંધીને આપણાં લશકરમાં લાવ્યા છઈયે તેવારે ગોયા તે આપણી નજદીકજછે એમ જાણવું જોઈયેછે. માહરાજા તું નામદાર પોતાના તખત ઉપર બેસીને શરાબની જાંમ ઉઠાવ; તેકરતાં તારી મરજી હોય તો તું પોતાનાં પાદશાહી તખત ઉપર બેસી રેહે. હું તારા દુશમનને હવડાં તારી નજદીક મંગાઉછું. માહરાજા મેહેરાજ જેહાંપેહેલવાંનનાં શખુનને માંન સાથે કબુલ કરીને પોતાનાં બુજરેગો ને જેહાંપેહેલવાંન સાથે શરાબની જાંમ ઉઠાવવા લાગો. જેહાંપેહેલવાન કેરશાસપે ફરમાવ્યું તેથી કેટલાક છડીદારો જઈને રાજા બહુને બંદે બાંધેલો બોહાર તથા બેઆબરૂ કરતા ખેંચી લાવ્યા—તેને જોઈને સરવે મજલેશનાં દીલાવરો ને અમીર ઉમરાવો એ કેરશાસપ ઉપર દુવા કીધી. આ વખતે માહરાજા મેહેરાજે શેતાબ તખત ઉપરથી ઉતરી હાથમાં શરાબની જાંમ પકડીને પેહેલી જામ પાદશાહ જોહાકની યાદમાં નોશ કીધી પછે બીજી જામ પેહેલવાન કેરશાસપ રાજા બહુને પકડી લાવ્યો તેની ખુશીની પીધી. ત્રીજી જામ જેહાંપેહેલવાનની હમેશાં ફતેહમંદી થવાની શલામીમાં નોશ ચલાવી. ચોથી જામને નામદાર માહરાજાએ પોતાની મજલેશનાં તમાંમ બજોરગોની શલાંમતીમાં પીધી. એ રવેશ ચાર જામ શરાબની ઉપરા સાપરી નોશ કીધા પછે પોતે પાછો પોતાંનાં તખત ઉપર બેઠો. તે માહરાજાએ ઘણીક દુઆ જેહાંપેહેલવાંન ઉપર કીધી, કે અએ પેહેલવાંન તારૂં નામ જેહાંનનાં દરમેઆનમાં જાવેદાંન લગી સરવ કોઈ ઉપર નાંમદારી ભરેલું મશહુર રેહેજો ! તું જંગીના તાબામાં જમીન તથા જમાંનો હમેશાં હોજો. જાબુલશતાનનો મુલક હમેશ તુંથી આબાદ રેહેજો, જે કોઇ તુને ગમ તથા રંજ ચાહે તે શખસ હરગેજ ખુશીનું મોહ જોતોજ ના. જેકોઈ તારો બદખાહ હોય તે હમેશાં બહુ મીશાલે કેદ ને બંદીખાને પડેલા રેહેજો. એટલું કહીને ગોસ્સો કરી રાજા બહુ ઉપર ચીરડાઈ કેહેવાલાગોકે એ નાપાક નીમખ્હરાંમ તું મને કેહેકે મેં તાહારી સાથે શું માઠું કીધુંછે, કે તું બીજા બદકારો ઉપર કમર નહી બાંધતો ને મારી સાથે લડીને મારી પાદશાહી લેવા માંગેછે ? એ બદ બુનીઆદનાં તેં દુનીઆંમાં એવી બદજાતી તથા નીમખહરાંમી કીધીછે કે હવે તું મારા હાથથી કોઈ જમાને નેકી જોવાનો નથી. મારો બાપ મને હરરોજ નશીહત કરતો હતો, કે એ બેટા મારા ગુજરેયા પછે, તું એ સરદાર બહુને કોઈબી શરદારી આપીને વધારતો ના. મનેતો એ બહુની પેશાંનીથી એવું માલમ થાયછેકે એ વરૂની ખાશીઅતનો અને અજદાની ખશલતનો નજર આવેછે. જે કોઈ વરૂને પાલે તથા અજદાને દુધ પાઈ મોટો કરે, તે આકેબત પોતાના પાલનારને ફાડી નાંખે, તે મીશાલનીજ એ

બહુની ખાશીઅત જણાયછે. જેવારે હું એવા નશીઅતનાં શખુન મારા-બાપની જોબાંનથી સાંભલતો હતો, તેવારે હું તે વાતને હશી નાંખતો હતો. હું ઉલટો એમ કરીને કેહેતો હતોકે એ બાપ બહુ જેવો હોશયાર અને વફાદાર આપણા લશકરમાં બીજો કોણ મરદછે ? એવા મેહેરબાંની ભરેલા શખુન કેહેતો હતો. જેવારે મારા બાપનો વાકો થયો તેવાર પછે મેં મારા બાપની નસીહતથી ઉલટી રીતે એ બહુને મારા મોલકમાં જે ઘણું મોટું શેહેર શરનદીપ તે હવાલે કીધું અને એના શરને બોજરગીથી આશમાંને લગાડયું. એ ચશમ ચોર બહુ હીંદોસતાન તથા સીંધનાં આદમીઓ સારી તરેહ જાણેછે કે તારી બુનીઆદ બદ રજાલીછે. તું મારા બાપનાં વખતમાં મારી ખેદમતમાં બીજા ખીદમતગારો કરતાંબી કમ મરતબો રાખતો હતો, અને ઘોડાનાં ચારવાદારની મીશાલ પોતાનું ગુજરાણ ચલાવતો હતો. પણ મેં મેહેરબાંની કરીને તુંને એક મુલકનો સાહેબ કીધો. તુંને શરફરાજી નવાજીને તખત અને તાજ આપયુંતો તેનાં હેશાનનાં અવેજમાં તુંને એજ પસંદ પડયું કે મારી પાદશાહી છીણવી શરગરદાન કરે ? બોજરગ લોકોની નશીહતછે.કે કમીનાં ચાકરની ઉપર ઘણી મેહેરબાંની કરીને એકાએક તેને વધારયેતો તે ચાકર પોતાના સાહેબને પોતાના તાબામાં રાખવા માંગે ! જે કોઈ બેબુનીઆદ હોય તેને એકાએક બોજરગી આપીને વધારવો એ કાંમ ઘણું નાદાંનીઅત ભરેલું છે. જે કોઈએ બદજાદ આદમીને અમલ આપીને વધારયો તેણે ગોયા પોતાને હાથે પોતાના શર ઉપર બલાની ચાદર ખેંચી ! જે કોઈ કામ મરતબાનું આદમી થઈ પોતાને ઘણી બોજરગી ચાહે તે ઉતાવલો પોતાના શરને બરબાદ કરે, વાસતે એ બહુ તું જો કે તેં શોખી કીધીછે તેનાં બદલામાં હમણાં શું ફેજ પામયોછે ? એ મીશાલ માહરાજા મેહેરાજની જોબાંનથી શખુનો સાંભલીને બહુ કેહેવા લાગોકે દુશમંનને બાંધી મંગાવીને તે ઉપર તાનાંજાની કરી જેવા પોતાના દીલમાં પસંદ આવે તેવા શખુન કેહેવા ઘણાં આશાની ભરેલાછે તથા જે કોઈ બેચારો હોય તેને આપણે જેવા ચાહયે તેવા બદકાર શખુનો બોલયે અને જેવારે બીજા ઉપર ફતેહ પાંમયે તેવારે જેવા નાલાએક શખુન બોલવા પસંદ પડે તેવા બોલી શકાય. તે કરતાં તારી ખાશીઅત ઘણી બદ હતી તેથી તુંને પાદશાહીએ કોણ બેસાડતું હતું ? એ તો મેં તુને પાદશાહી તખત ઉપર બેસાડયો. તે તમામ હીંદોસતાંનનો મુલક મેં મારી તલવારને જોરે તારા તાબામાં કીધો, તેથી તું માહરાજા કેહેવાયોછે. અગર તું મને હવડાં કેહેછે કે તારી બુનીઆદ બદછે તો શું મોજાકોછે ? મારી બુનીઆદ નથી પણ મારામાં હોનર ઘણોછે, તેથી બીજા પાદશાહો વીગેરે

સરવે કોઈ મને ચાહતા હતા, પણ તારા બાપની મેહેરબાંની મારી ઉપર હદથી જીઆદે હતી પણ મારી કંમબખતી લાગી, કે તારા બાપનો વાકો થયો, પછે હું તારી ખેદમતમાં રહેયો અને હું તારો તમાંમ મોલક પાછો તારા ફરમાંનમાં લાવયો. તું કેહેછે કે મેં તુંને પાદશાહી આપી; તો એ તારી તમાંમ વાત ગલતછે. જેનું બખત રોશન હોય, તેને બીજા કોઇબી આદમીની મેહેરબાંનગી વગર પાદશાહી મળેછે. બાકી કાંઈ જોર તથા હોનરે પાદશાહી મલતી નથી, પણ પાદશાહીતો પોતાનાં બખતનાં જોરથીજ મલેછે. મારામાં હોનર ઘણોછે અને બખત રોશન નથી તો હમણાં તાહારા હાથમાં કેદ પડયોછું જેવારે હોનર હોય પણ બખત રોશન નહી હોય તો આદમી કશી વાતે આશાએશ દેખે નહી. તથા જે આદમીમાં બેશુમાર હોનર હોય અને તેનું બખત બરગસતે હોય તો તમાંમ હોનર ગોયા નકાંમાછે. જે કોઈને હોનરબી હોય અને બખતબી રોશન હોય તો તેને પાદશાહી તખત અને તાજ જેબ આપેછે. તે મીશાલ મારૂં બખત રોશન હતું તો મને શરનદીપની પાદશાહી મલી તે કરતાં તારો બાપ પોતાની હઈઆતીમાં મને હોનર તથા દાનાઈમાં ઘણો હોશીઆર જોતો હતો તેથી મારી અદેખાઇ કરી તુને નશીહત કરતો હતોજ એ બેટા તું કરતાં બહુ હોનરમાં ઘણો ચાલાકછે તેથી એકાએક એને બોજરગી આપીને વધારતો ના ! તે કરતાં હીંદોસતાનની પાદશાહીતો મને શજાવાર હતી, કે હું તારા કરતાં દાંનાઈ તથા હોનર ઘણાં રાખુંછું અને તેંબી મારી હોશીઆરીથી શરનદીપનો હવાલો મને આપયો અને તેં પોતેજ ડર ખાઈને મને પોતાનાં શેહેરથી દુર મોકલયો. દાંનાવલોકો ફરમાવી ગયાછે કે જે ઓસતાદમાં એલમનો હોનર કમ હોય તેનો શાગેરદ હોશીઆર હોય તેવારે તેને શબક દેવામાં હરેક વખત દખલ કરે; તે મીશાલે તું ડરયો કે મારા કરતાં બહુમાં દાંનાઈ તથા ખબરદારી ઘણીછે તેથી રખે બીજા દાનાવ લોકો મારી એબ કરે કે મેહેરાજ પોતાને પોતે માહરાજા કેહેવાડેછે પણ બહુ સીપેહશાલાર કરતાં તો હોનર તથા ખબરદારીમાં ઘણો કમછે. એવી પોતાની મશખેરી થાય તેથી તેં પોતાનાં દેશમાં સમજી મને દુર કહાડયો હતો. મને મારવા ઉપર તું ફરેબ રમયો પણ તુંથી કાંઈ બન્યું નહી. જેવારે મને ખબરથઈ કે માહરાજા મેહેરાજ મારો જાન લીધા ઉપર ઘણી કોશેશ કરે છે એ સાંભલીને હું ડરયો તે સબબે મેં તારી ઉપર લશકર મોકલયું. મેં પોતે તો તારો મોલક તથા ખજાંનો પરાગંનદે કરી નાખયો ને તારી પાદશાહીતો મારા હાથમાં આવી હતી પણ આ જેહાંપેહેલવાંન કેરશાસપ આવી પોંહોંચેયાથી તારૂં કાંમ શરમજાંન પોંહોંચયું. અગરજો એ જંગી કેરશાસપ તારી મદદે આવતે

નહી, તો આજતો તારી જડ બેખ કાંઈ રેહેતે નહી અને તદન પાયામલી થઈ ગઈ હતે. હમણાં જેમ હું તારી નજદીક લાઈલાજ છું તે મીશાલ તું મારી નજદીક અદના મીશાલે બેચારો હતે.

એવી તમાંમ વાત સરકશ રાજા બહુની જોબાનથી સાંભલીને માહરાજા મેહેરાજ કેહેવા લાગોકે એ તમાંમ વાત તું ગલત બોલેછે. રાસતીની નજદીક જુઠું બોલનારને કશું વજણુ છેજ નહી. પરથમ તાહરો બાપ "જુનાજ" મારા બાપની ખાશ શવારીનાં હાથીનાં માહવતનો માંમો હતો, તે માહવતે પોતાનાં માંમાંની શેફારશ કરીને તારા બાપને મારા બાપની ખેદમતમાં લાવી રાખયો એમ કરતાં તેણે મારા બાપની ખેદમત ઘણી સારી રીતે કીધી અને મારા બાપે તેની ચાકરી વફાદાર અને સારી જોઈ તેવારે મેહેરબાંન થઈને પોતાની નજદીકનાં ખાશ છડીદાર લોકોના દરોગા દાખલ તેને નેમ્યો યાને જમાદાર કીધો. એમ કરતાં જેવારે મારા બાપની મેહેરબાંની ઘણી વધી તેવારે તેને સુબેદાર કીધો. સેવતે જેવારે મારા બાપની તે ઉપર પુરી મેહેરબાંની થઈ તેવારે તેને શરનદીપ શેહેરનો હવાલો આપી તાંહાંનો અમલદાર કીધો. જેવારે તારા બાપનો વાકો થયો તેવારે મેં મારા બાપની રમશ ઉપર નેગાહ કીધીજે મારા બાપની મેહેરબાંની બહુનાં બાપ ઉપર ઘણી હતી, વાસતે એ બહુને એનાં બાપનીજ જગો આપીને શરનદીપનો હાકેમ કરૂં. એ રવેશ અંદેશો કરી મારાં દેલની મેહેરબાંનીથી શરનદીપ શેહેર તુંને બખશેયું અને તુંને રાજાનો ખેતાબ આપી મારા તમાંમ અમીરો ઉપર તારી બોજરગી વધારી. તો હવડાં તેનાં અવેજમાં મારૂં તખત તથા તાજ લેવા ચાહતો હતો! જે કોઇનાં દીલમાં શરમ નહી હોય તેને જબુન શખુન બોલયાથી કશો ડર હોય નહી.

જેવારે રાજા બહુના આગલ કહેલા શોખીથી ભરેલા શબદો જેહાંપેહેલવાન કેરશાસપે સાંભલ્યા તેવારે ગોસામાં આવી બહુ ઉપર એક આવાજ મારી તેણે પેહેલવાનોને હોકમ કીધો કે એ નીમખહરાંમ બહુના મોહ ઉપર તમાચા મારે અને એને એ જગો રૂશવા કરે. એ શખુન સાંભલતાંવાર જાબુલી સરદારોએ બહુની ગરદનમાં રશી નાખી તાંહાંથી આગલ ચલાવીને તમાચા મારી બેઆબરૂ કીધો. પછે બંદીવાન મીશાલ કોઠડીમાં બંધ કરી તેની ઉપર ઘણાંક શવારોની ચોકી મેલી.

એવામાં પેલો હબશી જે બહુનો પેગામ લેઈ કેરશાસપની નજદીક આવયો હતો તે હબશી ઉઠીને જમીનને બોશો દેઈ કેહેવા લાગોકે એ પેહેલવાન તારૂં બખત રોશન હતું તેથી બહુને પકડવાનું કાંમ ઘણું સખત હતું તે તુંથી બની આવયું તથા તેનાં દેરા તરફ જવાનો રસતો મેં તુને દેખાડયો.

તું નામદારને હું તેની જગો ઉપર લેઈ ગયો અને જેવારે તેં તેને બાંધ્યો તેવારે મેં તેને ઉઠાવી પોતાની ખાંધ ઉપર લીધો અને દોડતો એ જગો લેઈ આવ્યો. તારી મુકી મારા મગજમાં લાગી તેનો જખમ હજુર હું વિસરતો નથી. જીવશ તાંહાંલગી તે તારી મુકીનાં જખમની ભમરી મારા મગજમાં રેહેશે; વાસતે તુંને લાયકછે કે જે વખત આપણે બહુને લેવા ગયા તે વખતતેં જે કાંઈ મને કહ્યુંછે તે શખુન યાદ કરીને હું જે તારો ગોલાંમછું તે ઉપર મેહેરબાંન થા. તે વાત સાંભળ્યાથી જેહાંપેહેલવાનને હસવું આવ્યું પછે પોતે હોકમ કરીને ઘણોક શરોપાવ તથા ઘોડો મંગાવી તે હબશીને આપીને ઘણોક નવાજ્યો ને પોતાનાં લશકરમાંથી કેટલુંક જબરદસત લશકર તેને હવાલે કરી સીપેહશાલારીનો ખેતાબ આપ્યો અને તે લશકરનો પોશાગ તથા તેનો ઝુનડોબી જુદી તહરેનો કીધો કે શેતાબ માલુમ પડેકે પદભ્રશટ થએલા રાજા બહુના હબશીના તાલુકાની ફોજનાં તે શીપાહીછે.

હવે શાહેર એમ કરી કેહેછે જે એ દુનીઆં હેવીજછે એથી વખત ઉપર કીનો તથા વખત ઉપર મેહેરબાંની હોયછે. એક શખસ પાસે બેસુમાર ખજાંનો હોય તેને મેહેનત તથા રંજમાં નાંખેછે તેથી તે ખજાંનાં તરફ જોવાથી બેનશીબ થાય. એકને વગર મેહેનતે એટલોતો ખજાંનો આપેછેકે તે શખસ હમેશા એશ અશરતમાં રેહેછે. એ આશમાનનું કાંમ લડાઈ તેમ સુલેહનુંછે-યાને જે જગો ઘણી સુલેહ અને એતેફાક હોય તાંહાં લડાઈ કરાવતાં વીલંમ લાગતો નથી. તથા જે જગો લડાઈ તથા કીનો હોય તાંહાં એખલાશ કરાવતાં વાર લગાડતો નથી જે કોઈ ઉપર મેહેરબાંન થઈને બક્ષેરગી તથા સુખ આપેછે તેને વલી તેની પછવાડે ગોસ્સે થઈને દરદ તથા મેહેનતમાં પણ નાંખેછે. જે કોઈ એ આશમાંનની નીચે પરથમથીજ સુખી હોય તે શખસને પછવાડે ઘણો રંજ તથા જેહમતમાં નાંખેછે; વાસતે એ નામદાર મરદ અગર તારી ઉપર એ દુનીઆમાં દરદ અથવા ખુશી પોંહોંચે તે ઉપર શબર કરજે કારણ એ ફરતાં આશમાંનનું ચકરછે તેમાં આદમીજાતનો ચારો રેહતો નથી.

જેવારે બહુને લેઈ જઈને પાછો બંદીખાને નાખ્યો તેવારે માહરાજા મેહેરાજ ઘણો ખુશી થયો. તે તમાંમ રાત જેહાંપેહેલવાન સાથે શરાબ પીવાની જોકમાં હતો. એમ કરતાં રૂમનાં પાદશાહનું લશકર આવ્યું તે સપેત કોલાહ વાલાં લશકરે તમાંમ હબશીનાં લશકરને પરાગંદેહ કરી નાંખ્યું. યાને રોશન રોજ જાહેર થયો તેથી રાતની શીહાઈ બરતરફ થઈ. બાંમદાદને વખત ફરી રાજા બહુનાં લશકરે લડાઈનો કશદ કીધો તે લશકરે બહુનાં દેરાની નજદીક આવી ફરતી શફ ખેંચી ઉભા જેવારે દાહડો ઘણો ચ-

ઢયો તેવારે કેટલાક સીપેહશાલારો દેરામાં જઈ જોવા લાગા તાંહાં તે જગો તખત ઉપર રાજા બહુને દીઠો નહી તેવારે સરવે કોઈએ ગાભરા પડીને બીજી તરફ જોશતેજો કીધી પણ બહુની કાંઈ નીશાંણ પામ્યા નહી. તેવારે તમાંમ લશકરને ગુમાંન આવ્યું કે રાતને વખત લશકરમાંથી બહુ નીકલી નાઠોછે! યા નહીતો જેહાંપેહેલ્લવાન કેરશાસપનાં હાથથી ઘણો આજેજ આવ્યો હતો તેથી રાતો રાત માહરાજા મેહેરાજ પાસે જીવતદાન માંગવા ગયોછે. એ અંદેશો કરી તમાંમ લશકર નાંઉમેદ થઈ પોતાના હથીઆર તથા દેરા તથા સામન સરવે તે જગો પડતો મેલી પોતાનો જીવ સલામત લેઈને જંગલ તથા પહાડ તરફ નાહસવા લાગા.—એ તરફથી જેવારે ઈરાની લશકરે જોયું કે હીંદી લશકરનાં ટોલેટોલાં હરતરફથી નાહાસેછે તેવારે શેતાબ ઘોડા ઉપર શવારથઈ તે નાહસી જતાં લશકરનો દુમબાલો પકડયો અને પછવાડેથી નેજાની નોકે કરી તેમાંથી એટલાંબધાં ટોલાં જમીન ઉપર નાંખ્યાંકે તરણ ફરશહંગ લગી તે મેદાન હીંદી લશકરના મુડદાંથી ચીકાર થયું હતું. દેરા તથા કેનાતો તથા ઘોડા તથા ઊંઠ વીગેરે બીજા સામને કરી ગોયા તે તમાંમ જંગલ ભરાયું હોય તેવો બનાવ થયો હતો. તે તમામ સામન જે દેરા તથા જરી બીછાણાં તથા હજારો બખતરો તથા બેસુમાર ખજાનો અને તોપો તથા કમરબંધ તથા જરીની જીનો વીગરે તમાંમ ચીજોને એકઠી કરતાં બે મહીનાં લાગા! તે સામન એટલોતો એકઠો થયોકે ગોયા એક પાહાડ સરીખો નજર આવતો હતો ને તેનો ઘેરાવો એટલોતો થયોકે એક ઘોડેસવાર બામદાદથીતે હરધી રાત સુધીમાં ફરી વલે તેટલો હતો! તે ટેકરો જોવામાં ગોયા તમાંમ જેહાંનની ચીજ લાવીને તાંહાં એક પાહડ બનાવ્યો હોય તેવો હતો. તે શામનમાંથી માહરાજા મેહેરાજે એક હીસ્સો પોતે રાખ્યો અને બાકી તરણ હીસ્સા તમામ ઈરાની તથા જાબુલી લશકરને બખશયા. તાંહાં એક હફતા લગી હરરોજ નવી જીઆફત તે તમામ લશકરને આપીને ઘણાં દહાડાની લડાઈની ચહેલી થાકથી આશુદા કીધા. જેવારે એ મીશાલ એશ અશરતમાં એક હફતો તમામ થયો તેવારે જેહાંપેહેલવાન કેરશાસપે માહરાજા મેહેરાજને કહ્યું જે ઓ માહરાજા આ ફતેહને ફીરોજગારી જે મલીછે અને દુશમનને પુરી શકસત દીધીછે તે તમાંમ મુશકેલ આશાન પાદશાહ જોહાકનાં રોશન બખતનાં જહલકાટે કરી થયુંછે. વાસતે હવે જેકાંઈ તારૂં બીજું કામ હોય તે મને ફરમાવ કે તે કાંમબી તારી મોરાદ માફક કરી આપીને હું ઈરાન તરફ જાઊં. ઓ-માહરાજા અગર હવે પછેબી તુને કોઈ કાંમ આવી પડેતો શેતાબ મને બોલાવજે, હું તારી ખેદમતમાં હાજરછું. દુરદરાજ રાહાનો કશો અંદેશો

કરતો નહી એવા દેલાશાનાં શખુન સાંભલીને માહરાજા મેહેરાજ કેહેવા લાગોકે એ જોહાંપેહેલવાન મારોતો પાદશાહબી તું અને સીપેહશાલારબી તું. બલકે એક મરતબે તને મારો ખોદા કરી કેહુંતો તેમ કેહવું પણ મને શજાવારછે—એ વખતમાં તું નામદાર પેહેલવાનની મરદાનગીનાં સાહેઆથી મારા હાથમાં હીંદોસતાનનો મુલક કાયમ રહ્યો અને મારી રાજધાણી દુશમનના લશકરથી જીરજબર થતી બચીછે. પણ હવે એક કાંમ એ રહ્યુંછે કે એ બહુતો આપણાં હાથમાં આવ્યો પણ એનો એક છોકરો તથા ભાઈછે, તે શરનદીપ શેહેરમાં બેસીને દમર કરેછે વાસતે આપણે તાંહાં જઈ મરદાનગીએ કરી તેઓ પાસેથી શરનદીપ શેહેર મેલાવયે. એટલું કહીને પછે જે કેઈને બહુનાં લશકરમાંથી ઈરાની લોકો બંદીવાન દાખલ પકડી લાવયા હતા તેમાંથી જે કોઇએ માહરાજા મેહેરાજ સાથે બેઅદબી તથા શોખી કીધી તેઓને શુલી ઉપર ચહ્રાવયા અને જે કોઈએ આજેજી અને મીનત કીધી તેઓને જીવતદાંન બખશીને કહાડી મેલ્યા. રાજા બહુને એક પાહાડ ઉપર સખત કીલ્લો હતો તાંહાં બંધ કીધો અને તે ઉપર જે કોઈ માહરાજા મેહેરાજનાં પુરા નેકખાહ હતા તેની ચોકી મેલી. પછે તમાંમ લશકરનો મુશારો ચુકવી આપીને માહરાજા મેહેરાજ તમામ વાતથી ફારેગ થયો. જોહાંપેહેલવાને માહરાજાની મરજી શરનદીપ ઉપર ચહ્રાઈ લઇજવાની જોઈ તેથી તેણે માહરાજા સાથ શરંનદીપની તરફ કુચ કરી. તે રાહ દરમ્યાન આગલ જતાં દરીઆવનાં કીનારા ઉપર એક જંજીરો હતો તાંહાં જઈ પોંહોંચ્યા.

---

## દરીઆવની પડોશના જંજીરા મધેની અજાએબ સરીખી હકીકત.

જંજીરામાં ઘણાંક પાહાડ તથા તેનાં જંગલમાં તમાંમ જાહાડ અગરનાં તથા જલગુજા બદામનાં હતાં. તે જગોનાં પાહાડમાં હીરા તથા કથીરની ખાંન બેસુમાર હતી. તેના જંગલમાં નાપાક નેશનાશ દેવનું રેઠાણ હતું તાંહાં એકતરફ દરીઆવનો કીનારો આવેલો હતો, તે કેનારા ઉપર હમેશાં દરીઆવનાં પાંણીની મોજ આવતી હતી. તે દરીઆવ કીનારા ઉપર બેસુમાર પાદશાહી મોતી ભરેલી સીપ પડી હતી. તે જોઈને તમામ લશકરે તે શીપ ફાડી તેથી તમામ લશકરનાં હાથમાં બેસુમાર મોતી આવયાં. તે એકકુ મોતી એક એક પાદશાહી લાએક બેકીમત હતું ! તીસ હજાર મોતી પાદશાહોનાં તાજમાં જડવામાં આવે તેવાં હતાં;

તે તમામ મોતી એકઠાં કીધાં તે જોઈને જેહાંપેહેલવાન ઘણો ખુશી થયો. તે પેહેલવાને તેમાંથી ચોથો હીસો માહરાજા મેહેરાજને નજર કીધાં તે પણ માહરાજાએ પાછાં જેહાંપેહેલવાનનેજ બખશયાં. તે દરીઆવની રાહે આગલ ચાલયા તો રાહમાં જતાં એક પાહાડ આવ્યો તેનું નાંમ "જાલ-ઓહોમ" કરીને હતું. તે પાહાડ ઉપર સરવે કોઈએ આશાએશ કીધી. સરનદીપની નજદીક બીજો એક પાહાડ ઘણોજ બુલંદ જંગલ તથા ખેતીવાંન લોકોથી ભરેલો દીઠો. તાંહાં એક હજાર દરીઆવમાંથી મોતી કાહાડનાર તારા દરીઆવ કેનારે ઉભેલા હતા. તેમાંથી ઘણાંક આદમી દરીઆવમાં શીપ કાહાડવા ઉતરેલાં અને કેટલાંએક આદમી તે કેનારા ઉ-પર બેસીને શીપમાંથી મોતી કાહાડેછે. તેઓ નજદીક જેહાંપેહલવાન કેરશાસપ તથા માહરાજા મેહેરાજ બાજે પેહેલવાંનો સાથે તમાશો જોવા ઉભા. તે મોતીમાંથી જે કાંઈ જેહાંપેહેલવાનને પસંદ આવ્યાં તે તેણે લીધાં. બે લાખ મોતી કરતાંબી જીઆદે તે તારાઓ પાસેથી લેઈને તે ત-મામ માહરાજા મેહેરાજ નજદીક મેલયાં. માહરાજાએ કહયુંકે મારી પાસે એવાં મોતી ઘણાંછે વાસતે એ મોતીબી તું નામદારનેજ બખશયાં. જેહાંપેહેલવાને તે મોતી લશકરને બખશયાં. એવામાં જેહાંપેહેલવાનનાં લશકરમાંથી એક પોકાર ઉઠયોકે એકાએક જંગલની જમણી તરફથી બે દેવ તેમાં એક નર તથા બીજી માંદા એવોએ દોડતાં આવી આપણા લશક-રમાંથી આદમીઓ ઉઠાવી જંગલ તરફ લેઈ જઈ ફાડી નાંખયા. એ હકીકત સાંભલીને જેહાંપેહેલવાને શેતાબ બખતર પેહેર્યું અને હાથમાં ગોરજ પકડી તે જંગલ તરફ જવાનો એરાદો કીધો તેવારે એક શખસ તે જગોનો વાકેફકાર હતો તેણે જંગી કેરશાસપને કહયુંકે એ પોકાર થાયછે તેની તરફ દેલેરી કરીને ના જતો. એ દેવની વસતીછે કે જે "નશનાશ" કરી કેહેવાયછે. એ દેવો ઊંચાઈમાં મનારા મીશાલે અને બદન ઉપર ગોશ-પંદનાં જેવાં બાલ ધરાવેછે. તેની પેશાંની લાલ તથા રોખશારા જરદ હોયછે. એ નાપાક "નસનાશ" દેવોને ચાર આંખ હોયછે તેમાં બે આંખ સરવે કોઈની મીશાલ મોહોડાં ઉપર અને બે આંખ પીઠ પછવાડે થાયછે. એ "નશનાશ" દેવો નર તથા માંદા આએ જંગલમાં રહેછે. ખાંધામાં હાથીનો ખોરાક રાખેછે. એક હાથીમાંથી ફકત બે "નશનાશનો" ખોરાક થાયછે જબરી ભુખના રાખનાર તે દેવોછે એ દરેક દેવ લડાઈ વખતે એકશો પેહે-લવાંનનાં જેટલું જોર રાખેછે તેમજ દોડવામાં અરબી ઘોડા કરતાં ઘણાં તેજદારછે. એ શખુન સાંભલીને જંગી કેરશાસપે તે મરદને ફરમાવ્યું કે તું આગલ ચાલ અને મને તે નશનાશ દેવોની રાહ દુરથી દેખાડ, કે હું મારા

ભારી ગોરજે કરી એક લેહેજામાં તે નાપાક દેવોથી એ જંગલ પાક કરી નાખું. અગરજો તે એક લાખ નશનાશ એકઠા થઈને મારી નજદીક આવશે, તોબી હું તેથી ડરનાર નથી અને તેમાંથી એકપણ નશનાશને શલામત જીવતો જવા દેનાર નહી.

એટલું કહીને પેલા મરદ સાથે જેહાંપેહેલવાન આગલ ચાલયોકે પેલાં એ નશનાશે તેને દીઠો તેવારે તે બંધે એખરાં થઈ દોડતાં આવી કેરશાસપની આસપાસ ફરવા લાગાં; એવામાં જેહાંપેહેલવાને દોડી જઈને તે બંધેનાં હલકમાં ખંજરનાં જખમ મારયાં તેથી તેઓ હલકમાંથી તે છેક ;તી લગી ચીરાઈ પડયાં ! તેનાં સર પોતાના લશકરમાં લાવી બીજા પેહેલવાનોને દેખાડયાં. તે જોઈ સરવે કોઈ ભારી અજબ થઈ જેહાંપેહેલવાન ઉપર આફ્રીન કરવા લાગા. પછે જેહાંપેહેલવાન કેરશાસપે હોકમ કીધો તેથી તે નશનાશનાં ચાંમડાં ઉખેડીને કીશતીમાં લેઈ જઈ મેલ્યાં. માહરાજા મેહેરાજે તો બધી મલીને હરએક તરફથી બીજી કીશતી મંગાવીને એકશો સાહાઠ કીશતી ઈરાની લશકરને હવાલે કીધી. બીજી એકશો સાહાઠ કીશતી ઉપર. માહરાજા મેહેરાજ પોતાનાં લશકર સાથે સવાર થયો. જેવારે તે કીશતી દરીઆવમાં જોરથી ચાલવા લાગી, તેથી ગોયા તે દરીઆવમાં એક પાછલ એક ગોયા પાહાડ જોરથી ચાલતા હોય તે રવેશ તે કીશતી નજર આવતી હતી. તેની ચાલની નજદીક જાંણે વાદલબી પોંહોંચી શખતું નહી હોય, એ રવેશ કીશતી ઉપર શવાર થઈ માહરાજા મેહરાજ ને જેહાંપેહેલવાન કેરશાસ્પ પોતાનાં હીંદી, ઈરાની અને જાબુલી લશકર સાથ શ્રી સરનદીપ તરફ આગલ ચાલ્યા.

---

## ૬ પકડાયો રાજા બહુ કેરશાસ્પને હાથે તે ખબર તેના બેટાને થયાથી તેણે લડાઇનો અશબાબ તઇયાર કીધો તે દાસતાન.

હકાએત એવી જાહેર આવીછેકે તે તરફ બહુનો બેટો તથા બહુનો ભાઈ એ બે જણાં બહુનાં હોકમથી શ્રી સરનદીપની નેગેહબાંની વાસતે રહ્યા હતા તે બેજણને કાંઈ મીનાંકેશો પેદા થયો તેથી બહુનો બેટો હરેક વાતે દગાથી પોતાના કાકાને મારવા ચાહતો હતો. તે કાકો પણ પોતાના ભતરીજાને મારવા સારૂ વરૂ મીશાલે કમીગાહ કરી રહ્યો હતો. કાકા ભતરીજા દરમેઆંન કીનાંકેસો ઉઠયાથી બેહુ જણાએ આમણુ શામણુ લશકર એકઠું કરીને ભારી લડાઈ કીધી, પણ આકેબત બહુનો બેટો ગાલેબ થયો તેથી

તેણે પોતાના કાકાને મારયો અને પોતે પાદશાહી તખત ઉપર બેઠો. એ-વામાં તેને ખબર પડી કે તેનો બાપ રાજા બહુ માહરાજા મેહેરાજનાં હાથમાં કેદ પકડાયોછે એ ખબર સાંભલીને પોતાનાં બાપનાં દરદથી ઘણો ગમગીન થયો. તે તે આફતભરી ખબરથી એક હફતા લગી શોગમાં બેઠો. જેવારે હફતો તમાંમ થયો તેવારે તેણે ઘણુંક લશકર તઈઆર કીધું અને ખજાનાનો દરવાજો ખોલી સરવે લશકરને સરેબંદી આપી. પછે એકસો કીસતી મંગાવી તે ઉપર સવાર થઈને માહારાજા મેહેરાજ તથા જેહાંપેહેલ-વાંનની શામણે લડાઈને વાસતે આગલ ચાલ્યો. આગલ એક પાહડ હતો, તાંહાં જાઈ પોંહોંચ્યો કે પેલી તરફથી માહરાજા મેહેરાજ તથા જેહાંપેહે-લવાન કેરશાસપ સાથે મોકાબલા થયો બંને તરફ લડાઈનો સામાન તઈ-યાર થવા લાગો તેવારે જેહાંપેહેલવાને કીનાંની કમર બાંધીને ઈરાની લશ-કરમાંની સાહાદ કીશતી પોતાની સાથે રાખી અને સરવે કોઈએ નેજા તથા તલવાર ઉઠાવીને નગરાંનાં આવાજ કરાવ્યા તેથી જેમ લડાઈનાં મે-દાનમાં શવારોનાં ઘોડા જોલાંન કરે તે મીશાલ દરીઆવમાં કીશતીઓ દો-ડવા લાગી તાંહાં આદમીનાં લોહીએ કરી તે દરીઆવની માહીનાં બીગ-ડાંએ પરવાલાંની મીશાલે લાલ રંગ પકડયો. જે મીશાલ પતજડીનાં વાએ કરી બાગમાં પાકેલો મેવો જાહાડ ઉપરથી ખરી પડે તે મીશાલ આદમીનાં શર તથા હાથ તથા પગ કીશતીમાં પડતા હતા. ડાબી જમણી તરફથી લોહી ભરેલી તલવારનો વરશાદ વરશવા લાગો તેથી હરએક કીશતીમાં આદમીની લોથનાં ટેકડા થવા લાગાં. તાંહાં થોડાકવારમાં એટલુંતો લશકર મારયું ગયુંકે તે દરીઆવમાંની માહીઓને છમહીનાંનો ખોરાક થયો. આ-વખતે જેહાંપેહેલવાન કેરશાસપ એક કીશતી ઉપરથી બીજી કીશતી ઉપર અને બીજી પરથી તરીજી પર કુદતો હતો અને પોતાના ભારી જોરજે કરી આદમીઓનાં મગજ ફોડી નાખતો હતો. એમ કરતાં હીંદી "જંગાવે" ની કીશતી તરફ તે જઈ પોંહોંચ્યો. તેને શેતાબ ઉઠાવી લેઈને તેનાં તનને મગરમછનાં મોહડાંમાં સોંપ્યું! દરયાવમાં દુશમનનાં લશકરની એ લડાઈમાં જેહાંપેહેલવાને ચાલીશ કીશતી ખાલી કીધી, તે શેશતાબેજ જોઈ બીજા હીંદી લશકરે પોતાની કીશતીનાં મોહ શરનદીપ તરફ કરી નહાસવા માં-ડયું. તેનો દુમબાલો ઈરાની લશકરે લીધો. તેમાંથી ચાલીશ કીસતી લશકર તથા શામાન તથા હથીઆર ભરેલી પકડીને જેકાંઈ ઘણાં જબરદસત હતા તે સીપાઈઓને ઠાર મારયા અને ઘણાંકને કેદ પકડયા તેમાંથી હીંદુ જુજબી શલામત ગયા બાકી તમાંમ તે દરયાવની જંગમાં ખપ્યાં, કેદ પકડાયા તથા જખમી થઈ દરીઆવમાં ગરક ગયા. જેવારે એ ખબર શ્રી સરનદીપમાં

સરવ કોઈને થઈ તેથી તમામ શેહેરમાં માહેતંમ પડી. જેવારે રાજા બહુનાં બેટાએ જોયું કે હવે દાહડો પુરો બરગસતે થયો તેથી પોતાનાં ખેશકબીલાને લેઈ કીસતી ઉપર સવાર થઈને જંગબાર તરફ હબશીનાં પાદશાહ પાસે શરણે ગયો અને શ્રી સરનદીપ શેહેર છોડયું.

## જંગબારનાં હબશીઓની હકીકત.

જંગબારનાં હબશીઓનાં તન ઉપર બે કપડાં રેહેતાં હતાં તેમાં એક ગરદન ઉપર તથા બીજું કમર ઉપર. તે શેહેરમાં કોઈ શખસ પાસે ઘોડો નહી અને કોઇને સવારી કરવાનો શોકબી નહી. લડાઈને વખત તેઓનાં હાથમાં હથીઆરની જગો માહીનાં કાંટા તથા લાકડાંનાં કુતકાં તથા પથર એ વીગેરે બીજાં હથીઆર પણ તેઓ પાસે મલે નહી. જે કોઈ તે હબશી લોકોનો પાદશાહ હોય તેને એક બુલંદ તખત ઉપર બેસાડીને ચેઆર હબશી તે તખતને ઉહાવીને જે જગો જાવું હોય તાંહાં લેઈ જાય. પાદશાહનાં કલાવંત લોકોનાં હાથમાં તમબોરાની જગો લાકડી સાથે તુમડી બાંધીને વજનતર બનાવેલાં! જેવારે પાદશાહ પોતાની બાશબાંહેધરીમાં કોઈને પોતાનાં શેહેરમાં બોલાવે તેવારે તેની પાસ પોતાની ગરદંન ઉપરની લુંગી તથા પોતાનાં હાથની અંગોઠી મોકલતો હતો તેથી બીજા આદમીઓને પુરો એતેબાર આવતો કે પાદશાહે મારી બાંહેધરી ખરાં દેલથી કીધીછે! એ રવેશ તે જંગબારનાં મુલકની રશમ હતી. હવે જેવારે તે જંગબારના પાદશાહને બહુનાં બેટાની ખબર થઈકે તે રાજા બહુનો જબરો બેટો જંગી કેરશાસપથી આજેજ થઈને નાઠોછે તેથી એ જગો પનાહ પકડવા આવયોછે. એ ખબર સાંભલીને જંગબારનાં પાદશાહે શેતાબ પોતાની ગરદન ઉપરની લુંગી તથા અંગોઠી તે બહુનો બેટો જે શરણે આવયો તે પાસે મોકલી. કે તું ખાતેર જમેથી મારી રાજધાણીમાં આવ. એ વીગેરે પોતાનું તખત મોકલ્યું તે તખત ઉપર તેને બેસાડી ચાર હબશી ઉઠાવી તેને ઘણીક આબરૂથી લાવી પાદશાહનાં તખતની નજદીક ઉતારયો. તેવારે તે હબશીનાં પાદશાહે તેને ઘણેક દેલાશો દેઈ નવાજ્યો. એમ કરતાં તે બહુનાં બેટા ઉપર જંગબારનાં પાદશાહની મેહેરબાંની ઘણી થઈ તેથી પોતાનાં તમાંમ લશકરનાં સીપેહશાલારો ઉપર તેને બુજોરગી આપીને લશકરનો તમાંમ તાલુકો તેને સોંપ્યો તેને પોતાની બેટી સાથે નેકા કરાવ્યા તેવારે બહુના બેટાની ખાતેરનીશાં પુરી થઇકે હવે મને એ પાદશાહથી દગો મલે એવો કશો ડર રહયો નહી. તેની સાથે બીજા ખેશ કબીલાના લોકો હતા તેઓએબી બીજા દરબારના હોદ્દેદાર હબશીઓની બેટી સાથે નેકા કીધા.

# જઈ પોહચવું જંગી કેરશાસ્પનું શ્રી સરનદીપ માહારાજા મેહરાજ સાથે.

જેવારે પેલી તરફ જેહાંપેહેલવાન કેરશાસપ તથા માહરાજા મેહેરાજ લશકર સાથે શ્રી સરનદીપ શેહેરની નજદીક જઈ પોંહોંચયા તેવારે તે શેહરનાં જેકોઈ દાનાવ હતા તે સરવે કોઈ એકઠા થઈ ઘણોક હદીઓ લેઈ માહરાજા મેહેરાજ તથા જંગી કેરશાસપ નજદીક એશતેકબાલ આવ્યા, અને તે તમામ નજરાંણું હતું તે નજર કરીને તેઓ ઘણીક આજેજી તથા મીનતથી કેહેવાલાગાકે અએ નામદાર માહરાજા, અએ નામદાર જેહાંપેહેલવાન અગર બદબખત બહુએ નીમખહરાંમી કરીને તારી સામે કમર બાંધી પણ હમો સરવે કોઈ એ વાતથી નાખુશ હતા. તેં રાજા બહુને બોજરગી આપીને પોતાના તમામ શેહેરોમાંથી જે ઘણું બુલંદ શેહેર શ્રી શરનદીપ તેં તેને બખશયું પણ હમોતો તે વખતબી તું નામદારનેજ હમારો પાદશાહ કરી જાણતા હતા. તે નાપાક બહુતો પોતાની નીમખહરાંમીનાં બુરાં ફેલે કરી ગેરફતાર થયો તેની જગોએ તું હમો બેગુનાહ લોકો ઉપર કીનો શાવાસતે રાખેછે ? અગર તારી મરજીમાં એમજ ઉતરતું હોય જે તમામ શેહેરને ખરાબ કરૂં તો અવલ એ જગોથી હોકમ કરી હમારાં શર કાપી-નખાવ, પછે શેહેરમાં જઈને હમારાં બાલગોપાલ બચ્ચાં કચ્ચાંઉપર જે ચા-હેતે કર. અગર હમોને જીવતદાંન બખશ યા જીવથી માર. તું પાદશાહછે જેકાંઈ તારા નેક અંદેશામાં આવે તે કર. એ મીશાલે તે લોકોની જોબાં-નથી આજેજી ભરેલા શબદ સાંભલયા તેથી માહરાજા મેહેરાજને મેહે-રબાંની છુટી તે માહરાજા જેહાંપેહેલવાનને કેહેવાલાગોકે એ લોકો જે કે-હેછે તે તમામ દરોશતછે. ખોદાતાલાની ખલકની શી તકશીર ! જેકોઈ બદ કેરદાર હતો તેતો ખુદ બદીમાં ગેરફતાર થયો. નામદાર જેહાંપેહે-લવાન આજથી શ્રીસરનદીપ શેહેર મેં તુંને બખશયું તેથી જે કાંઈ તું નામદારના મનમાં નેક સુજે તે મીશાલ એ તાલુકાની હાકમીને ખલકતનો ફડચો કર. મગર શેહેરનાં લોકોની કાંઈ તકશીર નથી. એ શખુન સાંભ-લીને જેહાંપેહેલવાને તે લોકોની તકશીર માફ કીધી. તેણે પોતાના ખ-જાનામાંથી કેટલીક નાદેર ચીજો મંગાવીને તે લોકોને શરપાવમાં બક્ષી પછે પોતે તથા માહરાજા મેહેરાજ પોતાના તમામ લશકર સાથે તે શેહે-રમાં દાખલ થયા અને રાજા બહુનાં ખજાનામાંથી ઘણોક ખજાંનો લશ-કર પાસે લુટાવયો. એ મીશાલ શ્રીસરનદીપનો કબજો લેઈ બીજો જેકાંઈ ખજાંનો તથા ઘણીક નાદેર ચીજો હતી તે માહરાજા મેહેરાજે જેહાંપે-

હેલવાન તથા ઈરાની લોકોને બખસેશ કીધી. શ્રીસરનદીપના રાજમેહેલમાં માહારાજા તથા જેહાંપેહેલવાન એક મહીનાં લગી મજલેશ સમારીને હર-રોજ જીઆફત કરી શરાબની જાંમ ઉઠાવવા લાગા. જેવારે એક મહીનો તમામ થયો તેવારપછે એક મોબારક દાહડો જોઈને જેહાંપેહેલવાન કેર-શાસપ "શરદહુ"નામનો એક પાહાડ શ્રીસરનદીપની નજદીક હતો તે ત-રફ ચાલયો. તે પાહાડને વાસતે એમ કરી કેહેછેકે, જેવારે હકતાલાએ આદમને પોતાના બેહેશતથી દુર કીધો તેવારે પરથમ એ પાહડ ઉપર તે વાખામાં ગીરફતાર આદમ ઉતરયો તેનાં પગની નીશાની હજુર તે પાહાડ ઉપરછે. એક આદમીનાં શીતેર કદમ થાય તેવું તેનું એક એક કદમછે. તાંહાં જેહાંપેહેલવાન જઈ પોહોંચી જોય શું કે તે પાહાડ ઉપર હજારો તરે-હની રેહાંન તથા ભાંતભાંતનાં ફુલ, તાંહાં ફુલનાં જાહાડો ઉપર બુલબુલ તથા બીજાં જાંનવરો શરોદ કરતાં હતાં. હરતરફ મીઠાં પાંણીનાં ચશમાં તથા નેહેરો જારી હતી. તે પાંણીમાં માહી પરીજાદી મીશાલે તરતી હતી. તે જગો બેસુમાર અગર તથા કપુરનાં જાહાડ હતાં. તે પાહાડ ઉપર જરી રંગનુ ઘાસ ઉગેલું હતું. નીલગાવ યાને જે ગાયનું ગોબર અંબર કેહેવાયછે તે તથા કશતુરીના રંગનાં હરણ તાંહાંના ચમન દરમીઆન ચરતાં અને રમતાં દીસતાં હતાં.

---

## જઇ લાગો જેહાંપેહેલવાન કેરશાસ્પ આદમનાં કદમની નજદીક તાંહાં એક બરેહમન શેવડા સાથે કેટલીક પુછ પરછ કીધી તે હકીકત.

### ( સવાલ પેહેલો. )

તે પહાડ ઉપર એક બરેહમન ઘણાં વરશનો બુઢો હતો, તેનાં તન ઉપર હાડકાં ને ચામડી સીવાય કાંઈ બીજું હતું નહી. તેનું તન તમાંમ જાહા-ડનાં પાતરાંએ કરી ઢંકાએલું હતું. તે બુઢાને જોઈ તાજુબ થઈ નામદાર જેહાંપેહેલવાન કેરશાસપ તેને બાજે શખુન પુછવા લાગોકે.—એ વાંકી પીઠ ને સાચા દીલનાં મરદ એ બેહેશત મીશાલનો પહાડ કોણુ નામદારથી છે? અને એ ઉપર કોણુના કદમની એ નીશાણુ છે?

એ શખુન સાંભલીને તે બરેહમન કેટલીક દુઆ કરી કેહેવા લાગો કે તું એ જગોએ ઘણીક અજાએબ તથા મેવા અને કપુર તથા અગર તથા ભાંતભાંતનાં ફુલનાં ઝાડ જોયછે તે વગેરે તહરેવાર જાંનવરો જોયછે તેનો સબબ એછેજે એ જગો આદમનું મુબારેક કદમ ફરયું છે તેથી એ પહાડ

ઘણો ખુશ તથા તમાંમ ચીજે કરી ભરેલોછે. બાવા આદમનાં કદમની નીશાણી એ જગોએછે કે જે તું આગલ ચાલીને જોશે. આપણુ સાધારણુ આદમી લોકોનાં સીતેર કદમ અને બાવા આદમનું એક કદમ બરાબર આવેછે. એજગોથી દરીઆવ બે કોશ દુરછે તે જગો આદમ જવા ચાહતો હતો, તો બે દગલાંમાં તે દરીઆવનાં કીનારા ઉપર જઈ ઉભો રેહેતો હતો. તેની ચાલબી લાંબી હતી. બીજી અજાએબી એછેકે હરેક રાતને વખત એક વાદલ દરીઆવમાંથી ઉચું આવી પોકાર કરીને એ આદમના કદમ ઉપર વરશીને શેતાબ જતું રેહેતું! તે બીજી જગો ઉપર એક કતરો પાંણીનો નાખતું નહી! જેવારે બેહેશતમાંથી આદમ પરથમ એ જગો ઉપર ઉતરેયો તે દહાડેથી હાય મારીને હમેશ મોતીની મીશાલના આંજુ વરસાવતો હતો. એ રવેશે ૨૦૦ વરસ રડયા કીધો હતો. તે એ તોબાઓ જારી કરીને હકતાલાથી પોતાની તકશીરની માફ માંગતો હતો. જેવારે ૨૦૦ વરસ તમાંમ થયાં અને તેની જારી તથા ફરીઆદ કુદરતનો ખાવંદ કે જે હકતાલાછે તેની દરગાહમાં પોહોંચી તેવારે તે સાહેબે પાક શરોસને વધાઈ આપીને આદમની નજદીક મોકલીને બશારત કીધીકે હવે તારાં દેલની મોરાદ રવા થઈ. વાસતે એ રવેશ પોકાર તથા જારી કરવાથી તું હાથ ઉઠાવ! હકતાલાનો એ રીતનો પેગામ જેવારે આદમે સાંભલયો તેવારે તેની ખુશીમાં આવીને હરરોજ જે આંજુ વરસાવતો હતો, તે કરતાં પણ જારી તથા ફરીઆદ ઘણી કરવા લાગો. તેની આંખમાંથી બેસુમાર પાણી જમીન ઉપર પડયું તેથી એ ખુશનુંમાં સુંનેરી રંગનું ઘાસ એ જગોએ ઉગયું છે તથા આગલ બશો વરસ લગી જારી કીધી તેનાં આંજુ આદમની આંખમાંથી એ જમીન ઉપર પડયાં તેથી તમાંમ ફુલ તથા ભાંત ભાંતનાં ઝાડ એ જગા ઉપર ઉગયાં છે. પેલી તરફ જેવારે આદમની ઓરતને "જુદા" શેહેરની નજદીક એક પાહાડ હતો તે પાહાડ ઉપર ઉતારી હતી, તેથી તે આદમની ઓરતબી હમેશાં ગમગીન રેહેતી હતી. જેવારે તેથી ખાંણું ખાવાની હાજત થતી તેવારે દરીઆવમાંથી માહી પકડીને તેને આફતાબના તાપથી પકાવી ખાઈને પોતાનું ગુજરાણ કરતી હતી! બસ તે રાત દીન પોતાનાં ખાવંદની યાદ ને જુદાઈમાં રડયા કરતી હતી. હવાની જુદાઈના ગમમાં આદમબી જારી કરતો હતો, એમ કરતાં હકતાલાએ મોબારક કદમનાં શરોસ સાથે એક પથર ઈઆકુતની મીશાલનો શુરખ નામે "ખાંને આબાદ" તે તેઓ ઉપર મોકલયો તે પથરને શરોસે લાવીને તમાંમ જેહાંનનાં નાહબમાં યાને વચમાં મેલેયો ને હોકમ કીધોકે તમાંમ એતેકાદથી એ પથરની પરશતેશ કર. જેવારે આદમને એક હજાર વરશ

તમાંમ થયાં તેવાર પછે એ જેહાનથી આદમને હકતાલાની દરગાહમાં જવાનો હોકમ આવયો! યાને ગુજરવાનો વખત નજદીક પોહોંચયો તે વખત શરોસે આદમને ફરમાવયું કે પથરમાં તું તારી ઓરત સાથે મલ. તેવાર પછે તારો વાકો થશે, ને તુંને હકની દરગાહમાં લેવામાં આવશે. એટલું કહીને "જુદા" જવાનો રશતો દેખાડયો તેથી આદમ તાંહાં જઈને પાછો પોતાની મોહરદાર સાથે મલયો પછે આદમનો વાકો થયો તેવારે શરોસે કફન લાવીને તેને દફન કીધો. તેનાં દોખમાંની તે નીશાણુછે જોકે તે દોખમાંના બે હીસ્સાતો દરીઆવમાં ગરક ગયાછે. જેવારે આ જેહાનમાં "નુહું" પેગમબરનું આવવું થયું તેવારે એ જગોએ રહીને તેણે આદમનાં "હાડ" બાહાર કાઢીને "દજહુત ગંગ" નાંમનાં પાહાડ ઉપર દફન કીધાં. એ પહાડ ઉપર તે આદમનાં કદમની નીશાંણુછે, તેથી એ પાહાડ ભાત ભાંતનાં ફુલ તથા ગોહરે કરી ભરેલોછે, એ પાહાડ કરતાં જેહાનમાં કોઈ બીજો પાહાડ મોટો નથી. એ જગો સીવાય બીજી જગોએ ઈઆકુતની પેદાએશ નથી. બીજી જગોનાં દરીઆવમાં મોતીની પેદાએશ ઘણીછે પણ એ પાહાડની પાસેનાં દરીઆવનાં મોતીની બરાબર કીમત પાંમતાં નથી એવાં બેકીમત મોતી એ સમુદરમાં નીપજેછે.

---

## પુછયું જેહાંપેહેલવાન કેરશાસ્પે પેલા બરેહમનને અને જવાબ દીધો બરેહમને કેરશાસપને તે હકીકત.

### (સવાલ બીજો.)

જેહાંપેહેલવાન કેરશાસ્પે બરેહમનને પુછયું કે એ યજદાંપરસત બુજરગ હું એ જગોથી ઉતર દશાની તરફ નેગાહ કરૂંછું તેવારે તે તરફ મારી નજરમાં ઘણોક અજાએબ દેખાવ નજર આવેછે તે શું છે?

બરેહમને જવાબ દીધો, કે એ પાક અકલનાં જવાન ઉત્તર તરફ આબાદીતો કમછે પણ તે હાંથી બહશો કોસ દુર એક ઝાડછે તેને તહરેવાર ફલ તથા ફુલ લાગેછે તાંહાં વસતી જુદીજ જાતનાં આદમીઓનીછે. તે લોકોનો ખોરાક મેવો તથા ઘાસછે, તેઓની સુરત તથા મોહ તથા હાથ તથા પગ તમામ આદમી મીશાલેછે, પણ તેઓનાં તમામ તન ઉપર દુમબાંની મીશાલે ઉનછે! તથા એક બીજો ટોલોછે તેઓને શરથી તે કમર લગી બાલછે, તેઓનાં તન શફેદ કાગજની મીશાલનાં અને મોહ શીહા હબશીની મીશાલનાંછે! તે લોકો બેગાના આદમીને જોયછે તેવારે જંગલ તરફ નહાસેછે તેઓ દોડવામાં પવનથીબી ઘણી તેજી રાખેછે. તે જંગલમાં અગર

તથા કપુર તથા મજીઠનાં ઝાડો બેસુમારછે, તાંહાં એક જંજીરો ઘણો ભારીછે તેમાં ઘણાંક આદમી જોરાવર તેમજ ખુની તથા સેતમગાર અને આજારનાં દેનાર રેહેછે. તે જગો કોઈ બીજી જાતનું બેગાનું આદમી જાયછે તેને શેતાબ મારી લેછે. જંજીરાની નજદીક એક ભારી જંગલછે તેમાં જહાડના પાતરાં કરતાંબી વરૂ તથા હાથી ઘણાં રેહેછે. જેવારે તે જંજીરાનાં આદમીઓનો ખોરાક થઈ રેહેછે તેવારે કેટલાંક આદમીઓ એકઠાં થઈને તે જંગલમાં જઈ કમીગાહ કરી કેટલાક હાથીને મારી શેતાબ પવન મીશાલ પાછાં આવી તે જંજીરા ઉપર પોતાની જગોએ કરાર કરેછે. સબબ તે જગોનાં હાથી જેવારે એક હાથીને મુવેલો જોયછે તેવારે પોકાર મારેછે તેથી આસપાસથી બીજા હાથી દોડતા આવી તે જંગલની જમીન જેરેજબર કરી નાંખેછે અને આસપાસનાં ઝાડોને પોતાના દાંતે કરી ભાંજી નાખી શુડે કરી જડમેખથી ઉખેડી નાખેછે. જેવારે તે હાથી સુસ્ત થઈને પાછા જંગલમાં જાયછે કે પેલા લોકો પાછા જનજીરા ઉપરથી જંગલમાં જઈને પેલાં ભાગેલાં ઝાડ ઉપરથી મેવો તોડી લઈને ખાયછે. તે જગા ઉપર કોઈ ખેતીવાડી કરતા નથી. તાંહાં કાંઈ પણ અનાજ પાકતો નથી. તે લોકોનો ખોરાક મેવાનો ને હાથીના ગોશતનોછે, તેનાં બીછાંના પણ હાથીનાં ચામડાંનાંછે. જેવારે તે લોકો મરણ પાંમેછે તેવારે તે મરનારની સંગાથે પથર બાંધીને તેને સમુદરમાં હોમેછે. તેઓનાં રેહેઠાંણની આસપાસ એક ફરસહંગ સુધી હાથીદાંત અને વરૂનાં હાડકાં વીગર બીજું કાંઈ જોવામાં આવતું નથી. હીંદુસથાનમાં બેસુમાર દવાઈ આવેછે પણ એ જગોના જેટલી ગુણગારી તથા ફાએદેમંદ દવાઈ બીજી જગોની નથી.

---

## પુછયું જેહાંપેહેલવાન કેરશાસ્પે પેલા બરેહમનને અને જવાબ દીધો બરેહમને તે હકીકત.

### (સવાલ ત્રીજો)

જેહાંપેહેલવાન કેરશાસપ તે બરેહમનને પુછવા લાગોકે. એ દાના મરદ તું એ જગોએ એકાંત એકલો શાવાસતે બેઠોછે? અને તારા ખોરાક તરીકે તું શું ચીજ લાવેછે? પેહેરવાસમાંતો ઝાડનાં પાતરાં હોઢીને તું બેઠેલોછે.

બરેહમને જવાબ દીધોકે, આ પહાડની ઉપર વીશ વરસ થયાં હું બેઠેલો છું. મારો ખોરાક તથા પોશાક જહાડનાં પાતરાં અને ઘાસછે. હું કોઈનો ઓશયાલો નથી, મારૂં કાંમ પાક યજદાં સીવાય કોઈ બીજા સાથે નથી.

હું રાતદીવસ તે બારેતાલાની બંદગીમાં બેઠેલોછું. મારેથી કોઈને રંજ પોંહોંચતી નથી તેમજ મારી ઉપર કોઈનો જુલમ પણ નથી. એ ઉપરથી તારે નહી જાણવું કે આ જગોપર હું એકલો બેહીમત બેઠોછું પણ મારો હીમાએતી ખોદા સાહેબછે. તે સાહેબથી હું એટલી અકલ ધરાવુંછુ કે જેવારે મારૂં દીલ ગમભરેલું થાયછે તેવારે અકલે કરી સબર કરૂંછું એટલે મારો સઘલો ગમ દુર થાયછે. એ જે કોઈ તનમાં ફરબે હોય તેને વખતે ખાધા વગર ચાલે નહી પણ મારાં તન ઉપરતો માતરે હાડકાં ને ચામડાં સીવાય બીજું કાંઈ નથી વાસતે મને વખતે ખાધાનીબી હાજત રેહતી નહી. જેવારે એ દુનીઆ એક જવ બરાબરબી કીમત રાખતી નથી તો એ દુનીઆમાં આદમીજાદને ખાધા તથા પેહવામાં ધાસ ગનીમતછે. સારો ખોરાક ખાવા ઉપર ખાએશ કરીને તનને શાવાસતે ફરબે રાખવું જોયે શું? આકેબત તે તનને જાનવરોનો ખોરાક કરાવવા ખાતર? અએ જેહાંપેહેલવાન પોતાનાં તનને પાલીને ફરબે કરયે તે કરતાં પોતાનાં રવાનને પાલી ફરબે કરવું તે બેહેતરછે. જે કોઈએ નેક અંદેશાએ કરી પોતાનાં રવાનને પાલ્યું તો તનતો આખેર કોઈ વખત મરવાનુંછે પણ તેના રવાનને હરગેજ મરવાનું નહી, આપણું તન ગોયા બંદીખાંનાંની મીશાલેછે તે બંદીખાનાંમાં રવાનને બંધ કરી રાખયેછે, તો હવે તું અંદેશો કર કે જે કોઈ બંદીખાનાંમાં પડયા હોય તેની ચોકીને વાસતે આદમી હોશીઆર રેહેછે તેમ એ તન બંદીખાંનાંની મીશાલનું કે જેનું મુલ કોઈ એક મુઠી ખાકબી નહી આપે તે ઉપર નાહક રંજ ખેંચી પોતાને દોજખી કરવો એ વાજેબ નથી. તું પોતાના તન ઉપર તથા એ જેહાંન ઉપર શાવાસતે મોહબત કરેછે? તારી સાથે એ તન તથા એ જેહાન બેમાંથી કાંઈપણ હરગેજ આવનાર નથી. એ જેહાનમાં નેકી તથા બદી ભરેલીછે. બાહેરથી જાહેરમાં દોશત તથા અંદરખાનાંમાં દુશમનની મીશાલેછે, એ જેહાન ગોયા મેવા તથા ફુલ ભરેલા બાગની મીશાલનીછે. જેવારે આદમીજાદે એ ઉપર પોતાનું દેલ બાંધ્યું તેવારે એ જેહાન પોતાનો રંગ તથા ચેહેરાને ફેરવી નાખતાં વીલમ લગાડતી નથી એવી એ જેહાન બેવફાછે. અગરજો તારી પાસે પાદશાહોનાં જેવા ઊંચા પોશાકોછે તો તે ઉપર તું નાઝ ના કર, સબબ એક દન તું કાગ અને બીજા જાનવરોનો ખોરાક થશે. તે સઘલું છોડીને તે દનનોતો તું અંદેશો કરતોજ નથી. તું એ દુનીઆમાં ચારા તથા રંજ ખેંચી ઘણોક ગંજ એકઠો કરેછે, પણ આકેબત તે ગંજ કોઈ બીજાનાં હાથમાં જશે અને તુંતો એક બીચારા આદમીની મીશાલ ખાલી હાથે જતો રેહેશે. વાસતે એ દાંનામરદ સરવ વાતે અંદેશો કરીને ચાલ,

અગરજો તું ચાહે કે મને બધે જેહાંન હાથ આવેતો પાક યજદાંની યાદમાં હમેશ મશગુલ ને ખડો રેહ.

## પુછયું જેહાંપેહેલવાન કેરશાસપે પેલા બરેહમનને હકતાલાની હસતી વાસતે અને જવાબ દીધો બરેહમને કેરશાસપને તે હકીકત.

### ( સવાલ ચોથો )

સીપેહશાલાર કેરશાસપે પુછયું કે બાતેન, જાહેર તથા છુપામાં ખોદાતાલાની હસતીનો શાહેદ કોણછે? તેની નીશાણ શું છે? તેની તારીફ કેમ કરીયે? તું તેને દુનીઆમાં પોતાનો રેહેનોમા હાકેમ જાણેછે? તે વાસતે જેકાંઈ તું જાણતો હોએ તે મને બયાન કરીને કેહ. એ ખોદાતાલાતો જીવ તથા અકલ કરતાં બરતરછે. તે જેવા ભેદ ભરપુર શાહેબને શી ચીજે કરી સારી તરેહથી પીછાનીયે?

તેવારે બહરેમને જવાબ દીધોકે ખોદાતાલાની આપેલી જે પાક અકલછે તેણે કરી જાણવું જે આશમાનથી તે જમીન તલગ જે કાંઈ ચીજછે તે પાક યજદાની હસતી ઉપર ગુવાહછે. એ ગુવાઈઓ રાસત બોલનારછે પણ ખામોશછે. યાને તે તમામ ખુદરત પોતે જીભાંથી બોલતી નથી. આશમાન, શેતારા, તથા આદમીઓમાં ચાર ચીજ મેલીછે, તે સરવ કોઈ કબી નીચે તથા ઊંચે પોંહોંચેછે, ને હરએક શાએતમાં બીજી તરેહ ફરેછે તેથી જો બાહારનો વખત આવેછે ત્યારે એ દુનીઆ એક શાએતમાં જુવાન તથા બુઢી થાયછે તથા એક એક લેહેજામાં આશમાન પોતાનો રંગ જુદી જુદી રવેસનો પકડેછે. તે રાતદંન શુલેહ તથા કીનાંનાં કાંમ ઉપરછે; તથા એ દુનીઆમાં મોત તથા જીંદગી તથા બદી તથા નેકી તથા ગમ તથા ખુશી એ તમાંમ ઉપજ નીપજ જે ઉપર લખીછે તેથી એ દુનીઆ એકદમ ખાલી નથી. એ તમામ હોનારત હમેશા ગેરદશમાંછે તો એ સરવે હકતાલાની હસતીની ગવાહીજછે યાને સરવે ચીજનો પેદા કરનારો હકતાલાછે. એ હકતાલાની જેવાર તેં હસતી જોઈ ત્યારે એ શાહેબને એક પોતાની જાતે હસતી કરી જાણ અને બાકી શરવ ચીજ ફના જાણ. બેશક હકીકતનો તું જીનહાર ઈનકાર કરતો નહી. જાંહાંલગી તું અવલ તેને પીછાણશે નહી તાંહાંલગી તારા દેલનું ગુમાન ભાગશે નહી. જેવારે તારા મગજમાંથી ગુમાન ઉઠી ગયું તેવાર તે હકતાલાજ તુંને હરતરફથી રેહેનોમાઈનો રસતો દેખાડનાર થયો જાણ.

# પુછયું કેરશાસ્પે પેહેલી પેદાએશને વાસતે કે તે શી રવેશે બનીછે ?—અને જવાબ દીધો બરેહમને તે હકીકત.

## ( સવાલ પાંચમો. )

જેહાંપેહેલવાને ફરીથી બહરેમનને પુછયુંકે એ દાંનાઈ તથા અકલનાં ભરેલા ખુદા મરદ પાક યજદાંએ એ જેહાનને શા થકી બનાવી અને તેને હેવું શું કાંમ આવી પડયું જે ખાસ કરી એ જેહાન બનાવી અને આશમાન તથા શેતારા ફરતા કીધા ?

તેવારે બહરેમને જવાબ દીધોકે એ નામદાર પેહેલવાન ખોદાતાલાએ અવલ એક ગોહર તોખમનું પેદા કીધું અને પછે તે તોખમને ખાલેશ કીધું અને પોતાની રોશનીનાં તાપે કરી પીગલાવીને ખાલેશ પાંણીની મીશાલ કીધું. પછે તે તોખંમ જોશનાં તાપે કરી આતશ તથા પવન પેદા કીધો. પછે તે આતશની ઓખારે આશમાન પેદા કીધો અને તે ઉપર શેતારા પેદા કીધા તેની મુજમાંથી પાહાડ તથા ગાર કીધા તથા જમીન તેનાં કફની કીધી. આગલ દાનાવ લોકો થઈ ગયા તેઓથી મેં બીજી રવેશ સાંભલ્યુંછે કે હકતાલાએ પરથમ અકલ પેદા કીધી અને અકલને દરમેઆન રાખીને પોતાનો હોકમનો દાએરો તે અકલની આસપાસ ખેંચ્યો અને તેમાં જીવનું ગોહર જાહેર કીધું. જીવ પછે બીજી ચાર ચીજ, તેમાં એકતો પવન તથા બીજીતો ખાક તથા ત્રીજું તો પાણી તથા ચોથો તો આતશ એમ તે ચાર અનાશરો પેદા કીધાં. તે ચાર ચીજ પછે આસમાન તથા શેતારા પેદા કીધા. તે પછે એક જુમબેશ પેદા કીધી તે જુમબેશે જેવારે હલવાથી કરાર પકડયો તેવાર પછે તેમાંથી શરદી જાહેર થઈ તેજ જુમબેશમાંથી ગરમી પણ નીકલી તે ગરમીથી ખુશકી પેદા થઈ અને શરદીમાંથી તરી પેદા થઈ. જેવાર ખુશકી તરી સાથે મલી તેથી જમીન ખુશકી તથા શરદીભરેલી પેદા થઈ, પછે ખુશકીમાંથી ગરમી નીકલી. અને શરદી તથા ગરમીમાંથી પાંણી જાહેર થયું.—એ રવેશ દુનીઆ તથા તેમાં આબાદી કરીને આદમી ઉપર પેગમબર ગોયા રાહનુમા મીશાલે ખબર દેવા મોકલ્યો કે નેકી તથા બદીથી શરવકોઈને તે ખબર કરીને રેહેનોમાઈ કરે. જેકોઈ રોશનીની તરફ યાને ખોદાની રાહ ઉપર ચાલે તે શખસ ગુનાહથી પાક થાય અને તેનાં ગુજરયાપછે તેનાં રવાનનો હેશાબ સુમાર કરે અને તેને તમામ ગુનાહથી પાક જોય તેવારે હકતાલાનાં હોકમથી તે શખસને રોશન બેહેશતની તરફ જગો આપે, જેકોઈ ઊંધા બખતનો રાતદન ગુનાહનાંજ કાંમો કરી ઉમર ગુજારતો હોય તેનો હેશાબશુમાર કરે જો તેને

ગુનેહગાર દેખેતો શેતાબ તેને શીહા જગોનો હોકમ થાયછે યાને દોજખમાં તેની જગો મુકરર થાયછે. તે નાપાક શીહા મોહનાંને ચીનવદ પુલ રાહ આપતો નથી. તે નાપાક પોતાનાં બુરાં ફેલે કરી કેઆમત લગી દોજખમાં હેરેમનની સાથે મકાંન કરી ભાંત ભાંતનાં અજાબ દેખેછે; વાસતે પનોતો તે શખસ કે જેકોઈનો જીવ ગુનાહથી પાક હોય તો એ જેહાનથી ગુજરયા પછે રોશન બેહેશતમાં પોતાના શોખથી શોરખરો થઈ ચાલીને જાય. દુનીઆમાં એક ટોલો દેહેરીઆ લોકોનો કેહેવાયછે તે બેવકુફ લોકો એમ કરી કેહેછે. કે એ આસમાન તથા જમીનનો પેદા કરનાર કોઈ છેજ નહી. એ દુનીઆતો હમેશથી ચાલતી આવેછેતે એજ રવેશે ચાલ્યા કરશે. ગુનાહ તથા શવાબ એવું કાંઈ હોયજ નહી, ગુનાહ તે શું ? અને શવાબ તે શુ ? એતો તમામ ફાંકાંછે. એ વીગેરે તે નાપાક ગુમરાહ લોકો ઘણાંએક નાલાએક શખુન બોલેછે કે એ દુનીઆતો પોતાની મેલેજછે ! એનો બનાવનાર કોણછે ? એ રવેશે કેહેછે પણ તે કમબખત લોકોને એટલી સમજણ પડતી નથી કે એક ચીજ કેવારે તઈયાર થાય કે તેનો કોઈ પેદા કરનારો કારીગર હોયતો તે ચીજ બને અગર નહીતો પોતાની મેલે તે ચીજ બનતી નથી.

---

## પુછયું કેરશાસપે બરેહમનને અને જવાબ દીધો બરેહમને તે હકીકત.

### ( સવાલ છઠો. )

પુછયું કેરશાસપે કે એ જગોથી ખાશે શેહેર કેહેવાયછે તે કયુંછે ? કે બુલંદ પાહડની નીચે એક શેહેર આબાદછે અને તે શેહેરને વચે દરીઆવ અને તે દરીઆવનાં કીનારા ઉપર એક જંગલ ડરાંમણુંછે તે જંગલમાં આદમીઓની વસતીછે પણ આખેર જંગલમાં એકાએક એક મસ્ત હાથી આવીને પેલા આદમીઓમાંથી બાજે આદમીને ઉઠાવી લેઈ જાયછે. જેકોઈ પાસે કીશતી તથા રાહનો તોશો યાને શાંમન હાજર હોયછે તે શખસ ખુશી સાથે પેલે પારનાં શેહેરમાં જઈ બેસેછે પણ જેકોઈ પાસે કીશતી તથા રાહનો શાંમન જમાવ નથી તે શખસ પેલા દરીઆવમાં ગરક થઈને પોતાનાં ખેશથી દુર પડેછે. તે જંગલમાં જે કોઈએ ખેતીવાડી કીધી હોય તેનો નફો પેલે પારનાં શેહેરમાં જાય તાંહાં મલેછે તે શેહર કાંહાંછે ?

એ શખુન સાંભલીને દાંના બરેહમન કેરશાસ્પને કેહેવા લાગોજે એ જેહાંપેહેલવાન જે શેહેર વાસતે તેં પુછયું તે શેહેર તે પેલી જેહાંન અને જંગલ તે આ જેહાન છે. તે દરમીઆન દરીઆવ તે જમીનથી તે આશમાંન

લગીની હવાછે. મસ્ત હાથી તે મોતછે. ખેતીવાડી તે નેકી બદીછે. કીસતી જે છે તે અકલ છે. તોશો જેછે તે શવાબછે અને ખેતીવાડીનો બદલો તે' એછેકે આ જેહાનમાં જે કાંઈ કરયે તેવો તેનો નફો તે જેહાનમાં પાંમયે વાસતે તું હરદમ હરએક સાથે નેકી કરતો રેહેજે.

---

## પુછયું કેરશાસપે બરેહમનને અને જવાબ દીધો બરેહમને તે હકીકત.

### ( સવાલ સાતમો. )

જેહાંપેહેલવાન કેરશાસપે બહરેમનને પુછયુંકે કોઈ બે ઘોડા કેહેવાયછે તેમાં એક ઘોડો શફેદ તથા બીજો કાલો. તે ઘોડા હમેશાં દોડમાંજ રેહેછે. તે બંધો ઘોડા એક શાએતબી કરાર પકડીને ઉભા રેહેતા નથી. તે ઘોડાઓનાં શવારોબી હમેશાં ઘોડાઓને ડપટાવીને પોતાની રાહ માપેછે, પણ જોઈએ તેવારે એક સવાર આગલ અને બીજો સવાર પછવાડે રેહેછે. તેઓ પોતાની જગો ઉપરજ રેહેછે. આગલ ચાલતા નથી તે શુંછે ?

જવાબ દીધો બહરેમને કે બે ઘોડા તે દાહડો અને રાતછે. તેનાં સવાર તે દુનીઆના સઘલા આદમીછે. તેની રાહ તે આપણ લોક ઉપરછે અને આપણ લોકોમાંથી કોઈ તે જગો ઉપર પોંહોંચેછે અને બાજે તેથી બેનશીબ રેહેછે.

એ જવાબથી કેરશાસપે ખુશી થઈને ફરીથી પુછયું; એક મેહેલ જે હમેશા ફરતોછે. જેનો ફરશ જગો ઉપરથી હીલતો નથી. તેના શેહેનમાં ચાર અજદહા એકઠા ભેલા થઈને બેઠાછે. તે ચાર અજદહાથી દુનીઆમાં કોઈને આજાર નથી પણ કોઈ વેલાએ વલી જીવથી ખલાશીબી નથી. તેનાં ફરશ ઉપર એક શોફરો ખાણાંનો સમારીને ખુમચો મેલયોછે અને તે શોફરાનાં ખાનાર બેસુમાર લોકછે તે શુંછે ?

બહરેમને જવાબ દીધોકે જે મેહેલ કહયો તે એ આશમાનછે. ફરશ તે એ જમીનછે. તે ફરશ ઉપર શોફરામાં લાખો તરેહનું ખાંણુછે તે તમામ આદમીની ખલકછે. જે ચાર અજદહા પુછયા ચાર અજદહાથી સરવે કોઈ બંધમાંછે. તે અજદહાથી કોઈને આજાર નથી મગર તે ચારોમાંથી એક જોશ કરે તેવાર આદમીને નુકશાન કરેછે. તે ચાર અજદાહ તે પવન ખાક, પાંણી તથા આતશછે એ ભારથી દુનીઆનો બંદોબસત ચાલેછે. એ ચારથી કોઈ શખસ જીવથી બેઆજાર નથી, પણ જેવારે એ ચારમાંથી એકુબી ચીજ ગલબો કરે તેવારે આદમીનાં જીવને નુકશાંન કરેછે. એક

ગંજને વાસતે પુછ્યું કે તેમાં છુપાં મોતી બેસુમારછે અને તે ગંજમાં બીજા મોતી ઉમેરયે તોબી ભરાતો નથી તેમ ગમે એટલો કાહડયે તોપણ તે ખાલી થતો નથી. તે ગંજ તે દેલની આરશીછે. યા દેલછે તે આરશીની મીશાલનુંછે તેણે કરી બે જેહાનને જોઈ શકયે. એ દેલમાં અકલનો ગંજછે.

## પુછયું કેરશાસપે અને જવાબ દીધો બરેહમને તે હકીકત.

### ( સવાલ આઠમો. )

આદમીની પેદાએશને વાસ્તે પુછ્યું કેરશાસપે બરેહમનને કે બાજે આદમીઓ કહેછે કે અવલ આદમનું તોખમ મીટીછે તથા બાજે લોકો કહી ગયાછે કે હકતાલાએ આદમને એક જાહાડની અંદરથી પેદા કીધો અને પછે ફરેશતાઓને ફરમાવયું તેથી તે જાહાડને ફાડયું તેમાંથી આદમ બાહેર નીકલયો ! એ વાત અજબ લાગેછે કે જાહાડ આદમીજાદને જણમ આપે. એ શખુન અકલ પસંદ નથી, વાસતે એ બહરેમન એ વાત ઘણી શખતછે તેથી અગર તુંને એ માલમ હોયતો મને કેહે ?

બહરેમન જવાબ કેહેવાલાગો કે આસમાંન તથા જમીન તથા બીજી ચીજની કશી નીશાન હતી નહી તેને જે શાહેબે પેદા કીધી તો જાહડમાંથી આદમને પેદા કરે તેની અજાએબ નથી. એક ચીજ જોયાથી અજબ લાગેછે પણ એ તમામ અજાએબ આપણુ આદમીજાદને લાગેછે તે બનાવ બનાવવો તે કુદરતના શાહેબ હકતાલાને કાંઈ મુશકેલ પડતું નથી. જેણે કાંઈ ચીજ હતી નહી તે ચીજને ગેબથી જાહેર કીધી તો એક ચીજમાંથી બીજી ચીજ કરે તેની અજાએબી શુંછે ? વાસતે એ હકતાલાની કુદરતથી બને એ વાત દરૂશતછે. અગર તારી ખાતેરમાં એમ ઉતરેછે કે આપણી તથા આદમની પેદાએશ મીટીથીછે તો તે આદમને તો હકતાલાએ પોતાને હાથે પેદા કરીને તેણેજ પોતાના બેહેશતમાંથી બાહેર કાહડી મેલયો હતો તે તમામ વાતતો દરૂશતછે પણ કોઈને કેહેતાં આવડતું નથી. હું કેહું તે સાંભલકે એ જેહાન એક બુલંદ જાહાડની મીશાલનીછે તેની જડ જમીનછે. તેની શાખ આશમાનછે. બેસુમાર શેતારા એનાં ફુલછે. તમામ બીજી પેદાયશ એનાં પાતરાંછે, તથા આપણે આદમીજાદ તેનાં ફલછૈયે. ઉપર આદમને વાસતે લખયું છેકે આદમને જાહાડમાંથી પેદા કીધો તો તે જાહાડ તે એ જેહાનછે. જે પણ તોખમ જમીનમાં નાંખયે તેજ તોખમ ઉગે. જેવાર આદમનું તોખમ જાહાડથી હોયતો આદમ પોતેબી જાહાડજ હોતે પણ તે જાહાડ તે એ જેહાનનો અનદાજો લીધો.

તેનાં ફલ આદમીજાતછે. આદમીની પેદાએશ એશક મીટીથીજછે એ વાત ઓ જંગી જવાંમરદ દરૂસત કરી જાણજે.

---

## પુછયું કેરશાસપે અને જવાબ દીધો બહરેમને તે હકીકત.

### ( સવાલ નવમો. )

જેહાંપેહેલવાન'કેરશાસપે પુછયું કે એ અકલનાં દરીઆવમાંથી મોતીનાં કાહાડનાર યાને ઘણી અકલનાં રાખનાર ખુદા, પરથમ તમામ ચીજ કરતાં બેહેતર શી ચીજછે? તથા તે ચીજ કેઈ કે તેને જાણી નહી શકયે? આ જેહાનમાં આપણુને ઘણું નજદીક શું છે? તથા ઘણું દુર શું છે! આપણો ઘણો નેક દોસત કોણછે? અને હર એક દરદ કરતાં તનદરોસતી શાસબબે હોયછે? ભલી અકલ તે કેઈછે? જે આદમીની કીરતી ફેલાવેછે ને નામદાર કરેછે? તે અકલની તરફ જવાનો રસતો કીયોછે? કોણનું દેલ હમેશા ગમગીન રેહેછે? પોતાના જીવ સાથે આજારથી નચીંત કોણછે? તે ચીજ કેઈકે તેને હરગેજ મદદગાર હોયજ નહી. તે ચીજ કેઈકે તેનાં દોસત ઘણાં હોય? દુનીઆ દરેમીઆનમાં ઘણું નેક તેશું? તે ચીજ કેઈકે તે જાએ તે ફરીથી આવે નહી? આપણમાં ઘણું કમતર તે શું? તથા તે ગોહર કયુંકે દુનીઆનાં તમામ ગોહરો કરતાં બરતરછે? તે ચીજ કેઈકે લોહોડાં કરતાં ઘણી શખત હોય? આદમીઓમાં ઘણું બદબખત આદમી કોણ? શીહા ચીજ કરતાં ઘણું શીહા તે શું છે? હકતાલાથી બેડર કોણ શખસછે? ભારીમાં ભારી તે કેઈ ચીજછે! જોરાવરમાં જોરાવર કોણછે? રોજી ને અકલને કેહી ચીજ ઘટાડે તથા કેહી ચીજેકરી આદમીજાતને ઘણો ગમ પોંહોંચેછે?

જવાબ દીધો બહરેમને જેહાંપેહેલવાન કેરશાસ્પને કે એ બુજોરગ ખાનદાનનાં જેહાંપેહેલવાન તારી નેક પુરશેશનાં જવાબમાં સાંભલકે અકલમાં મોટી અકલ તે છે કે જેણે કરી અવલ હકતાલાને પીછાણયે એ જે ચીજ પુરી જાણી નહી શકયે તે આપણા હકતાલાની બોજોરગી તથા ખુબીછે. આપણી ઘણું નજદીક આપણું મોતછે. તેથી આપણુને હરગેજ ખલાશી નથી. આપણથી દુર તેછેકે જે ચીજ ગુજરી ગઈ. આ જેહાનમાં બે ચીજ ઘણી નેકછે, તેમાં એક જવાની તથા બીજી તનદરોસતી. જે ચીજ જાયછે તે પાછી આવતી નહી, તે જવાની ગયલી પાછી આવતી નથી. તનને ડર ઘણું ખાંણું બેઅંદાજે ખાધાથી હોયછે ભલો દોસત તેકે પોતાની ખુશ ખશલત અને નેક કેરદાર. કીનાનાં લેનાર દુશમન કર-

તાંમી બદ તે પોતાની બદ ખશલત. પોતાના જીવ સાથે બદીથી નચીંત તે શખસછે કે દુનીઆમાં સરવ કોઈ સાથે શલુક રાખી નેકીથી ચાલે. આદમી ઘણું ગમગીન બે ચીજથી તથા બે આદમીથી હોય તેમાં એક ચીજતો એજે પેદાએશ થોડી અને ખરચ ઘણો હોય. તથા બીજીચીજ એજે હરેક કામમાં ખતા દેખે. બે આદમીઓમાં એકતો નાપાક બદકાર ઓરતનો ખાવંદ તથા બદફેલ અને બુરાં ફરજંદનો બાપ એ જેવો ગમગીન બીજો કોઈ નહી. ઘણી શખાવતનો કરનાર તે શખસને જાંણવોકે જે બખશેશ કરતી વખત કોઈને કેહી નહી જણાવે અને હાજેતમંદ આદમીને માંગવા કરતાં છુપી રીતે અગાઉથીજ આપે. દુનીઆમાં ઘણો નેકનામ તેને કેહયેકે જેનાં ફેલ નેક અને બોલવું રાસત હોય. ઘણો દેલગીર તેને જાણવોકે જેને અદેખાઈ તથા લોભ ઘણો હોય, જે કોઈ શખસ બીજા આદમીની નેકી તથા સારૂં દેખીને અદેખો પડે તે શખસ ગોયા પોતાને હાથે વગર આતશમાં બલીને મરેછે અને ઘણો તવંગર તેછેકે જેકાંઈવખત ઉપર મલી આવે તે ઉપર શબર કરે. ઘણો બોજરગ તેછે કે પોતાનાં બાપદાદાનાં નામને બોજરગીથી બોલાવીને પોતે એવાં કામ કરે કે તમામ જેહાન તેની ખુબી બોલે. ઘણો જોરાવર તે શખસછે, કે જેવારે ઘણો ગોસો તથા જહનુન આવે તેવારે ધયાણ પોંહોંચાડીને બરદાસત કરી જાય— તથા જેહાનનાં દરમયાનમાં ત્રણ ચીજને ઘટાડેછે તેમાં પરથમ એક શરમ આદમીનાં માલ મતાને ઘટાડેછે. બીજી મગરૂરી રોજીને ઘટાડેછે અને તીજી આલશાઈ અકલને ઘટાડેછે. શીહામાં શીહા તે છે કે જે શખસ પોતાની દીન ઉપર એતબાર લાવે નહી અને પોતાની દીનની મશખરી કરે તથા પાક યજદાનાં સુકરાનાં નહી બજાલાવે તે શખસનાં દેલ જેવું બીજું શીહા કાંઈ નથી. લોહોડાં ને પથર કરતાંબી ઘણું શખત તે બેશરમ અને બખીલ આદમીનું દેલછે. તમામ ગોહરોમાં ઘણું બેકીમત ગોહર તે રોશન અકલછે કે જેમ તેને તું ચલાવા માંગે તાંહાં અકલ ચાલી શકે જો પોતાને બેહેશતમાં લેઈજવા ચાહયે તો અકલનું ગોહર બરતરછે. અગરજો અકલ જીઆદે હોયતો એવાં કાંમ કરયે કે એ જેહાંનમાં નેકનામી રેહ તથા પેલી જેહાનમાં બેહેશત પામીયે. હકતાલાનાં ડરથી નચીંત તે શખસ હોય કે જેવારે આ જેહાંનથી પોતાનો અશબાબ ઉઠાવે યાને એ જેહાનથી ગુજરે તેવારે તેને કાંઈ ગુનાહ કીધો નહી હોય તે મરદ બેડર છે. બદ તથા ગુમરાહ શખસ તેનેજાણવોકે જે શખસ પોતાનાં પેટને વાસતે ફકીરી લેબાશ પેહેડીને રાતદન લાલચ રાખે પણ તેનો બદલો બે જેહાનમાં ગમગીની વગર બીજો જોય નહી.

એ જેહાંપેહેલવાન કેરશાસપ જેકાંઈ મને ખબર હતી તે મેં તારી નજદીક રાસતીથી બયાન કરી કહયું. હવે જો એ કરતાં તું નામદારમાં બીજી નેકી તથા ખુબી હોયતો પાક યજદાંથી ડરીને હર એક વાતે દુનીઆમાં નેકકામ કરતો રેહેજે. મને તારા ચેહેરાથી માલુમ પડેછેકે તું પોતે જાતે દાંનાવ તથા ઘણો અકલમંદછે. બીજા બહરેમન બાજે નશીહતનાં કરનાર દાંનાવછે તેકરતાંબી તું એહીશાબ દાનાવ ને દુરઅંદેશછે.

---

## જંગી કેરશાસપ બહરેમનનાં ચરને પડી આગલ ચાલ્યો રાહમાં તેણે બીજી ઘણીક અજાએબ ચીજો દીઠી તે તથા એક જંજીરાનો એહેવાલ.

બુઢા બરેહમને જે વરણુન કહી સંભલાવયું તે સાંભલી પેહલવાંન કેરશાસપે તે ઉપર ઘણીક આફ્રીન કીધી. પછે પોતે આજેજીથી કેહેવા લાગોકે એ દાંનાવ બહરેમન તારી દાંનાઈ ભરેલી નશીહત સાંભલ્યાથી મારી અકલ રોશન થઈ અને જે અકલ મારામાં હતી, તેથી જીઆદે અકલ હું તુંથી શીખયો પણ તુંથી એક ઉમેદ રાખુંછુ કે જેવારે તું પોતાની પાક અકલ સાથે પોતાનાં શરને હકતાલાની બંદગીમાં ખાક ઉપર મેલે તેવારે તું મારે વાસતે માંગજે કે મારો જેકાંઈ ગુનાહ હોય તે પાક યજદાં મને માફ કરે. આગલ રાહ ઘણી શખતછે તેમાં મને હકતાલા મદદગાર થઈને શેતાબ મને મારા વતન જાબુલસ્તાનમાં પોહોંચાડે. એટલું કહીને નામદાર કેરશાસ્પે પોતાનાં બેહુ દીદામાંથી પાંણીનાં કતરા વરશાવયા અને બુઢા બરેહમનનાં કદમને બોશા દેઇ તાંહાંથી આગલ ચાલ્યો. અને પોતાનાં લશકરની તરફ કીશતી ઉપર આવયો. જેહાંપેહેલવાંનની કીશતી ઉપર એક નાખોદા હતો તે નાખોદા દરીઆવ તથા જંજીરાઓની રાહમાં ઘણો ખબરદાર હતો. તે તમાંમ દરીઆવની ખબર રાખતો હતો જે ફલાણા દરીઆવમાં ફલાંણી ચીજછે અને ફલાણા જંજીરામાં ફલાણુંછે. તે બાજે શેતારાઓની ચાલબી જાંણુતો હતો. જે જગો દરીઆવમાં પાંણીની અજમાએશ કરવી પડતી તે જગોની હવાની તે પોતે ખુશબો લેઈને કેહેતો કે એ જગોએ પાંણી કમછે યા જીઆદાછે. જેવારે દરીઆવમાં તોફાંન થતું તેવારે તે નાખોદા પાસે એક જામ હતી તે જામ પાંણીએ ભરતો અને આરશીમાંથી જેમ તમાંમ તન તથા ચેહેરો નજર આવે તે મીશાલ તે જામમાંથી જેકાંઈ બનવાનું હોય તે પેલા નાખોદાને નજર આવતું

તેવાર તે બીજા લોકોને ખબર કરતો કે ફલાણા બનાવ બનશે. એવા હોશીઆર નાખોદાને માહરાજા મેહેરાજે બોલાવીને જેહાંપેહેલવાન કેરશાસપને હવાલે કીધો અને કહેઉંકે એ નાખોદા તમામ હીંદુસ્તાનના સાગર માહસાગર તથા જંજીરામાં ફરયોછે. માહરાજા મેહેરાજ તથા જેહાંપેહેલવાન લશકર સાથે આગલ ચાલ્યા તો રાહમાં એક જંજીરો ઘણીએક ખુશ હવાભરેલો હતો તાંહાં જઈ પોંહોંચ્યા તેનું તમામ જંગલ મેવાએ ભરેલું હતું. તાંહાં મીઠાં પાણીનાં ચશમા હતા તે આશપાસ ઘણીએક જાતનાં ખુશબોદાર ફુલનાં જાહાડ હતાં. તે જંજીરાની જમીન એવીતો ખુશી ભરેલી હતીકે અગરજો તમામ જેહાનનો ગમખાર આદમ તે જગો જાય તો તેજ વખત તેનું તમામ દેલ ખુશી ભરેલું થાય તાંહાં વરશાદે કરી હવા સખી લોકોનાં હાથની મીશાલ હતી. જંજીરામાં હરતરફથી રાંમશગરોનાં, તંમબોરાનાં તથા શાકી લોકોનાં આવાજ આવતા હતા. પણ કોઈ રાંમશગર તથા શાકી તે જગો નજર આવતું નહી!— જાણે ગોયા તે જંગલ પરીજીનની મીજલેશ હોય એવી તલેસમાતી હતી કે કોઈને તે રંગરાગ નજર આવતો નહી હતો. તે મીશાલ તે જગોનાં લોકોબી કોઈને નજર નહી આવતાં હતાં. તાંહાં હર વખત પોકાર ઘણો ઉઠતો કે "અએ શાકી લોકો શરાબનાં દોર શેતાબ ફેરવો"—એ રવેશનાં પોકાર સાંભલીને જેહાંપેહેલવાનનાં દેલમાં અજબ લાગું. તે ઘણોએક ઘભરાઈ ગયો. પોતે હરજગો ફરતો અને કાન કરતો હતો જે એ આવાજ કાંહાંથી આવેછે? પણ કોઈ આદમી તથા મોરગ તથા પરી તથા દેવ કાંઈ તે જગો નજર આવયું નહી. તે રામશગરો તથા વજનતરના આવાજ કમ નહી થતા હતા. તે તમાશો જોઈને જેહાંપેહેલવાન કેરશાસપ ઘણો અજબ રહીને પેલા નાખોદાને પુછવાલાગોકે એ અજાએબ ભેદ શુછે? તેવારે તે બુઢો નાખોદા કેહેવા લાગોકે રોજે અવલથી તે આજલગી એ ભેદ કોઈને માલમ નથી પડયો. તેવાર પછે તે શીહા રાતને વખત તે જંગલમાં દુરથી એક રોશન ચેરાગની રોશની મીશાલની રોશની નજર આવી! તે રોશનીને વાસતે જેહાંપેહેલવાને ફરીથી પેલા નાખોદાને પુછયું. તેવારે તે નાખોદાએ જવાબ દીધોકે એ જગો દરીઆવમાં એક ગાવ ઘણી મસત રેહેછે. તે ગાવ રાતને વખત દરીઆવમાંથી બાહેર નીકલેછે અને એક ગોહર રોશન ચેરાગની મીશાલનું પોતાનાં મોહેડાંમાંથી જંગલમાં જમીન ઉપર મેલેછે તે ગોહરની રોશનીએ કરી તમામ જંગલમાં તે ગાવ ચારો કરેછે યાને ખોરાક ખાયછે. જેવારે બામદાદનો વખત થાયછે તેવારે શેતાબ તે ગોહર પાછું પોતાનાં મોહમાં લેઈને દરીઆવમાં જઈ પડેછે. જેવારે

કોઈ વખત શેર તથા ચીતા અથવા કોઈ શેકારી આદમી કમીગાહ કરીને તે ગાવ તરફ જાયછે તેવારે તે શેકારી આદમી તથા ફાડીખાનારાં જનાવરની બો તરણ તીર વાર દુરથી એ ગાવનાં મજખમાં પોંહોંચેછે તેથી શેતાબ દોડતી જઈને દરીઆવમાં પડેછે. એ અજાએબી સાંભલીને કેરશાસ્પ ઘણોજ અજબ રહ્યો. તે જગો એક રાત રહીને જેહાંપેહેલવાન બામદાદને વખત લશકર સાથે કીનારાની રાહે ખુશકીમાં આગલ ચાલ્યો તાંહાં એક જંજીરો ઘણોક ચમતકાર ભરેલો હતો તાંહાં તે જંગી જઈ પોંહોંચ્યો. તે જંજીરાની પાસે એક દરીઆવ હતો, તેમાંથી બેસુમાર અમબર તે જગો પડેલું તથા તેની પાશે એક જંજીરો દીઠો, તેની આશપાશ માહરાજા મેહેરાજ તથા જેહાંપેહેલવાન તમામ લશકર સાથે ફર્યા. તે જંજીરાની જગોનું ઘાસ જેહેરી દીઠું યાને તે ઘાસ એવું જે કોઈ પણ તે ખાય તો જેહેર લાગે. પણ તાંહાંજ બીજી તરફનું ઘાસ તે એવું કે જો તે ઝેરી ઘાસ ઉપર તે ખાય તો શેતાબ જેહેર ઉતરી જાય! તે જગોએ કેરબાની પેદાએશ બેસુમાર હતી, પણ તે જગો એક અજાએબ જેવી હતી કે પથરોમાંથી ભાંત ભાંતનાં ફુલ ખીલેલાં અને તેની ખુશબો બે ફરશહંગ લગી જતી. તે પથરમાંથી તરેહવાર મેવો નીકલેલો, તે મેવો તમાંમ લશકરે ખાધો પછે તેની નજદીક એક જંગલ વાંસ, ઝાહાડ તથા પાંણીએ ભરેલું દીઠું તે પાંણી જે કોઈ પીતું તેને જલદ શરાબ પીએ ને કેફી થાય તે મીશાલની કેફ ચઢતી હતી. બલકે બેઅખતીઆર થઈને જમીન ઉપર પડતાં તે કંઈક વારે પાછા પોતાની હોશમાં આવતાં હતાં. તે જગો એક એવી જાતનું ઘાસ હતું કે તે ઘાસને જે કોઈ હાથ લગાડે તો તે શખસને તેજ વખત બેશુમાર હુંઘ આવતી! તેથી તે કેફી આદમીની મીશાલ જમીન ઉપર લેટી જતો હતો. જેવારે તે ઘાસને પકડનારો શખસ તેને હાથમાંથી નાખી દેતો તેવારે તેજ વખત હોશીઆર થતો તથા એક બીજું ઘાંસ શફેદ રંગનું જેનાં ફુલ લાલાનાં ફુલ કરતાંબી શોરખ રંગનાં હતાં. તે ઘાંસ બાંમદાદથી તે આફતાબ ગરક થતો તાંહાં લગી શીહા ધુવાંનાં રંગની મીશાલ નજર આવતું હતું. તેજ ઘાસ શીહા રાતને વખત રોશન ચેરાગની મીશાલ નજર આવતું! તાંહાં એક બીજી જાતનું ઘાંસ એવું હતું કે જે મીશાલે ચમકનો પથર લોહોડાંને ખેંચી લે તે મીશાલ તે ઘાંસ શુનાંને પોતાંની તરફ ખેંચી લેતું હતું! તાંહાં તે જગો ઘણાંક પથર પડેલા હતા, તે પથરને જે કોઈ હાથમાં પકડતો તે શખસ તેજ વખત બુઢા આદમીની મીશાલ વાંકો થઈ જતો હતો અને જેવારે તે પથરને હાથમાંથી નાખી દેતો તેવારે તે પાછો સીધો થતો હતો. તાંહાં એવી તરાંહનાં ફુલ હતાં કે જે કોઈ તે ફુલની ખુશબો લેતું તે ભંગી

આદમીની મીશાલ બેઅખતીઆર હશયા કરતું હતું. તાંહાંજ એક બીજી જાતનાં ફુલ એવાં હતાં કે જે કોઈ તેને શુંગતું તે વગર હાય અફશોશે માહેતમ કરી જારબેજાર રડતો હતો! એ વગેરે બીજી તરાંહનાં એટલાંતો અજાએબ જેવાં ફુલ હતાં કે તેની તારીફ થઈ શકે નહી. જે કોઈને ખાએશ થઈ તે શખસોએ તેમાંનાં કેટલાંક ફુલ પોતાની પાસે મુશાફરીની અજાએબી તરીકે લેઈ રાખયાં—તાંહાંથી આગલ ચાલતાં કેટલાક ટેકડા અમબરના દીઠા. તે અમબરનો એક એક ટુકડો હાથી બરાબરનો હતો. વજંનમાં એક એક કટકો એકશો મણુને અનદાજે હતો! તે તમાંમ અમબર માહરાજા મેહેરાજે જંગી કેરશાસપને બખશયું. માહરાજા કેહેવાલાગો કે એ મીશાલનું અમબર જેહાનમાં કોઈ જગોએ પણ પેદા થતું નથી. મગર મારા દેલમાં એકીન છેકે એવી અજાએબ ને નાદેર ચીજો જે આપણાં હાથમાં આવેછે તે પાદશાહ જોહાક તથા તારા બખતનાં જહલકાટથી મલેછે. તેવાર પછે તે જગો એક ચશમો દીઠો, તે ચશમાંથી દશ કદમ દુર એક શુરાખ હતું; જે કોઈ અંદર ઉતરીને ડુબડી મારતો તે શખસ વાદળની તે અશમાંની મીશાલ શેતાબ હવા ઉપર ઉડી જતો હતો તે કેટલીક શાઅત પછે ઉપરથી જેમ ધુંઈ આવે તે મીશાલ આવીને પેલાં શુરાખમાં જતો. તે શખસને હવા ઉપરથી નીચે આવતી વખત તેનાં તન ઉપરથી પાણીનાં કતરા વરશાદની મીશાલ જમીન ઉપર પડતા પણ કોઈને ખબર નહી હતી જે એ પાણી કાંહાંથી આવેછે? તે પાણી જે કોઈ પીતો તે શખસ હરગેજ ધરાતો નહી! માહરાજા ને જેહાંપેહેલવાન પોતાના રસાલાને લશકર સાથે તે જગોથી ખુશી સાથે આગલ ચાલ્યા પછે શરંજ શેહેરની તરફ એક જંજીરામાં જઈ પોંહોંચયા. તે જંજીરો ઘણોજ ખુશીભરેલો, ઉંચો તથા પોહોલઇમાં બહશો ફરશહંગ કરતાંબી જીઆદે હતો. તે શરંજ શેહેરમાં એક પાદશાહ ઘણાંક લશકર સાથે દબદબા ભરેલો હતો. જેવારે તે પાદશાહને માહરાજા મેહેરાજ તથા જેહાંપેહેલવાંનનાં આવ્યાની ખબર થઈ તેથી શેતાબ ઘાસ કાઠી તથા સરવે શામાન જે કાંઈ પાદશાહોને લાયક ઘટે તે મોકલીને પોતે લશકર સાથે તેઓને એશતેકબાલ ગયો અને પોતાનાં શેહેરમાં માહરાજા મેહેરાજ તથા જેહાંપેહેલવાનને લાવી તમામ લશકર સાથે એક હફતા લગી જીઆફત આપીને મેહેમાંન દાખલ રાખયા. તે પાદશાહ પોતે રાતદન ફરમાબરદારીની કમર બાંધીને તેઓની ખેદમતમાં ઉભો રેહેતો હતો. તે પાદશાહ હરરોજ મીજલશમાં એટલોતો ખજાનો ખરચ કરતો હતોકે તે ખરચ જોઈને માહરાજા મેહેરાજ તથા જેહાંપેહેલવાન

ઘણુા અજબ રેહેતા હતા. જેવારે હફતો તમામ થયો તેવારે ઘણીએક નાદેર ચીજો તથા બેસુમાર ખજાંનો માહરાજાને તથા જેહાંપેહેલવાનને તેણે નજર કીધો, વલી ઘણે.ક ખજાનો લશકરને પણ બખશયો તેણે કરી તમામ લશકર ખુશ ખુશ થઈ ગયું. તે ખજાનાએ કરી કીસતી એવી ભારી થઈકે તેને ઉઠાવવાની તાકાદ દરીઆવનેબી રેહી નહી! તેમાં કપુર, અગર, અમબર, કશતુરી, અશરફી, ઈઆકુત, પાદશાહી લાએકનાં મોતી, જવાહેર, એક તાજ કેરબાનુ, એક તખત ફીરોજાનું, જરી બીછાંણાં, પરવાલાંની કુરશી, બખતર, તલવાર, છુટભાલડી અને એ વગરે તમામ હથીઆરો ગોહરનાં જડાવ સાથનાં તથા બીજી ઘણીક ચીજ ભાંતભાંતની તથા ઘણાંએક ઘોડા તેજ પવનની મીશાલ ચાલનારા તથા કેટલાક ગોલામો ખુબસુરત જરી કમરબંધ સાથના તથા પરીની મીશાલ નાજ તથા નખરાં ભરેલી કેટલીક બાંડી વગરે ઘણોક શાંમન લાવીને માહરાજા તથા જંગીને નજર કીધો. તે શાંમનની તફશીલ અગરજો બયાન કરી કહયેતો એક જુદું નામું ભરાય! માહરાજાને જેહાંપેહેલવાન પોતાના લશકર સહીત તે જગોથી ઘણીક ખુશીસાથે આગલ ચાલ્યા. ચાલતાં એક જંજીરામાં જઈ પોંતોંચ્યા તે જંજીરાનું નાંમ એરમંદ કરીને હતુ. પણ જાણે તે જગો ગોયા રોશન બેહેસત હતું. તેની હરતરફ પાહાડ તથા જંગલ હતું. તે જંગલમાંનાં જાહાડો ઉપર બેસુમાર અજદાઓ લપેટાઈ ગયલા હતા. તે જગોની જમીન તમાંમ કપુરે કરી ભરેલી હતી. જેવારે આફતાબ નીકલતો તેવારે તેની શફેદીએ કરી ગોયા જમીન ઉપર શફેદ ચાદર બીછાવેલી હોય તે મીશાલ તે સરજમીન નજર આવતી હતી તાંહાં જમીન ઉપરબી પેચદાર શાંપ રશીની મીશાલ હરતરફ ફરતા હતા. હરએક જગો કપુરનાં ટેકડા એકઠા થયલા હતા તેઉપર ઘણાંક અજાએબ જાનવરો બેસીને ખુશ આવાજ કરતાં હતાં. તે જાનવરોને વાસતે પેલો નાખોદા એમ કરી કેહેવાલાગોકે જેવારે તે જાનવરો પોતાનાં કોઠામાં બેડાં મેલતાં, તે બેડાંમાંથી જાહાંલગી બચાં નહી નીકલતાં તાંહાંલગી હરરોજ પેલા અજદામાંથી ઘણાંક શાંપ આવીને ચાહતાકે તેનાં કોઠામાંથી બેડાં લેઈજાય તેવારે તે બેડાં શેતાબ કોઠામાંથી ઉડીને તે શાંપનાં શર ઉપર જોરથી જઈ પડતાં તેથી તે શાંપ આજેજ થઈને નાહસતા હતા. જેવારે બેડાંની મુદત તમાંમ થતી તેવારે તે જાનવરો બેડાંમાંથી બચાં કાહાડતાં અને તે બેડાંનાં કોટલાંને પોતાનાં કોઠામાં ખાડો કરીને તેમાં રાખતાં, સબબકે પેલા શાંપ તે માલામાં બચાંને મારવા આવેતો પેલાં બેડાં જોતાંજકે તેની દેહેશતે કરી પોતાનો જીવ લેઈ નાહસે. એ રીતે તે બચાંઓ જીઆન પોંહોંચી

શકતો નહી ને ઉધરી મોટાં થાયછે. એ મીશાલની અજાએબ વાત સાંભ-લીને જેહાંપેહેલવાંન અજબ રેહયો એવામાં તે જગોની નજદીક એક શીહા પાહાડ નજર આવ્યો તે પાહાડનું શર ઊંચાઇમાં ઘણું હતું. તે પા-હાડની ઉપર એક બુલંદ જાહાડ ઘણું ઊંચું હતું. તે જાહાડ પોહોલા-ઈમાં ચેઆલીશ ફ્રરશંગ લગે હતું! તે જાહાડનાં શર ઉપર એક હેવાંન શનદલ તથા અગરનાં લાકડાંનું બનાવેલું હતું. તે જાહાડને વાસતે પેહે-લવાન કેરશાસપે પેલા નાખોદાને પુછયુંકે એ જાહાડ ઉપર એ મીશાલનું એ હેવાંન કોણનુંછે અને એવી બોલંદ જગો ઉપર કોણની બેઠકછે? તેવારે નાખોદાએ જવાબ દીધોકે એ જગો "શીમોરગ" જાનવરનીછે. શીમોરગ બીજાં જાનવરો ઉપર પોતાને પાદશાહ કેહેવાડેછે, તેથી એ જગો જેકાંઈ બીજાં જાનવરોછે તે એ શીમોરગનાં ડરથી એક એક સાથે લડતાં નથી. એ શીમોરગની ખાશીઅત એછેકે પાહાડ ઉપર અજદાહને જોય અથવા બીજાં જાનવરોને જોય તેવારે શતાબ ઉડી જાઈને તે જીઆંગાર જાનવરને પોતાનાં નખે તથા ચાંચે કરી ફાડી નાંખેછે! બીજું એકે એ શીમોરગ જે-વાર જંગલમાં કોઈને રાહ ભુલેલો જોય અને જાણેકે એ શખસ પાસે કાંઈ ખાધાનું હાજર નથી; તેવારે શેતાબ એ જાનવર ઉડી જઈને બીજાં જંગલમાંથી હરએક મેવો લાવીને તે શખસની નજદીક મેલેછે!! જેવારે તે આદમી મેવો ખાઈને ધરાયછે તેવાર પછે તેને પોતાની ચુગાલમાં પકડી એ શીમોરગ ઉડેછે, તે હરએક જગો આદમીની આબાદી હોયછે તાંહાં લેઈ જઈ આસતે રહી તેને જમીન ઉપર મેલીને પોતે પાછું આવી પો-તાનાં એ હેવાંનમાં બેસેછે, જેવારે તે શખસ પોતાને ઠેકાણે જઇને કરાર પકડે તેવારે એ જાનવર ઘણું ખુશી થાયછે. એ શીમોરગ જાનવરમાં એવી નેક ખશલતછે. એવી વાત પેલો નાખોદા કરતો હતો તેવામાં તે શી-મોરગ નજર આવ્યું તેનાં પરનાં તરેહવાર રંગે કરી આશમાંનબી નકશી-દાર બીછાણાંની મીશાલ નજર આવવા લાગો. તે જાનવરના ઉડવાથી જાણે તે પાહાડ લાલાનાં ફુલથી ભરેલો હોય એવો દેખાવા લાગો! તેની પાં-ખની હવાએકરી દરીઆવની ખુશ મોજબી તેની બરોબરી નહી કરતી કે જાણે તેવી મોજ દરીઆવમાંબી નહી હોય! તેનાં પોકારેકરી જંગલમાંથી જાનવરો નાહસતાં હતાં. જેવારે તે શીમોરગ નજદીક આવી પોંહોંચ્યું તેવાર શરવ કોઈ જોયશું કે એક ભારી મગરમછ તેને પોતાની ચાંચમાં પા-કડેલું તથા એક અજદાહ ચેઆલીશ વામ કરતાંબી લાંબો તેને પોતાની ચુગાલમાં પકડેલો! તે આસતેઆસતે શેહેલ કરતું આવી પોતાની જગા-ઉપર બેઠું અને શર ફેરવીને ચોતરફ નેગાહ કરવા લાગું. એ તરેહની

તમાંમ અજાએબ ચીજો જોઈને જેહાંપેહેલવાન કેરશાસપ હકતાલાની બંદગીમાં ઉભો રહી કેહેવા લાગો કે એ જહાનના પેદા કરનાર શાહેબ, તમામ અજાએબ ચીજોનો પેદા કરનાર તુંજછે. તમામ છુપા ભેદનો જાંણનાર પણ તુંજછે—એ સાત આશમાંનબી તેં તારી કુદરતે બનાવ્યાંછે. અને ચાલબી તેંજ આપીછે અને જમીનને પાણી ઉપર સ્થીર પણ તેંજ કીધીછે. જેહાનની તમામ પેદાએશને તેં ચાર ગોહરથી બનાવી તેમાં પેહેલી ખાક, બીજો પવન, ત્રીજું પાણી તથા ચોથો આતશ. એ ચાર ચીજમાંથીજ ભાંત ભાંતની હજારો કરામત પણ તેંજ પેદા કીધીછે. હરએક આદમીનાં ચેહેરા જુદીજુદી શીકલના તેંજ સમાર્યાછે. બલકે જેકાંઈ તેં ચાહ્યું તે કીધું અને ફરી પણ તું જે કઈ ચાહશે તે કરશે. તારી રાસ્ત રાહ તથા તારી અવલ પેદાએશ કરવાની હકીકત તું વગર કોઈ બીજો જાણતો નથી. મીટીનાં કાલબુદમાં જીવબી તું મેલેછે. અને હરણનાં પેટમાં શીહા લોહીને ખુશબોદાર કશતુરી પણ તુંજ કરેછે. તેં જેકાંઈ કીધુંછે તેની શરૂઆત કોઈને માલુમ પડતી નથી. પણ જેકોઈએ તારી તરફ નેગાહ નહી કીધી યાને તારી ફરમાંબરદારીથી શર ફેરવ્યું તે શખસ બે જેહાંનમાં ખોહારછે. જેકોઈ તારા ભેદથી વાકેફ નહી થયો અને તારા શોકરાંનાં બજા નહી લાવ્યો તે શખસ દેલનો આંધલોછે. એ શીમોરગ જાનવર જે ભારી પાહાડની મીશાલનુંછે તેને શેતાબ પવનની મીશાલ ઉડવાનું કઉવત તું આપેછેકે તેનાં પરનાં વાએ કરી દરીઆવબી આજેજ થવા ચાહે ! એ રવેશની બેહક તેંજ એને ઊંચી આપીછે. એ જાનવરનાં પર એકશો રંગનાં બનાવ્યાંછે ! એવી અજીબ કુદરત તું રાખેછે. એ રવેશે જેહાંપેહેલવાન કેરશાસપે બંદગી કરી પોતાનું શર ખાકમાં ધરી હકતાલાની દરગાહમાં ઘણીએક આજેજી કરી પોતાનાં ગુનાંહથી તોબાહ કરી ગુનાહ બખશાવવું માંગતો હતો. જેવારે જેહાંપેહેલવાન કેરશાસ્પ બંદગીથી ફારેગ થયો તેવારે તેણે લશકરને હોકમ કીધો કે જેઓથી લેવાય એટલું અગર તથા કપુર લે તે હોકમ સાંભલીને જેથી જેટલું લેવાયું તેટલું તે લીધું અને તે જગોથી બીજા જંજીરા તરફ આગલ ચાલ્યા.

---

## બીજા જંજીરાની હકીકત.

આગલ ચાલતાં એક જંજીરો ઘણીએક ખુશ હવાથી ભરેલો હતો તેની નજદીક જઈ પોંહોંચયા. તે જગોનાં જાહાડો તથા ફુલની તારીફ આદમીજાદથી હરગેજ થઈ શકે નહી. તે જંજીરા સીવાએ કોઈ બીજા જંજી

રાની તારીફ આદમીઓનાં મોહમાં નહી હતી. તે જંજીરાને વાસતે પેલો નાખોદા જેહાંપેહેલવાન કેરશાસપને કેહેવા લાગો કે જે કોઈ શખસ એક વરશ લગી એ જગોની આબોહવામાં રેહે તો તે મરદ હરગેજ બીમારબી નહી થાય અને બુઢોબી નહી થાય. અગરજો તે મરદ ઉપર હીમ પડે ઈઆ ગરમીથી તેને લુ લાગે તોબી તેને કશું નુકશાંન નહી પોંહોંચે ! જેહાં પેહેલવાને તે જગો ખુશ રંગના તથા ખુશ શરોદનાં લલકારનારાં મુરગો દીઠાં. તેવારે જેહાંપેહેલવાને કમાનનો ચીલલો ખેંચીને ખદંગી તીરે કરી ટલાક મુરગો મારયાં તેવારે નાખોદા કેહેવાલાગો કે એ નામદાર એકે મોરગને હરગેજ મારતો નાં. હવે એથી હાથ ઉઠાવ. શાવાસતે કે એ જ-ગોથી આગલ ચાલતાં એક દરીઆવ ઘણો ઊંડો આવેછે તેની રાહ કોઈ નાખોદા લોકોને માલુમ નથી. જેવારે તે દરીઆવની નજદીક જે કોઈની કીશતી જાયછે તેવારે એ જાનવરોમાંથી કેટલાંક જાનવરો ઉડીને તે કીશ-તીની આગલ પોકાર કરતાં ચાલેછે; તેનાં આવાજ ઉપર તે લોકો કીસતી ચલાવેછે. વાસતે આપણી ફેકર મને લાગેછે કે તું તો બેદેહેસત એ જાન-વરોને મારેછે અને આપણુનેતો તે ઊંડા દરીઆવમાંથી આગળ જવુંછે. વા-સતે તે જગો આપણુને રસતો કોણ દેખાડશે ? આપણી કીસતી તે જગો ગરક થશે. એ શખુન સાંભલીને જેહાંપેહેલવાન દેલમાં અનદેશો કર-વાલાગો અને તે જાનવરો મારેયાથી ઘણોક પશેમાંન થઈને પછે તે જાન-વરોમાંથી કેટલાંક જાનવરને જીવતાં પકડીને પોતાની કીસતીમાં માહવ-જતથી રાખયાં કે મબાદા તે દરીઆવમાં વખત ઉપર તે જાનવર હાજેર નહી થાય તો એ જાનવરની મદદે કરી આપણે શલામત નીકલી જઈયે પછે તાંહાંથી એ જાનવરને ઉડાવી મેલશું તેથી આપણુને રસતો દેખાડશે એવો અંદેશો કરીને તે જાનવરોને સાથે લીધાં. આગલ ચાલતાં એક જંજીરા-માં જઈ પોંહોંચયા. તે જંજીરામાં રૂપાંની ખાણ હતી તાંહાં ઘણાંક મે-વાનાં જાહાડો તથા ભાંત ભાંતનાં ફુલો હતાં. તે જગોની જડી બુટી તરે-હવાર હતી—તે ફુલ તથા મેવા એક લાખ તરેહ કરતાંબી જીઆદે હતા. તે જંગલમાં બેસુમાર કેશર પાકતી હતી. તેથી જાણે તે જગોનાં જંગલમાં ખાલેશ સુનાનું બીછાણું બીછાવેલું હોય એમ દીસતું હતું તથા તે જંગલમાં એક જાહાડ હતું તે જાહાડની ખાશીઅત એ હતીકે જેવારે પુરવની તર-ફથી આફતાબ નીકલતો તેવારે તેને જોઈને તે જાહાડનાં ફુલ શેતાબ ખી-લતાં હતાં અને જે તરફ આફતાબ ફરતો તે તરફ તે ફુલબી આફતાબની મીશાલ મોંહ રાખીને ફરતાં હતાં ! જેવારે આફતાબ ઉતર દશાએ ઉતરી જતો તેવારે તે ફુલનું જાહાડ બીમાર આદમી ધુંજે તે મીશાલ ધુંજતું હતું

અને જેમ એક દોસત પોતાની મેહેબુબથી જુદો પડે તેથી તે આખમાંથી આંજુ વરશાવે તે મીશાલે તે જાહાડનાં ફુલમાંથી ગોયા પાંણી વરશતું હતું! તાંહાં બીજાં જાહાડો હતાં તેનાં ફલમાંથી કશતુરીની ખુશબોઈ નીકલતી હતી. બાજેમાંથી અમરની ખુશબોઈ નીકલતી હતી. બાજે જાહાડનાં ફુલો હતાં તે આફ્તાબ નીકલતો તેવારથીતે બપોર લગી ખીલેલાં રેહેતાં અને બપોર પછે જેમકે આદમી બોઆબ કરે અને પોતાંની આંખ વીચે તે મીશાલ પાછાં બંધ થઈ જતાં હતાં તેમાંથી પાંણીના કતરા જેમકે આદમી જારી કરે અને આંખમાંથી આંજુ નીકલે તેમીશાલ નીકલતા હતા. એ મીશાલે તે ફુલમાંથી પાણી રાતલગી નીકલતું હતું. જેવારે રાતનો વખત થતો તેવારે તે ફુલ ખરીને જમીન ઉપર પડતાં. બીજાં જાહાડ ઘણાંક મેવાભરેલાં હતાં તે જાહાડને એક વરશમાં બેવાર ફલ આવતાં હતાં. તેમાં એક ફશલનાં ફલમાંથી મધ નીકલતું હતું અને બીજી ફશલનાં ફલમાંથી ખાંડ નીકલતી હતી. એ વગેરે બીજાં ભાંતભાંતનાં ફુલ તથા ફલ હતાં. તે જંગલમાં પરનદાં મોરગને શર ઉપર ગેનડાની મીશાલ એક એક શીગડું હતું! એવી અજાએબી જોઈને જેહાંપેહેલવાન કેરશાસપ અજબ રહીને હીંદુસથાનનાં મુલક ઉપર આફ્રીન કરી કેહેવાલાગો કે જેહાંનનાં દરમેઆનમાં જે કાંઈ નાદેર ચીજછે તે પાક યજદાંએ હીંદુસ્તાનના લોકોને બખશીછે. એ હીંદુ લોકોનાં મોહોડાં તથા સુરત જોવામાં શીહા દોજખની મીશાલનાંછે પણ એ લોકોનું વતન જોવામાંતો રોશન બેહેશતની મીશાલ ખુશી ભરેલુંછે. એવી અજાએબ ચીજો તથા એવી ખુશ હવા બીજા મોલકમાં નથી. હું તમામ હીંદુસ્તાન ફરી વલયોછું પણ એ અઈયામમાં કોઈને મેં બીમાર તથા શોસતી ભરેલો તથા આજારભરેલો જોયો નથી! અગરજે બાજે લોકોને વરસ પોંહોંચયાંછે તેના સબબે બુઢા થયલાછે, પણ તે લોકોનાં તન ઉપરબી શીહા બાલ જોવુંછું. તેજી તથા તુંદીમાં જવાન મરદની મીશાલના દલેર નજર આવેછે. એમ કરતાં તે જગો બે હફ્તા લગી રહીને તમામ અજાએબ ચીજો જોઈ માહરાજા ને જેહાંપેહેલવાન પોતાના તમામ લશકર સાથ આગલ ચાલયા.

---

## ત્રીજા જંજીરાની હકાએત.

આગલ જતાં એક બીજા જંજીરાની નજદીક તે નામદારો પોંહોંચયા. તાંહાં જોય શું કે તાંહાં તે જંજીરામાં કાંટા તથા કચરા સીવાય કોઈ બીજું દીઠું નહી. તાંહાં હરતરફની જમીન ખારી તથા પાણીબી ખારાં, તે ખારી-

જમીન ઉપર એક તરફ એક બાગ દીઠો તેમાંનાં ફુલ તમામ ખુશબોમાં દેલની મુરાદ તથા જોક વધારે તેવાં હતાં. જાંણે તે બાગ નહી હતો પણ ગોયા બેહેશતની જગા હતી. ગોયા તે જંજીરામાં હકતાલાનાં બેહેશતમાં જે કાંઈ નાદેર ફુલ હતાં તે તમામ ફુલનાં જાહાડ લાવીને તે બાગમાં રોપ્યાં હતાં. તે બાગ દરમયાંન એક ચશમો ખાલેશ પાણીનો જેમાંથી ગોલાબની મીશાલ ખુશબો આવતી હતી, તેને જોઈને માહરાજા મેહેરાજ જેહાંપેહેલવાન કેરશાસપને કેહેવા લાગો કે એ ચશમામાં ઘણું અજાએબ જેવુંછે. એટલું કેહીને તે નામદારે હોકમ કીધો તેથી તે બાગમાંથી ઘણાંક ફુલો તોડી એક ચાદર ઉપર મેલીને તે ચશમા નજદીક ધરયાં તેજ વખત તે ચશમામાંથી એક જોશ ઉઠયો તે જોશમાંથી એકાએક આતશ રોશન થયો ! તે આતશે કરી પેલી ચાદર ઉપરનાં તમામ ફુલ બલી ગયાં અને તે ચાદર શલામત રહી. તે તમાશો જોઈને જેહાંપેહેલવાને ફરીથી પુછયું કે એનો ભેદ કેમ જણાશે ? આપણે એ જગો ફરીહરીને એ વાતની જોશતેજો કરયેતો ઠીક. તેવારે માહરાજા મેહેરાજે કહયું જે એ હકતાલાની કુદરતનો ભેદ આજ લગી કોઈ પામયું નથી, કે એ પાણીમાંથી આતશ શી રવેશે નીકલેછે ? અને તે આતશે કરી કેમ ફુલ બલી જાયછે ને ચાદર નથી બલતી તે શુંછે ! એ ભેદનો જાણનાર પરવરદેગાર સીવાય કોઈ બીજો નથી. આદમીજાદની શી કુદરતકે એવા બારીક નુકતાનો ભેદ જાણે ? પછે તે જગોથી એક પાહડ તરફ ચાલયા તેની નજદીક એક જંજીરો "શંગુને "નામનો હતો. તે પાહડ ઉપર બેસુમાર ચમપેલીનાં ફુલ હતાં. તે જંજીરા આસપાસ શેરદીનું જંગલ હતું તે જગો અનાર, તોરંજ ને નારંજનાં જાહાડો બે સુમાર હતાં. તે અનાર તથા તોરંજ તથા નારંજ એવાંતો મોટાં હતાંકે તેમાંનું એક ફલ ઘણાજ જોરથી ઉઠાવી શખાતું હતું તથા એક એક તોરંજ એવુંતો મોટું હતુંકે બેહાથ સાથે મલતા તેવારે જોરથી તે જમીન ઉપર ગોઠવાતું. તે પાહડ ઉપર એક રાહ તારીક યાને અંધારી તથા તંગ હતી. તે રાહમાં આગલ ચાલતાં એક કોટ સખત પથરનો બાંધેલો હતો. તે કોટ દરમયાંન એક તલાવ ઘણું ભારી હતું. તે તલાવ આશપાસ બુલંદ એહવાંનો તથા આગાશીઓ બનાવેલી હતી. તે એહેવાંનોની પાશે એક ગુમબજ પથરનો હતો તેમજ તેનાં થામબી પથરનાજ હતા. તે ગુમબજનાં દરવાજા અગરનાં લાકડાંનાં બનાવેલા હતા. તેમાં નકશ કોતરીને તેમાં માહીના દાંતના ટુકડા જડેલા હતા તે ગુમબજનો એક એક પથર એવો તો જબરદસ્ત ભારી હતોકે તેનાં ભારે કરી એક કીશતી ગરક થવા ચાહતી હતી તેનાં એક થાંભાને એકસો પેહે-

લવાન એકઠા મલતા તેવારેજ જરા કોરભાર કરતા ! એ મીશાલનો ભારી ગુમબજ જોઈને માહરાજા મેહેરાજ જંગી કેરશાસપને કેહેવા લાગો, કે એ ગુમબજને એક મરદ તથા એક ઓરતે મલીને થોડા દાહડામાં બના વ્યોછે. તે બે જણુ પાહડ ઉપરથી પથર લાવતાં ગયાં અને બાંધતાં ગયાં એમ તે બેજણે મલીને એ ગુમબજ બાંધયોછે. તે બેજણમાં મરદનું નાંમ " મારેન" તથા ઓરતનુ નાંમ "મારનીને" કરી આખાં હીંદુસથાનમાં મશહુર કેહેવાયછે. જેવારે તેઓએ એ જગો બનાવી તેવારે તેને કોઈ બીજું આદમી મદદગાર હતું નહી તેમ એ કામ ઉઠાવી લેવામાં તેઓને કોઈ બીજાં આદમીનું કાંમ પડયું નહી.—એવાત સાંભલીને જંગી કેરશાસપ ઘણો અજબ રહી કેહેવાલાગો કે એ મીશાલનો જોર ને કઉવત મેં આજ સુધી સાંભલ્યું નથી. હવડાં જોઊંછું કે એ ઈમારતનો એક પથર કોઈપણ જોરાવર મરદથી ઉઠાવી શકાય નહી. એવું જોર આપણાંમાં કાંહાંછે? અને આપણેતો આજના એટલાં જોરે કરી આપણને મરદાંને મરદ કરી કેહેવાડયે છીયે. પછે આગલ જતાં તે પાહડ ઉપર ચાલ્યા. તાંહાં બહશો બહરેમનો એક ગોફામાં મીજલેશ કરી બેઠેલા દીઠા. તેઓની નજદીક જઈને જેહાંપેહેલવાંન પુછવાલાગો કે એ બુઢા બહરેમનો એ કોટ તથા એ ગુમબજ ઉપર તમારે આ રવેશ જપતપમાં બેસવાનું શું કાંમછે કે તમો એ વાએજહાન જગો મકાંન કરી બેઠાછે? તેવારે તે બહરેમનોમાંથી એક બુઢો જવાબ કેહેવાલાગો કે એ નેકબખત પેહેલવાન એ મકાન હમારી ભગતી બંદગી કરવાની જગોછે,એ ઉપર રહીને હમો સરવે કોઈ પાક યજદાંની પરશતેશ કરયે છીએ આ એકાંત ને આદમજાતથી દુર વેરાન જગોમાં તે યજદાનની બંદગીમાં ધ્યાણ લગાડવાથીજ ચાહી રીઆજત થાયછે. આ જગા ઉપર તે ખુદાવંદની ખાલેશ ખુદરત સીવાય બીજી કાંઈપણ બદી કે લાલચના દેખાવ નથી કે તે નજરે પડવાથી બીજી તરફ ધ્યાન રોકાય અથવા તો કોઈ જાતની સંસારી ગરબર સરબર નથી કે બંદગીમાં ધયાન લાગવાથી બે ધ્યાન થઈયે ? તેની પરશતેશને વખત એ જગો કોઈ બીજાં આદમીની વસતી નથી. વલી એ જગોની તારીફ એછેકે અગરજો કોઈએક શખસ કોઈસાથે ગેરઈનસાફથી લડાઈકરે અને તેનો કજીઓ ઈનશાફની રાહે કોઈ ચુકવી નહી શકે તો તે બે દાવાદાર એ જગો આવી એ ગુમબજમાં બેસીને હયાં બાગેબુલંદ આવાજે કરી પોતાની હકીકત જાહેર કરે તો જેકોઈ જુઠાને ગેરવાજબી હોય તેને શેતાબ તાપ આપે ને તેજ શખશ પોતાની મેલે જારજાર રડે અને આંખે આંધલો પણ થાય. તે શખસ ફરી આંખે કયારે જોતો થાય કે જ્યારે તે પાક યજદાંથી ડરીને પોતાનાં દાવાદારની દાદ

લેઈને તે ઉપરથી જુદું ઓહોતાંન ઉઠાવી લઈ તેને રાજી કરે તોજ. અગર નહીતો હમેશ આંખે અપંગજ રેહ. વલી બીજી તારીફ એછે કે અગરજો કોઇને ઘણાં દાહડાની બીમારી હોય અને આરાંમ નહી થાય, તે શખસ રાતને વખત આવીને એ ગુમબજમાં આરાંમ કરે યાને એક રાત એ જગો ખોઆબ કરે તે શખસને ખોઆબ કરતી વખત હમો લોકો તેનો ચેહેરો ગોલાબ તથા કશતુરીનાં ખુશબોદાર પાંણીએ કરી ઘોઈને બેસાડયે છીએ. જો તેની ઉમર દરાજ હોયછે તો તેજ રાતમાં તેને સરવ વાતનો આરાંમ થઈજાયછે ને ફરી જાંહાં લગી તે શખસ જીવેછે તાંહાંલગી તેને તે દરદ થતું નથી અગરજો તે મરદની આખેર આવી હોયછે તો તેજવખત પોતાનો જાંન તેના પેદા કરનારા હકતાલાને હવાલે કરેછે. મતલબ એજે પેલો શખસ ઘણાં દાહડાના આજારની શખતી ભોગવતો હોય તે આ કે તે પાર શેતાબ છુટેછે. એરવેશની તારીફનાં શખુન સાંભલીને જેહાંપેહેલવાંન અજબ રહીને પેલા ગુમબજમાં ગયો તાહાં તે જગોએ તે નામદારપેહેલવાને પરવરદેગારની બંદગી કરી પોતાનું સર ખાકમાં ઘરયું પછે હોકમ કરીને કેટલુંક અગર તથા કપુર તથા અમબર તથા કશતુરી મંગાવીને તે જગો આતશ ઉપર મેલી, તાંહાંથી ઉતરીને માહરાજા ને જેહાંપેહેલવાન પોતાના તમામ લશકર સાથે એક જંગલ ઘણું ભારી હતું તે તરફ ચાલ્યા.

---

## દમકરનાં જંજીરાની યાને ચોથા જંજીરાની હકાએત.

તે બીઆબાનમાં આગલ ચાલતાં એક પાહાડ દીઠો. તે ઉપર એકાએક એક મોરગ આવી બેસીને શરોદ ગાય તે મીશાલનો આવાજ કરવા લાગું. તેનાં નાખ તથા ચાંચમાંબી ઘણાંક શુરાખ હતાં તેથી તેનો આવાજ તહરેવાર નીકલતો હતો. તે મોરગ અવાજ કરતું જેહાંપેહેલવાંનની નજદીક આવી લાગું, પણ તહરેવાર આવાજ કરતું તેથી સરવકોઈ તે શરોદ ઉપર દીવાના થઈ ગયા. જેહાંપેહેલવાને તે મોરગની નજદીક જઈ તેનાં શુરાખ ગણ્યાં તેથી પચારા કરતાંબી જીઆદે માલમ પડયાં, વાસતે જેવારે તે મોરગ એક દમ મારતું તેવારે પચાસ તહરેનો આવાજ નીકલતો ! જેમ પખવાજ તથા ચંગ સાથે વાગે, તેમીશાલ વજનતરનોબી આવાજ તેમાંથી નીકલતો હતો ! તે આવાજનાં સાંભલ્યાથી લશકરનાં ઘણાંક આદમીઓ ખુશીનાં જોશમાં આવીને બેહોશ આદમીની મીશાલ જમીન ઉપર પડયાં બાજે લોકો એવાતો ખુશીમાં આવ્યા હતા કે બેસુમાર હશવાથી તેઓનાં જીવબી નીકલવા ચાહતા ! તથા બાજે લોકો તેનાં આવાજ સાંભલવામાંથી ગભરાઈ

ગયા. એ રવેશ સરવે કોઈ બેઅખતીઆર ઉભા રહીને તેનો આવાજ સાંભલતા હતા. એમકરતાં કેટલીક શાએત ગુજરી તેવાર પછી તે મોરગ પાહડ ઉપરથી ઉડયું અને જંગલમાંથી કેટલીક કાઠી પોતાની ચાંચમાં લાવીને એક જગો એકઠી કીધી. પછે પોતે તે કાઠીના ઢગલા ઉપર બેસીને પોતાની પાંખનાં વાએકરી તેમાં આતશ રોશન કીધો તે આતશે કરી પેલી કાઠી બલવા લાગી. જેવારે આતશ પુરો રોશન થયો તેવારે પોતે તે આતશની ચાહમાં પડીને બલી ગયું ! તે તમાશો જોઈને તમાંમ લશકર અજબ રહયું તે મોરગનાં મુવાથી સરવ કોઈ અફસોસ ખાવા લાગા કે એવો શરોદ આશમાંનનો ગવઈઓ જે શુકર શેતારોછે, તેનોબી નથી !—તેવાર પછી પેલો નાખોદા જંગી કેરશાસપને કેહેવાલાગોકે અએ જેહાંપેહેલવાંન તેં અજાએબી જોઈ તે જાનવરનું ઠેકાંણું અશલ "રૂમ" શેહેરેમાં હતું. તે જગોથી બેવતંન થઈને એ જગો આવી રેહયું હતું. એ જાનવરને જોડું નથી તથા એને નર માંદા ઉપરબી કશો મદાર નથી. જેવારે એ મોરગને એક હજાર વરશ તમાંમ થાયછે તેવારે દુનીઆં તથા પોતાનાં જીવથી પોતે ધરાઈને એ મીશાલ લાકડાંની ચાહમાં પોતાંને બાલી નાખેછે !—પછે તેનીજ તે રાખમાંથી બીજું એવુંજ મોરગ પેદાથાય છે. "રૂમ" શેહેરનો રાગ તમાંમ દુનીયાંના મુલકનાં રાગ કરતાં જે ઉમદા ને મનરીજ કેહવાયછે તે એટલા વાસતેજ ઘણો પસંદછે, કે એ મોરગનો શરોદ તે જગોનાં રૂમી ગવઇઆ લોકોએ ચોરયોછે તેથી તે જગોનાં રાગને "અરગનુન" યાને ઘણો ખુશ રાગ કરીને કેહેછે. જેવારે ત્રણ દાહડે દરીઆવમાં શીધો પવન પેદા થયો તેવાર કીસતીઓ ઉપર સવાર થઈ માહરાજા મેહરાજ ને જેહાંપેહેલવાન કેરશાસ્પ પોતાના તમામ લશકર સાથ ખુશીથી આગલ ચાલયા. તે આ દરીઆવ તથા ખુશકીમાં જેકાંઈ અજાએબ વાત સાંભલતા તે જગો જઈ જાતે તમાશો જોતા હતા. એ રવેશ શેહેલ કરતા આગલ ચાલતા હતા. પરંદામાં બે પગાં તથા ચાર પગાં ઉડતાં જાનવર તથા આદમીજાદમાં દેવની સુરતનાં એક આદમીને ઘોડાનાં જેવું મોહો અને આદમીનાં જેવું તન તથા એક આદમીનું મોહ હાથીની મીશાલ શુંડનું તથા કમર લગી આદમીની મીશાલનું અને કમરની નીચે વરૂની મીશાલનું તથા એકનું તન લીલું તથા મોહડું લાલ્લ ફુલની મીશાલ શોરખ તથા એકનું શર ઘહુંની મીશાલનું તથા શેકલ તમાંમ મગરમછની મીશાલની તથા એકનું શર આદમીની મીશાલનું પણ તેનાં શરઉપર રંગીન શીગડાં અને તન ઉપર ગોશપંદની મીશાલનાં બાલ હતા. એ વગેરે દરીઆવ તથા ખુશકીમાં ઘણાંક અજાએબ આદમી તથા

જાનવરો દીઠાં. પછે તે જગોથી પેલા નાખોદાએ શેતાબ ચાલવામાંડયું તેવારે જેહાંપેહેલવાને તેને પુછયું કે તું એવડી શેતાબી શા વાસતે કરેછે ? શું એ જગો ઉપર કાંઈ ડરછે ?—જે હોય તે શેતાબ રાશતીથી કેહે.

---

## લડાઇ કીધી કેરશાસપે જંગલનાં ગેણડાઓ સાથે તે વગરે બીજો હેવાલ.

પેલો નાખોદા કેહેવા લાગોકે એ નેકબખત કેરશાસપ એ જગો ઉભા રેહેવાનું કાંમ નથી. કારણ એ જંગલમાં બેશુમાર ગેણડાઓ રેહેછે. તે ગેણડા કદમાં હાથી કરતાં ઊંચા તથા કઉવતમાં જબરા સીંહ જાનવર કરતાં ઘણાં જોરાવરછે. તેની પીઠ પથર કરતાંબી શખતછે. તેનાં શર ઉપર શીંગડાં પેહેલવાન લોકોની રાન કરતાંબી પોહલાંછે. તે લાંમબાંતો ગોયા સરવનાં જાહાડ મીશાલ શીધાંછે અને તે શીંગડાની નોક નેજાનાં નોકની મીશાલની. તેના પગ લોહોડાંના થાંભ મીશાલનાંછે. તે ગેણડા પોતાના શીંગડાંનાં જખમે કરી મસત પાહાડને ઉખાડી નાંખેછે તે હાથીને તો એક જખમે કરી મારીને પોતાના શીંગડાં ઉપર ઉઠાવી લેઈજાયછે.—એ રવેશની હકીકત સાંભલયાથી જેહાંપેહેલવાન પોતાના મોતથીતો કાંઈ ડરયોજ નહી, પણ શેતાબ તેણે તે જેઆંનગારની લડાઈ ઉપર જવાની કમર બાંધી. જેહાંપેહેલવાન કેહવાલાગોકે રોજે અવલથી મારા બખતમાં રોજી હરએક લડાઈનીજ લખીછે, તેથી મનેબી જે વખત શખત લડાઈ આવી પડેછે તેવારે ખુશી પેદા થાયછે. રાત દન મારી મોરાદબી લડાઈ કરવા ઉપરજછે, વાસતે એ નાખોદા તું મને એવડો ડર દેખાડીને શાવાસતે વાત કરેછે ? મેં પરથમ બાળપણમાં મસત અજદાહને મારયો તેથી હું ડરયો નહીતો એવાં જાનવરથી મને કશો ડર આવનાર નથી. એટલું કહીને કમાન ઉપર ચીલો ચહડાવી કીશતી ઉપરથી નીચે ઉતરયો. એવામાં એક ગેણડો જંગલની તરફથી દોડતો જેહાંપેહેલવાનની તરફ આવયો તેને જોઈજેહાંપેહેલવાને શેતાબ તીર કમાંન ઉપર ચહડાવીને એવો તો જોરથી મારયો કે તેની જોબાંન તથા હલક વીંધીને બાહેર નીકલી તેની પછવાડે બીજો ગેણડો આવતો હતો તેને લાગો; તેથી જેમ દરજી બે ટુકડાને એકઠા શીવે તે મીશાલે એક તીરે કરી જેહાંપેહેલવાને બંધે ગેણડાને શીવા લીધા. એ મીશાલે નામદાર કેરશાસપે તમામ દાહડો ગેણડાઓ સાથે લડાઈ કીધી તેવાર આડતીશ ગેણડા જેહાંપેહેલવાનનાં હાથ ઉપર મારયા ગયા ! પછે ખંજરે કરી તે ગેણડાનાં શર

કાપીને માહરાજા મેહેરાજની નજદીક લેઈજઈ મેલયા. તે માથાં જોઈ તમામ લશકર સાથ માહરાજ મેહેરાજ ઘણો અજબ રહયો. માહરાજા તથા તમામ જાબુલી, હીંદી ને ઈરાની લશકર એ મીશાલની મોટી મરદાનગી જોઈને સરવકોઈ જેહાંપેહેલવાન ઉપર આફ્રીન કરવા લાગા. તાંહાંથી આગલ ચાલતાં "હર હીર" નામનો એક જંજીરો હતો. તેની નજદીક જઈ પોંહોંચયા, તાંહાં જઈ જોય શુંકે તાંહાં એક શેહેર આબાદ નજર પડયું તે શેહેરનો પાદશાહ ઘણાંક લશકર સાથે દબદબાથી તેજગો પાદશાહી કરતો હતો. તે પાદશાહને ખબર થઈ કે માહરાજા મેહેરાજ જેહાંપેહેલવાન કેરશાસપ સાથે કીશતી ઉપર સવાર થઈને આવી પોંહોંચયોછે—એ ખબર સાંભલીને તે પાદશાહ શેતાબ પોતાના લશકર સાથે તે નામદારોને એશતેકબાલ આવ્યો અને તે નામદારોને પોતાના એહેવાંનમાં લાવી હરરોજ પાદશાહી મજલેશ કરતો અને તમામ લશકરને મેદાનમાં ઉતારો આપીને કેટલોક ગંજ હરરોજ ખરચતો હતો. એ મેહમાનદારી એક હફતા લગી ચાલીને તે જગો જીઆફ્ત તથા શેકાર તથા ચોગાંનદડી વગેરે બીજી એશ અશરતબાજી ચાલુ થઈ રેહી હતી. તાંહાંથી ખુશવખતે જેહાંપેહેલવાન કેરશાસપે માહરાજા મેહેરાજ સાથે શેકાર કરતા ને આગલ ચાલતાં એક શીહા જંગલ દીઠું. તેમાં એક પાણીનો ચશમો દીઠો, તેમાંનાં પાણી મોરગની માંજર મીશાલે શોરખ હતાં. તેમાં ઘણીક માહી જોશથી દોડતી હતી, પણ તે માહીઓ તમામ લાલ રંગની હતી. તેને જોઈને જેહાંપેહેલવાનનાં માણસોએ હરતરફથી જઈ જાલ નાખી તે માહીઓ પકડી પણ માહીને પાણીમાંથી બાહેર કાહાડયા પછે પવંન લાગતો કે તે માહી શખત પથર મીશાલ થઈ જતી હતી! તે અજાએબી જોઈને અજમાએશ વાસતે બીજી ઘણીક માહી પકડી પણ કોઈનાં હાથમાં પથર સીવાય માહીની જાત આવીજ નહી! એ તાજુબી જોઈ તરેહવાર અતકલ કરતા આગલ ચાલયા તાંહાં એક જંગલ દરમેઆનમાં એક બુલંદ જાહાડ હતું તેની બુલંદીબી ગોયા આશમાન લગી ગયલી હોય તેવી લાગતી હતી. તે જાહાડનો શાગો એ તીર વાર કરતાંબી જીઆદે જમીન ઉપર પડતો હતો. જેવારે સખત પવન વાગતો તેવારે તે જાહાડનાં ફૂલ તથા પાતરાં એ સરવે નીચે પડીને પવનના જોશે કરી હવા ઉપર ઊંચે જતાં હતાં તેવારે તે તમામ પાતરાં તથા ફૂલ એક એક મોરગની સુરતનાં થઈને ખુશ આવાજ કરતાં હતાં, પણ જેવારે તાહડની રૂત થતી કે તે જાનવરમાંથી એક જાનવર પણ જીવતું નહી રેહેતું હતું! તે જગોનાં પાહાડ ઉપર એક ઘેર દીઠું, તેની નજદીક એક પાદશાહી એહેવાંન હતું તેને જોઈને જેહાં-

પેહેલવાન પુછવાલાગો કે એ જગો કોણની બેઠકછે ? તેવારે પેલા નાખોદાએ જવાબ દીધો કે એ જગો એક શીહા પથરની પુતલીછે, તે પરશતેશ કરવાનીછે. તે પુતલીનું શર ગમગીન આદમીની મીશાલ હમેશાં નીચું રેહેછે તે પોતાની પીઠ વાંકી તથા દોઆનાં હાથ આશમાંન ઉપર ઉઠાવેલા રાખેછે. જેવારે હરરોજ આફતાબ મગરેબની તરફ જાએછે તેવારે એ પુતલી એક પોકાર કરીને હાએ મારેછે—જેમકે એક દોસ્ત પોતાની મેહબુબથી દુર પડે અને આંખમાંથી આંજુનાં કતરા વરસાવે તે મીશાલ તે પુતલીની આંખ-માંથી આંજુના કતરા વરશેછે ! તેવાજ તેની ખીદમતમાં કેટલાક બહરેમનો રેહેછે, તે બહરેમનો શેતાબ ખાલી તાશ તેની આંખની નજદીક ધરેછે ને આંજુ ઝીલી લેછે. તે આંજુને સરવકોઈ હીસા પાડીને વેંહેંચી લેછે. તે આંજુનો નફો એ છે કે દરદ તથા બીમારી હોય તથા દીલમાં ગમ તથા આંખે કમ દેખાતું હોયે તે સરવ દરદ દફે કરેછે. તે આંજુનું પાણી રોશની તથા ખુશાલી બખશેછે. જો તે પુતલીને તેની જગો ઉપરથી પાંચ કદમ બાહેર લઈજઈ મેલે તો પોકાર નહી કરે અને હાએબી નહી મારે ! એ વગેરે તે જગો બીજી ઘણીક અજાએબ જેવી નવાઈની ચીજો હતી; તે તમામ જોઈને તે જગોથી માહરાજા તથા જેહાંપેહેલવાન આગલ ચાલ્યો. એમ કરતાં વલી એક બીજા પાહાડની નજદીક જઈ પોંહોંચ્યા તે પાહાડની બુલંદી માહાતાબ સાથે જઈ પોંહોંચેલી હોય તેવી દીસતી હતી !—તે પાહાડ ઉપર ઘણીક ખાંણુ ગોહરની હતી. તે જગો દેવની સુરતનાં આદમી બેસુમાર હતાં. એક ટોલો અજાયબ આદમીઓનો હતો, તેઓની આંખ શીહા તથા કદમ ઘણાં ઊંચાં હતાં. તે આદમીઓનાં મોહોડાંમાંનાં આગ-લનાં દાંત ભુહુંનડની મીશાલનાં મોટા અને બેહદ બાહેર નીકલેલા હતા. તે લોકોની જગો ઉપર ઉડતાં મોરગોથીબી જઈ શખાતું હતું નહી. તે લોકોની જોબાનબી કોઈને માલમ પડતી હતી નહી. તે લોકો દરીઆવમાં માહીની મીશાલ તરતાં તથા ડુબકી મારતાં હતાં. તેઓ દુરથી કીશતીની નજદીક આવતાં વીલમ લગાડતાં નહી. તેઓનો પેશો એ હતો કે પો-તાના હાથમાં એલમાશનાં લોહોડાંનાં ખંજર પકડીને દરીઆવમાંથી શીપ કાહાડીને તે ખંજરે કરી શીપમાંથી મોતી કાહાડે અને જો કોઈ શોદાગર આવતો તેને પેલાં મોતી આપીને તેનાં અવેજમાં લોહોડું લેતાં હતાં. તે લોહોડાં શીવાય કોઈ બીજી ચીજને ચાહતાં હતાં નહી. મગર કોઈને એટલી ખબર નહી હતી કે લોહોડું ખરીદ કરીને તેઓ શું કરેછે. જેવારે માહરાજા મેહેરાજ તથા ઈરાની લશકરની કીશતી તે લોકોએ પાહાડ ઉપરથી દીઠી, તેવારે બેસુમાર મોતી તથા ગોહર લેઇને તે કીશતી નજદીકમાં આવી

પોહોંચયા અને પછે લશકરમાંથી લોહોડું ખરીદ કરીને તેનાં અવેજમાં પાદશાહી લાયકના મોતીઓ આપ્યાં. તે મોતી લીધાથી તમામ લશકર તવંગર થઈ ગયું અને દરેક માણસના દીલમાં આ બનાવથી ખુશી ઉપજી.

## પાંચમા જંજીરામાં અજદાની અજાએબ શરીખી હેકાએત.

તેવાર પછે તે જગોથી આગલ ચાલતાં એક જંજીરો નજર આવ્યો કે તે જગો અજદા શીવાય કાંઈ બીજું હતું નહી. તે જગોનાં અજદા હેવા તો કદાવર હતા, કે એ કોશ દુરથી પોતાનાં દમે કરી મસ્ત હાથીને ખેંચી લેઇને ખાઈ જતા ! તાંહાં તેનાં જેહેરે કરી તે જગો તથા જંગલ તમામ શીહા થઈ ગયલું હતું. તેનાં દમની જેહેરી ધુઈ આશમાન લગી જતી હતી. એ રવેશનાં જેહેરી અજદાઓથી તમામ જંગલ ભરાયલું હતું. તે અજદાઓનાં મોહ શીહા ગારની મીશાલનાં હતાં. તેનાં મોહોડાંમાં જીભ ગોયા દરીઆવમાં જાહાજ તરે તે મીશાલે હીલતી હતી. કોઇકનાં પુછડાં હેવાંતો વાંકાં હતાંકે ગોયા ફાંદાની દોરી પેચ દેઇને મેલી હતી ! તેનાં મોહોડાંમાંનાં દાંત એક એક સાથે ઘસાતા તેણે કરી તેનાં મોહોડાંમાંથી આતશનાં ભભુકા નીકલતા હતા ! બાજેને ગરદંન ઉપર ભુનડની મીશાલનાં શખત બાલ હતા. એવા ડરામણા અજદા દુરથી જોઈને જેહાંપેહેલવાંન કેરશાસપે સેતાબ પોતાનું બખતર મંગાવ્યું. તે નામદારે હાથમાં કમાન પકડી તીરનો ભાથરો પીઠ ઉપર લટકાવ્યો તેવારે તમામ જાબુલી ને ઇરાની પેહેલવાનોએ કેરશાસપની દામાન પકડી, કે એ શરદાર હમો તારી પાસે અરજ કરયેછીએ કે તું એ વાતથી હાથ ઉઠાવ. તેઓ કેહેવા લાગાકે તું પોતાને પગે ચાલીને શાવાસતે હેવા જીઆંગાર અજદાનાં મોહમાં જાયછે ? અગરજો તું ગયો તો એમ કરી જાણકે આજરોજે તારા જીવ ઉપર રોશતાખેજ થશે. તું નથી જાણતો કે એ જગોનાં અજદા પોતાના દમે કરી મસત હાથીને ખેંચી લેછે. તું જેહાંપેહેલવાને આગલ બાલ નાદાનીનાં વખતમાં જે પેલો મોટો અજદા મારયો તે અજદા કરતાંતો એ અજદાઓ ઘણાજ બલવાન દીસેછે, વાસતે એ જગોના અજદા સાથે લડવું અને પોતાને હાથે કરી પોતાનાં મોતને જગાડવું બરાબરછે. તે પેહેલવાનો સાથે પેલો બુઢો નાખોદાબી કેહેવા લાગોકે એ જેહાંપેહેલવાન તું પોતાનો મીઠો જીવ આપવા ઉપર કોશેશના કર. દુનીઆ દરમેઆંનમાં સરવેકોઈ પોતાનો જીવ બચાવી દોલત મેલવેછે, અને તું ખશુશન પોતાનો જીવ આપવા ઉપર ખુશી થઇને ઘણાં

દાહડાની જે દોલત મેલવીછે તેને ખોહવા માંગેછે! તું જાણુતો નથી પણ એ જગોનાં અજદા ભારી જેહરી છે, કે પરથમ તેનાં જેહેરે કરી આદમીને પાણીની શોખાર જારી થાયછે તેથી તે જાંહાં લગી મરે તાંહાંલગી બેસુમાર પાંણી પીએછે. તે જેહેરે કરી મોહોડાંનો ને તનનો રંગ તહરેવાર બદલાયછે એ જંગલમાં બાજે અજદા તો એવાછેકે તેને નજરે જોય તો આદમી તેની દેહેશતે કરી તરતજ મરણ પામેછે—વાસતે ઓ નામદાર જેહાંપેહેલવાન તું એથી હાથ ઉઠાવ અને કીસતી ઉપર સવાર થા. આપણે એ જગોથી સેતાબ ઉડતાં મોરગ મીશાલ આગલ નીકલી જઈશું. એવા શખુન પોતાનાં લશકરનાં સપેહશાલારો તથા સીપાહાના સાંભલીને જેહાંપેહેલવાંન ગોસસો કરી કેહેવા લાગોકે તમો સરવેકોઈ મને એ અજદાની લડાઇથી મને કરોછો પણ એ ફરતો આશમાન મને દેહેશતમંદ નથી કરતો, કે તું એ જંગથી હાથ ઉઠાવ. મગર એક વખત ઉપરથી આસમાનબી આવાજ મારીને મને કેહકે “એ કેરશાસ્પ એ લડાઈથી હાથ ઉઠાવ,” તોપણ એ લડાઈથી હું પાછો નહી ફરૂં તો તમો મને સમજાવશો તેથી હું કેમ પાછો ફરશ? જેણે આસમાનને વગર થાંબે ઉભો કરીને આ ચોખુન જેહાનના સર ઉપર ફરતો કીધોછે તથા જેણે જમીનને પાણી ઉપર સથીર રાખીછે, તે કુદરતનો જે પાક યજદાંતાલાછે તેનાં કશંમ લેઇને કેહેવુંછું કે એ લડાઇથી પાછો હું જીનહાર ફરનાર નહી. એ જગોનાં તમામ અજદાને મારૂં અથવાતો મારો પોતાનો જીવા તેને હવાલે આપું તોજ એ જંગનો ખ્યાલ મેલું. એટલું કહી તેણે કમર બાંધી અને તીરનો ભાથરો ફરીથી તીરે કરી ભરયો ને જેમ શેર શેકાર ઉપર જવાનાં જોશમાં આવે, તે મીશાલ ગરમીના જોશમાં આવ્યો. તે તાંહાંથી બાહારનાં વાદલની મીશાલ પોકાર મારીને આગલ ચાલ્યો અને તે જગો ઊંચે નીચે ફરીને તે અજદાઓમાંથી છ અજદા ઘણાં ભારી હતા તે મારીને તલવારે કરી તેનાં તનથી શર જુદાં કરીને પોતાનાં નેજા ઉપર ચહડાવીને માહરાજા મેહેરાજની નજદીક લાવ્યો. તે અજદાનાં શર જોઇને તમામ લશકરના લોકો અજબ રેહીને એક એક સાથે વાત કરવા લાગાકે એ જેહાંપેહેલવાન કેરશાસપે એ કામ શી મરદીથી કીધુંછે કે એવા ભારી અજદાની લડાઇમાં તે જાતે એખલો ગયો ને એ નાપાક અજદાઓનાં જેહેરથી ડરયો નહી. એ જવાંમરદ કેરશાસ્પની લડાઇથી શું અજદા કે શું શેર તમામ ડરાંમણાં જાનવરો શલામત જતાં નથી. એ રવેસ સરવે કોઈ લશકરના સપેહશાલારો ને સીપાઇઓ એ જવાંમરદી પર આફરીન આફરીન કરવા લાગાં.

---

# છઠ્ઠા જંઝીરાની જોવા લાયક હકાએત.

આગલ ચાલતાં એક જંઝીરાની નજદીક જઈ પોંહોંચયા તાંહા જોય શુંકે તે જેવો બીજો જંઝીરો કોઈ જોયામાં નહી આવયો હતો, તેમાં ખેતીવાડીનાં કરનાર આદમી ઘણાં હતાં. બાજે લોકોનો પેશો લડાઈનોબી હતો. તે જગો ફુલનાં જાહાડ ઘણાં હતાં, પણ તે જગો ખેતીમાં અડદ ઘણા પાકતા હતા. તે જગો ઉપર એક માહી ઘણી મોટી દરીઆવમાં મુવેલી પાંણીનાં મોજાએ કરી કીનારા ઉપર બાહેર કાહડી નાખેલી હતી. તે માહી ઉંચાઈમાં હૅશી વાંમ કરતાંબી જીઆદે હતી તથા ચેઆલીશ વાંમ કરતાંને પોહોલી હતી. તાંહાં તે જગો એક હજાર આદમી એકઠાં થઈને જબરદસ્ત રસીએ કરી તે માહીને બાંધીને ખુશકીની તરફ ખેંચતાં હતાં,તે માહી એવીતો ભારી હતી, કે પેલાં એક હજાર આદમીઓ એકઠો જોર કરતાં તોબી ખેંચાતી હતી નહી અને દમ બદમ રસીઓ તુટી જતી હતી. એમ કરતાં ઘણીક મેહેનતે જોર કરીને તે માહીને દરીઆવનાં કીનારા ઉપરથી જંગલમાં લાવી નાંખી પણ તે માહીએ બેશુમાર મોતી તથા અમબર ગલેલું હતું.—એ ખબર તે જગોનાં પાદશાહને થઈ તેથી પાદશાહનાં છડીદારોએ આવીને તે માહીનું પેટ ચીરાવીને જેકાંઈ તેનાં પેટમાં ચીજો હતી તે બાહેર કહડાવી લીધી. તેનાં મોહડાંમાંથી દાંતબી ભંજાવી લીધા. તે દાંત તથા તેનાં મગજ તથા આંખમાંથી ઘણુંક તેલ ખેંચી કાહડયું તેથી તરણશો ઘડા ભરાયા. તેવાર પછે જે કાંઈ માંસ રહયું તેનાં સરવ કોઈએ હીસા પાડીને વેંહેંચી લીધું. એ અજાએબી જોઈને કેરશાસપ અજબ રહયો—પેલો નાખોદા કેહેવા લાગો કે જે માહીને "વાલ" કરી કેહેછે તે એ માહી છે. હર વરશ એ કરતાંબી એજાતની મોટી માહી એજ રવેશ મુવેલી ત્યાંના કીનારા ઉપર આવી પડેછે. એ બુલંદ આશમાનનાં શાહેબ વગર હેવી અજાએબ ચીજોથી કોઈ દુનીઆંના લોકો વાકેફ નથી. જે કાંઈ તે બુલંદ શાહેબની ખાતેરમાં ઉતરયું, તે તેને બનાવતાં કશો વાલમ લાગતો નહી. તે સરવેના પેદા કરનાર પરવરદેગારનો હોકમ સરવે ચીજ ઉપર બાહલછે. તે સાહેબ એક પાણીનાં કતરાથી પાદશાહી લાએક મસ મોટાં મોતી બનાવેછે. એ તમામ અજાએબ કે જે આપણે જોઈ તે સરવે તેની કુદરત ઉપર ગવાહછે. પછે તે જગોનાં પાદશાહની નજદીક એક હફતા લગી જેહાંપેહેલવાન કેરશાસ્પ તથા માહરાજા મેહરાજ મેહેમાંન રેહયા તે તમાંમ હફતો શરોદ તથા શરાબમાં ગુજાસ્યો તે હફતો તમાંમ થયા પછે તેઓ ખુશી સાથે તાંહાંથી આગલ ચાલયા.

---

## સાતમા જંજીરા આગલની અજાએબ જેવી હકાએત.

તે જંજીરે શીતેર ફ્રરશહંગ કરતાંને જીઆદે હતો. તે નેતર તથા શેરદીનાં જાહડે કરી ભરેલો હતો. તે મોટા જંજીરા આસપાસ એક જંગલ ઘણુંક જેબદાર તથા ખુશનોમા હતું. તે જંજીરાની જગો ખાક શુરમાંની મીશાલ શીહા તથા નરમ હતી. જેમ જમીન ઉપર ઘાંસ ભેલાઈને ઉગેછે, તે મીશાલે આદમીઓએ કરી તે જંગલ ભરેલું હતું. તે લોકોનાં શર તથા મોહો તથા તન તથા પગ તથા બાલ એ સરવે આદમીઓની મીશાલે હતાં, પણ તે લોકોના તન ઉપર માહીની મીશાલનાં ભીંગડાં હતાં. તે લોકોનાં તન ગોયા ગુજરેલાં આદમોનાં મુરદાર તથા લુલા તન મીશાલે લુલાં હતાં. તે જગોનું ઘાંસ રંગીન તથા ખુશબોદાર હતું. તેથી તાંહાંનાં લોકોને "ઓશતોરંગ" કરી નામ દેઈને કેહેતા હતા. તાંહાં ઘાંસમાંથી જેકોઈ એક જડ ખાય તો તે શખસ તેજ વખત પેલાં આદમીઓની મીશાલ મુરદાર તથા લુલો થાય. તે જગો બાજે ગાય પેલું ઘાંસ ચરતી. જેકોઈ તે ગાયને મારતો તે શખસબી તેજ વખત જમીન ઉપર પડીને પોતાનો પ્યારો જીવ હકતાલાને હવાલે કરતો હતો. એ રવેશના અજાએબ દેખાવ તે જગોએ દીઠા પછે લશકરનાં લોકોએ તે જંગલમાંથી ઘણીક શેરદી તથા નેતર ઉખાડી કીશતીમાં ભરી; પછે તે જગોથી ખુશી સાથે ત્રણ દાહડા લગી મનજેલ દરમનજેલ ચાલયા પછી જોવા લાયક એક જગો ઉપર સરવે કાફલો જઈ પોહોંચ્યો.

---

## સુનાંની ખાંણના પાહાડની હકાએત.

તે જગો એક પાહડ હતો, તેમાં ઘણાં ડહરા તથા મોટા ગાર હતા પણ તે ડહરા તથા ગારમાં સુનાંની ખાંણ હતી. તે ડહરાની આસપાસ ઘણાંક મછર ઉડતાં હતાં. તે મછર બાજ જાનવર કરતાંબી જોરમાં ઘણાં જબરદસત ને બુલંદ તનબદનના હતા. તે મછરના એક એક ઝેરી ચટકાએ કરી જેમ તબીબલોકો આદમીને નશતર મારીને ફશ મેલેછે તેમીશાલ લોહી જારી થતું હતું; બલકે કોઈવાર આદમીઓ તેના એકજ ચટકાથી મરી જતાં હતાં. તે મછરનાં ચટકાએ કરી લશકરમાંથી એકશો કરતાંને જીઆદે આદમી તેજ વખત મરી ગયાં તે જગોનાં ડહરામાં બેશુમાર કીડી હતી તે એક એક કીડી બાલા રીછથી પણ મોટી હતી. તે કીડીઓબી આદમીને મારવા ઉપર શેરની મીશાલ દલેરી કરતી હતી. તેથી જેહાંપેહેલવાન કેરશાસપે ગોસામાં આવીને પોતાનો ગોરજ ઉઠાવીને તે તમામ બાલા

રીછની સીકલની ફ્રીડીઓને છુંદી નાખી. તે જગોની જમીન ખણાવી તેવાર તે જગો સુનાંની ખાંણનો દરવાજો નીકલ્યો તેમાં જઈ જોયશું કે તે તમામ જગો ઘાસની મીશાલ સુનું ઉગેલું ! ત્યાંહાં સુનાંનાં ઢગલે ઢગલા પડેલા હતા. તાંહાં આગલ ચાલતાં તેવી ખાંણતો બેસુમાર નીકલી તેથી તમામ લશકરે તે જગોથી બેસુમાર સુનું લીધું. પછે જેહાંપેહેલવાનનાં હોકમથી બીજા લોકોને અજાએબી ખાતર દેખાડવાને વાસતે તે મછર તથા ફ્રીડીઓમાંથી કેટલાક જાનવર જીવતાં પકડી પોતા સાથે રાખ્યા તેવાર પછે ત્રણ હફ્તા લગી દરમનજેલ ખુશીથી આગલ ચાલ્યા.

---

## લાનીશનાં પાહાડ ઉપરના આઠમા જંજીરાની હકાએત.

એક પાહાડની નજદીક જઈ પોંહોંચ્યા કે જેને લાનીશ કરી કેહેતા હતા તે જગો એક જંજીરો ઘણો ભારી દીઠો. તેનું શર એક મોલકની પોહલાઈ જેટલું મોટું હતું તેની નજદીકથી હમેશ "વાક વાક"નો આવાજ નીકલતો હતો. તાંહાં એવાં અજાએબ શરીખાં જાહાડ હતાં, કે તેનાં પાતરાં બોલે અને તે પાતરાંમાથી એ રવેશનો "વાક વાક"નો આવાજ નીકલ્યા કરતો હતો. તે હરએક જાહાડો શો ગજ કરતાં ઉચાં હતાં અને તેનાં પાતરાંનો રંગ શીહા તથા "ગીલાંન" શેહેરની ઢાલ કે જે ઘણી મસત થાયછે તે કરતાં પોહલાં હતાં. તે પાતરાંની શેકલ ગોયા આદમીનાં શરની મીશાલની હતી તેને આંખ તથા નાખ તથા કાંન તથા મોહોડું એ સરવે આદમીનીજ મીશાલે હતું. તે જંગલમાં એકાએક તેજ પવન વાગતો તેવારે તે જંગલમાં એક આવાજ રોશતાખેજની મીશાલનો નીકલતો હતો તે પવને કરી તે જાહાડોની ડાલ કમાનની મીશાલ વાકી વલતી હતી. તેવારે પેલાં તમાંમ પાતરાં કે જે આદમીનાં શરની મીશાલના હતાં તે ખરી પડતાં ! તેજ વખત શેતાબ તે જાહાડની ડાલોમાંથી બીજાં તરેહવાર પાતરાં નીકલતાં હતાં તે પાતરાં તે વખતેજ "વાક વાક" બોલતાં હતાં. તે જોઈ શપેહસાલાર કેરશાસપે પેલા નેક અકલનાં નાખોદાને પુછયું કે એ દાંનાઈ ભરેલા ખુદા મરદ એ પાહાડ ઉપર એ રવેશનાં હજારો હજાર જાહાડછે પણ તમામ લીલાં તથા બાહારનાં વખતની મીશાલ તથા જાહાડો ઉપર આદમીઓનાં માથાંની મીશાલના ચીતારોછે એ જાહાડોની ડાલ બેસુમાર ભારે કરીને પણ ભાગી પડતી નથી ? તેવારે નાખોદા કેહેવા લાગો કે હરરોજ જેવારે આફ્તાબ પોતાનાં રોશન ચેહેરાએ કરી આશમાન તથા જમીનને જેબદાર કરેછે તેવારે એ તમામ જાહાડોમાંથી એક પોકાર ઉઠેછે તેવારે એ તમામ જાહાડનાં પાતરાં નીચે ગલવા માંડેછે, તે જાંહાંસુધી આફ્તાબ ગેબ થાયછે

તાંહાં સુધી તે ગલેછે, તે પાતરાંની શેકલથી સરવે કોઈ આદમીજાદ ડર ખાઈને નાહાસેછે. જેવારે શીહા રંગની રાત જાહેર થાયછે તેવારે એ પાહાડ ઉપરથી તરેહ તરેહનાં હજારો જાનવરો આવેછે અને એ જાહાડનાં તમામ પાતરાં કે જે નીચે પડેછે તેને ખાઈ જાયછે તેથી એ જગો ઉપર પથર વગેરે કાંઈ બીજુ તંખુ પણ રેહેતું નથી. એ મીશાલ રાતને વખત જાંનવરે આવેછે. જેવારે આફ્તાબનું નીકલવું થાયછે તેવાર તે તમામ જાનવરો પાછાં દરીઆવની તરફ જાયછે અને એ જાહાડોબી પાછાં પાતરાંએ કરીને ભરાયછે. એ અજાએબ ભેદ પાક યજદાં શીવાય કોઈ બીજાને માલમ નથી જે એ ભેદ શુંછે અને શાવાસતે એમ બન્યુંછે. જે ચીજ હકતાલાએ બનાવીછે તે કામને વાસતેજ બનાવીછે. કોઈ પણ વસતુ નકાંમી બનાવી નથી. તેની કદરનો જાણુનારબી તેજ ગેબી શાહેબછે. આપણને એ ભીતર ભેદની જરાબી ખબર નથી પણ તે શાહેબની ગવાહી આપણે એટલી રાખયે છૈએ કે આપણને પેદાનો કરનાર તથા રોજીનો પોંહોંચાડનારબી તેજછે. તેવાર પછે તે જગોએ આદમીઓનાં ટોળાં દીઠાં, કે તે જંગલમાં હરતરફ દોડતાં હતાં, તેમાં બાજે આદમીને એક આંખ તથા અરધું મોહ તથા એકજ દાંત તથા એકજ પગ! હેવાં અરધાં આદમી ઘણાંક હતાં. અને તે આદમી એક પગે દોડતાં તેવારે હરણ કરતાંનેબી ઘણી ડપટ મારતાં હતાં. જેવારે બે આદમી એકઠાં સાથે ઉભાંરેહેતાં તેવારે આપણ જેવું બે આંખનું એક આદમી થતું હતું! પછે તે અરધાં આદમીઓ પોતાનાં હાથનાં આંગલાં લાંબાં કરીને મોરગ ઉડે તે મીશાલ ઉડતા લશકરની નજદીક આવી પોંહોંચ્યાં! પણ દુર ઉભાં રહીને હેવાંનની મીશાલ લશકરનાં લોકોને જોવા લાગાં. તેવારે ઈરાની તથા જાબુલી લશકરે શેતાબ હથીઆર ઉઠાવ્યાં. તેઓએ ચાહ્યુંકે તે આદમીઓને મારી નાંખે. તે લડાઈનો કશદ જોઈને જેહાંપેહેલવાંન ગોસો કરી લશકરને કેહેવા લાગોકે ખબરદાર મારા હોકમ વગર કોઈ એ લોકો સાથે લડે નહી. તમો હેવાતે શું બેઅકલછો જે અવલ નેગાહ કરીને જોતા નથી, કે એ તમામ આદમીઓમાંથી કોઈબી આપણી સાથે લડવાની ખાહેશ કરતું નથી. જે મીશાલે આપણે એ લોકોને જોઈ અજબ રહ્યે છૈયે તે મીશાલ એ બીચારાંબી દુર ઉભાં રહીને આપણને જોઈ અજબ રેહેછે કે એ તે શી રવેશનાં આદમીછે? એ આદમીતો હકતાલાની હસતીની ગવાહીછે જો એ લોકોને આજાર દઈયેતો આપણે શેતમગાર કેહેવાઈએ. એ બીચારાં લોકોનો ગમ એક હકતાલા શીવાએ બીજો કોણ ખાય? એ જેવાં આદમી દુનીઆમાં જોયાં નથી. અગરજો કોઈ દાંના મરદ હોય તે જાઈને એ આદમીઓ-

માંથી એક આદમીને હરેક તદબીરથી મારી નજદીક લાવેતો આપણે તેને કાંઈ ખોરાક ખવાડી જોઇયે કે જે કઈ આપણુ લોકોના ખાધામાં આવેછે તેજ ખોરાક એ લોકોબી ખાએ છેકે નહી તે વીશેની તજવીજ કરીયે. એ શખુન સાંભલીને જાબુલી લશકરનાં એક સવારે સેતાબ પોતાનો ઘોડો તેજ પવન મીશાલ તે લોકોની તરફ દોડાવ્યો કે તે લોકો ઉપર કમંદ નાખીને તેમાંથી એકુ બે આદમીને પકડી લાવે તે સવારને આવતો જોઈને પેલાં આદમી એક પગે એવાંતો નાઠાં, કે પેલો શવારતો તે આદમીઓની બરોબર દોડી શકયોજ નહી. પછે તે જગોથી આગલ ચાલતાં ઊંડા દરીઆવમાં એક પાહાડ બરફ કરતાંનેબી શફેદ દીઠો કે તે પાહાડ એવોતો રોશંન અને ખાલેશ હતો, કે તેની રોશની આઇના મીશાલ એક ફરશંગ દુરથી નજર આવતી હતી. તેની જમીન એવીતો સાફ હતી કે અગરજો એક મોરગ તે ઉપર બેસતું તો તેનાંબી પગ ફુશલાઈ જતા; તેથી તે જગો મોરગથીબી બેસી શકાતું નહી હતું. તે પાહાડ નજદીક જે ચશમો પાણીનો બોખાર ભરેલો હતો, તેથી કોઈ શખસ તેમાં ઉતરી શકતો નહી હતો તે પાહાડનો શાએઓ પેલા ચશમમાં પડેલો હતો, તેણે કરી ગોયા ઢોલનો આવાજ નીકલે તે મીશાલ તે પાણીમાંથી જોશનો આવાજ નીકલતો હતો, તે ચશમાની આસપાસ રંગારંગ ઘણાંક મોરગ હતાં તે મોરગનાં શર ઉપર ગાએ મીશાલ શીંગડાં ઉગેલાં હતાં. તેને ચાર પગ તેમાં બે પગ શીના તરફ અને બે પગ પુછડાં તરફ હતા. તેની બે ચાંચ ગોયા લોહી મીશાલ લાલ રંગની હતી. તેની ચુંગાલ નશતર મીશાલે તેજ અનીદાર હતી. જેવારે તે તમામ મોરગોએ આદમીને દીઠાં, તેવારે તેઓ પોકાર કરતાં ઉડી જઇને પેલાં ચશમાનાં પાણી કે જે જોશ કરતાં હતાં, તે પાણી ઉપર જઈ બેસીને માહી મીશાલ તરવા લાગાં. એ ઉપર શાએત એક ગુજરી કે પેલા પાહાડ ઉપરથી એકાએક એક શીહા વાદલ જોશથી નીકલ્યું તે પેલા ચશમાનાં શર ઉપર આવી ઉભું, તેજ વખત તે ચશમાનાં પાણી જે જોશ કરતાં હતાં તે થંડા પડી ગયાં તેથી પેલાં તમામ મોરગ જે ઉપર તરતાં હતાં; તે તમામ ડુબકી મારીને નીચે ગયાં તેવારપછે પેલું વાદલ પાછું પાહાડ તરફ જઇને નાપેદા થઈ ગયું તે અજાએબી જોઇને જેહાંપેહેલવાન ઘણો તાજુબ તથા હેરાન રહ્યો.

---

## કોહેકાલુનનાંનવમા જંજીરાની અજાએબ જેવી હકાએત.

જેહાંપેહેલવાન કેરશાસપ અને માહરાજા મેહરાજ રંજ અને શખતી ખેંચતા એક મહીને કોહેકાલુનની નજદીક જઈ પોંહોંચયા. તાંહાં એક

જંજીરો હતો તે ઉપર કાંટા તથા વાંશ તથા જાહાડ સીવાય એક કદમ મેલવાની જગો ખાલી નહી હતી. તેની એક તરફ જંગલ હતું, તાંહાં પાંણીનો ચશમો હતો તેનાં પાંણી ઘણી બદબો મારતાં હતાં. તેવારે જેહાંપેહેલવાને પેલા નાખોદાને પુછ્યું કે એ જગો શીશી અજાએબી છે તે મને જાહેર કર. તેવારે પેલો નાખોદા કેહેવા લાગો કે "એ પાહડ" પછવાડે ઘણુંક લશકર જોરાવર છે, તે લશકરના આદમીઓને "શંગશાર" કરીને કેહેછે. તે "શંગશારી" લશકર લડાઈને વખત દેલેરી ઘણી રાખેછે, તેઓના ચેહેરા મોત મીશાલનાં તથા મોહોડાં સગ મીશાલનાં છે. તેઓનાં તમામ તન ઉપર બકરાં મીશાલ બાલ ઉગેલા રેહેછે. તેઓનાં દાંત ભુંડની મીશાલના મોટા તથા કાંન હાથીની મીશાલના છે. તેઓના તન શીહા ગલીને રંગનાંછે. તેઓના મોહ હડતાલની મીશાલે જરદ રંગનાં છે. તે લોકોને માટે બીછાણું તથા ફરશ કાંઈ ચેજ નહી પણ સગ મીશાલ હમેશા જમીન ઉપર બેસેછે તેઓ ખોરાકમાં માહી તથા મેવો ખાએછે. તેઓ એ જંગલમાં સુનું તથા કથીર તથા મોતી તથા લોહોડું એકઠું કરી રાખેછે. જેવારે કોઈ શોદાગર એ જગો આવેછે તેની પાસેથી કાલી મણી તથા પરવાલાં લેઈને તેનાં અવેજમાં શુંનું તથા મોતી તથા કથીર તથા લોહોડું આપેછે પણ એ બે ચીજ સીવાય કાંઈ બીજુ ખરીદ કરતા નથી. વાસતે કાલી મણીની લડો ભરીને એ જગોનાં લોકો પોતાનાં ગલાંમાં તથા શર ઉપર લપેટેછે. પરવાલાંની લડો ઓરત લોકો પોતાનાં ગલાંમાં રાખેછે, એ લોકોના તમામ ઘોડા એ જંગલમાં એક જગો એકઠા ચરેછે, પણ તે ઘોડા હજારો હજારછે. તે ઘોડા દોડવામાં તેજ પવન કરતાંબી ઘણાંજ જલદછે. તથા લડાઈને વખત દરીઆવની મીશાલે જોશમાં આવેછે. જેવારે એ "શંગશારી" લોકોને લડાઈનું કાંમ પડેછે તેવારે શેતાબ સરવે કોઈ તે ઘોડાનાં ચારીઆંની તરફ જાયછે અને હરએક કોઈ પોતાંનાં ઘોડાઓને કમંદે કરી પકડેછે. તે ઉપર સવાર થઈ કીના ભરેલા વરૂ મીશાલ લડાઈમાં જાયછે. જેવારે ઘણી સખત લડાઇ કરવી પડેછે તેવારે સરવકોઈ એક એક લાકડાંનો કકડો બે ગજ કરતાંને લાંબો હાથમાં પકડેછે અને તે લાકડાંનાં સર ઉપર બે શાખ લોહોડાંની નેજાની મીશાલ નોકદાર જડેલી હોયછે તેઓ લાકડાંનાં જખમે કરી એક મરતબે પાહાડનેબી જમીનથી ઉખાડી નાંખેછે. તે લોકોની લડાઈને વખત આફતાબની આંખ લોહી ભરેલી થાય તેવો બનાવ બનેછે. જેવારે એ લોકો લડાઈના જહનુનમાં આવેછે તેવારે જમીન ઉપરથી ભારી જાહાડને ઉખેડી નાંખેછે. તેઓ એવોતો પોકાર મારેછે કે ગોય શખત પથરનું દેલ ફાટી જાય. જેવારે દરીઆવની તરફ જાયછે તેવારે ભારી

મગરમછને ચુંગાલે કરી પકડી ખેંચી કાહાડેછે. જંગલનાં શેરોથીતો એ લોકો કદી ડરતાજ નહી. તે લોકોનાં મોહોડાંમાંથી જંગલી ભુંડની મીશાલના દાંત બાહેર નીકલેલા હોયછે તે દાંતે કરી પેહેલવાંન લોકોનાં બખતર ફાડી નાંખીને તેઓના સીનાંને જખમ મારેછે તથા સવારોને ઘોડાનાં જીન ઉપરથી શેતાબ ઉઠાવી લેઈને જીવતા નેજીવતા ખાઈ જાયછે જેહાંપેહેલવાંન તેં આજલગી પોતાના બખતની મદદે કરી ઘણીક શખત લડાઈ કીધીછે પણ એમ કરી જાણુકે એ "શંગશારી" લોકોની લડાઈમાંથી તું સાહી સલામત આવવાનો નથી. એ લોકોની લડાઈ ઘણી શખતછે. એ વગેરે તે નાખોદાએ ઘણાક શખુન કહયા પણ શપેહશાલાર કેરશાસપ તેથી કશો ડર લાવ્યો નહી અને તે જગો દેરા મારી મકાંન કરી રહયો. જેવારે અબનુશી રંગનાં ગુમબજમાંથી આફતાબ બાહેર નીકલયો. યાને બામદાદનો ખુશનુમાં વખત થયો તેવારે પાહાડ ઉપરથી જંગલમાં દેવની સુરતના "શંગશારી" લોકો તથા "ફીલગોશાં" (યાને હાથીનાં જેવા કાંનનાં આદમી) જોવામાં આવયા અને તે નાપાક લોકોએ કરી તે જંગલ ભરાઈ ગયું અને લડાઈનો કશદ કરીને હેરેમનની મીશાલે તે આદમીઓ જોશમાં આવી પોકારો કરવા લાગાં.

## લડાઈ કીધી જેહાંપેહેલવાન કેરશાસપે "શંગશારી" તથા "ફીલગોશાં" ટોલાં સાથે તે હકીકત.

જેવારે પેલાં "શંગશારી" તથા "ફીલગોશાં" આદમીઓએ જેહાંપેહેલવાનનાં લશકરને દીઠું તેવારે લડાઈને વાસતે શેર મીશાલ દોડવા લાગાં અને પેલા લાકડાંનાં કકડા ઉઠાવીને મેદાંનમાં આવી ઉભા. તાંહાં એકાએક લડાઈ ઉભી થઈ તેણે કરી દરીઆવનાં પાણીની જગોએ જાણે લોહીની મોજ જારી થઈ. હરએક ઈરાની તથા જાબુલી પેહેલવાનો કમીગાહથી કુદીને મેદાનમાં દોડયા અને શંગશારીમાંથી ઘણાંકને ખાકમાં ઉંધા નાંખ્યા. શપેહસાલાર કેરશાસપેબી હાથમાં સમશેર પકડીને પોતાનાં ઘોડા ઉપર સવાર થઈ મેદાનમાં આવીને લડાઈ શરૂ કીધી. તે વખતે એવો દેખાવ થઈ પડયો કે જાણે તે વેલાએ રશતાખેજ થઈ પડી હોય, તે મીશાલે તાંહાં શોરશાર ઉઠતો હતો. જેહાંપેહેલવાન જે તરફ હોમલો કરી ઘોડો જોહકાવતો હતો તે જગો "શંગશારી" તથા "ફીલગોશો" ની લોથનાં મસ મોટા ટેકરા કરતો હતો. એ રવેશની લડાઈ જેહાંપેહેલવાને કરીને તે નાપાક દેવની સુરતનાં જીઆનગર લોકોનાં મગજ કાહડી નાખીને રસતા દરમ્યાન તેઓનાં શર તથા કાન પાએમાલીમાં નાંખ્યા તોબી તે નાપાક લોકો ઈરાની લશકર

ઉપર ગાલેબ હતા. ઈરાની સવારો તેઓની નજદીક જઈને લડાઈ કરતા અને જેવારે તે લોકોને આજેજ કરતા તેવારે તે લોકોનાં ઘોડા એવાતો તેજ હતા, કે શેતાબપવન મીશાલ નાહાસીને બીજી જગો જઈ ઉભા રેહેતા હતા. તીર તથા નેજા તથા છુટભાલડીથી તથા ગોરજ તથા તલવારથી તે લોકો ડર નહી રાખતા હતા. તેઓમાં એક શખસ ઈરાની લશકરનાં સવારોનાં હાથ પગ ઉખેડતો અને બીજો શખસ ગરદન પકડી સવારને ઘોડા ઉપરથી ઉઠાવી તેને જીવતો ચાવી ખાતો. એ રવેશની ઘણીક લડાઈ કરીને ઈરાની લશકરમાંથી ઘણાક લોકોને જીવતા ખાઈ ગયા.—તેવારે જેહાંપેહેલવાને પોતાનાં લશકર ઉપર અવાજ મારીને કહ્યું કે એ દલેરો તમો સરવ કોઈ એક મરતબે એકઠા કમાનને ચીલો ચહડાવીને તીરની લડાઈ કરો તેથી એ નાપાક લોકો બરતરફ થશે; એટલું કહી પોતેબી કમાન પકડી.—તેજ વખત ઈરાની લશકરે તલવાર તથા ગોરજ હાથમાંથી મેલીને સરવ કોઈએ કમાંન ઉપર હાથ નાખ્યા અને તીરની લડાઈ શરૂ કીધી તેથી તે નાપાક "શંગશારી" તથા "ફીલગોશાં" ઉપર જેહાંન તંગ થઈને એક પોહોરમાં તે નાપાક લોકોમાંથી બે હીસ્સા માણુસ માર્યા ગયા. તેવારે જે કોઈ જીવતાં રહ્યાં તે નાહસી જઈને દરીઆવમાં પડયાં. બાજે જઈને પાહાડની કઢણમાં છુપઈ બેઠાં. જેહાંપેહેલવાને હોકમ કીધો તેથી તે જંગલમાં કાંટા તથા કચરો એકઠો કરી તે નાપાક લોકોની લોથને આતશે કરી બાલી નખાવી તેને લીધે તમામ જંગલ આતશ ભરેલું થયું. તેથી જે કોઈ "શંગશારી" તથા "ફીલગોશાં" આદમી જંગલમાં જીવતાં હતાં તેબી તમાંમ બળી ગયા પછે તે આતશ શરદ થયા પછી જેહાંપેહેલવાન પોતાનાં લશકર સાથે તે જંગલ આસપાસ ફરતો હતો એવામાં પાહાડ ઉપર એક કોટ ઘણોજ મજબુત દીઠો.

---

## જઈ પોંહોંચ્યો જેહાંપેહેલવાન કેરશાસ્પ "શીઆમક"* નાં દોખમાંની નજદીક તે દાસતાન.

હકાએત એવી જાહેર થઈછેકે જેહાંપેહેલવાન કેરશાસપે જેવારે પાહાડ ઉપર એક કોટ દીઠો, તેવારે તે પેલા નાખોદાને પુછવાલાગો કે એ ખુદા દાંના મરદ એ કોટની અંદર શું તલેશમાતછે? તેવારે નાખોદાએ જવાબ

---

* "શીઆમક" એ શખસને કેટલાક લોકો "શીશ" કરીનેબી કેહેછે અને એના બાપને "ગઈઓ મરદ" ને "બાવા આદમ" કરીને કેહેછે—એ વીશેનો ખોલાસો "શારેશતાંન" કેતાબવાલો કરી જાયછે.

દીધો કે એ કોટની અંદર ઘણી નેક જગોછે તેમાં બુજોરગ "શીઆમક" નું દોખમું છે. તે દોખમાંનો પાયો લોહોડાનો નાખીને સાત જાતની ધાતુએ કરીને તેની દીવાર બનાવીછે. તે દોખમાં ઉપર કથીરની જાલી નાંખીને તેને ઢાંકેલું છે. જેવારે કેરશાસપ પેહેલવાને એવો શખુન સાંભલ્યો તેવારે તમામ લશકરનાં લોકોએ તે કોટ આસપાસ ફરવા માંડયું કે એ કોટનો દરવાજો શોધવાલાગા પણ ચોઆરો તરફ દીવાર સીવાય કાંઈ બીજું નજર આવ્યું નહી. તેવારે નાખોદા કેહેવાલાગો કે એ પાક જગોનો દરવાજો કોઈને નજર આવનાર નહી. અગર જો તું નામદાર એ કોટ દરમ્યાન દાખલ થઈ "શીઆમક શાહ" નું દોખમું જોવાની ખાહેશ રાખતો હોયતો સરવકોઈ પોતાનાં કપડાં પાક પાણીએ ધોઈ ગોશલ કરો—પછે તે કપડાં પેહેરી પાક યજદાંની બંદગી કરીને એ કોટ ઉપર નેગાહ કરો તેવારે તમોને એ જગોનો દરવાજો નજર આવશે. એ શખુન સાંભલીને કેરશાસપ તથા બીજા જે કોઈને દોખમું જોવાની ખાહેશ હતી તેઓએ લડાઈનાં કપડાં તનમાંથી ઉતારીને પાક પાણીથી પોતાનું તનમન સાફ કરીને બીજાં કપડાં પેહેર્યાં અને ખોદા સાહેબની બંદગીમાં ઉભા રહીને ઘણીક આજેજી કીધી, તેવામાં તાંહાં એકાએક એક મરદ એવો હાજર થયો કે તે મીશાલના ખુબ સુરતી ભરેલાં આદમીઓ જેહાંનનાં દરેમેઆનમાં થોડાજ જનમ પામ્યા હોય તે મરદની ત્રણ આંખ હતી તેમાં બે આંખ સરવેને હોયછે તે મીશાલે હતી અને એક આંખ પેશાંની ઉપર વચમાં હતી. એ મીશાલના મરદે એકાએક આવીને બુલંદ આવાજે કરી પઢવા માંડયું તેનો હલક એવોતો ખુશ હતોકે તે ખુશ આવાજનાં સાંભલ્યાથી તમામ લશકરનાં લોકો પેલાં "શંગશાર" તથા "ફીલેગોશાં" ઓની લડાઈથી ગમગીન હતાં તે શરવ કોઈ તે આદમીના ખુશ આવાજની અશરથી આગલી ગમગીની વીસરી ગયા તેનાં આવાજની મીશાલનો પેલા કોટમાં ઘણોક આવાજ નીકલવા લાગો. તે કોટને હરતરફ દરવાજા નજર આવ્યા ! તે દરવાજામાં જેહાંપેહેલવાન તથા બીજા દાના લોકો દાખલ થયા તે જગો એક બાગ રોશન બેહેશત મીશાલનો દીઠો. તે બાગમાં અરદીબેહેશત મહીનાંનાં બાહારની મીશાલ ફુલ ખીલેલાં હતાં. તે બાગમાં એક બુલંદ જાહાડ હતું તેનું શર જાણે માહાતાબ સાથે જઈ મલેલું હોય એવું ઊંચુ હતું. તે જાહાડનું દડ લીલા રંગનું તથા તમામ ડાલ શીહા રંગની હતી. તેનાં પાતરાં સુનાંની મીશાલે જરદ રંગના હતાં. તે જાહાડનાં પાતરાં એક એક ઢાલની મીશાલે પોહોલાં હતાં તે પાતરાં ઉપર આદમીનાં ચેહેરાની શેકલ કાહાડેલી હતી. તે જાહાડનાં ફલ લાંબાં દોધીની મીશાલનાં હતાં. તે ફલ ઉંધાં લટકતાં હતાં.

ફ્લ ખાધામાં શાકરની મીશાલે મીઠાં હતાં, અને જોવામાં લોહીની મીશાલ રાતાં હતાં—તે અજાએબ શરીખું જાહાડ જોઈને શપેહશાલાર કેરશાસપે પેલા ત્રણ આંખનાં મરદને પુછયુંકે એ અજાએબ જેવું જાહાડ શું છે? તેવારે તે મરદે જવાબ દીધો, કે એ જાહાડ ઘણું પુરાણુંછે. હકતાલાએ જેવારે એ જેહાંન પેદા કીધી તેવારે એ જાહાડને તમામ જાહાડોની અગાઉ પેદા કીધુંહતું. એ ઉપર હમેશ મેવો દોધીની મીશાલનો જારી રેહેછે. એ મેવો ખાધામાં શાકરની મીશાલ મીઠોછે અને સુગંધમાં કશતુરી તથા અમબરની મીશાલનો ખોશબોદારછે. એ જાહાડ ઉપરથી એક પાતરૂં તથા એક ફુલ કમ થાય નહી. અગર એ એક ફુલ અથવા પાતરૂં કમ થયુંતો તેજ વખત તે જગો ઉપર બીજું પેદા થાયછે. અગરજો એ જાહાડનાં ફુલને એક લેહેજા કરતાં જીઆદે વખત સુધી તું શુંગેતો તારાં નાખ તથા કાનમાંથી તુરત લોહી જારી થાય પણ એ મેવામાંથી જે કોઈ એક ફુલ તોડીને ખાયતો તે શખસને સાત દાહડા લગી ભુખ લાગે નહી. એ મોશાલની તે ફુલની તારીફ સાંભલ્યામાં આવી તેથી તે જાહાડ ઉપરથી કેટલાંક ફુલ તોડીને જેહાંપેહેલવાને ખાધાં અને જેકોઈ બીજા પોતાની સાથે હતા તેઓનેબી ખવાડયાં તેવાર પછે તે બાગમાં એક એવાંન હતું તેનો દરવાજો પેલા તરણ આંખનાં મરદે ખોલયો ને અંદર જાઈ જોયશુંકે તે એવાનમાં એક આશમાનની સુરત કાહાડીને તે આસમાન ઉપર બેકીમત ગોહરનો જડાવ જડેલો હતો તેણે કરી તે જગો આફતાબ તથા માહાતાબની મીશાલ રોશની ભરી હતી. તાંહાં તે જગોની દીવાર તથા જમીન તથા દરવાજા એસરવે મોતી તથા પરવાલાંએ કરી મઢી લીધેલા હતા. તે એવાંનમાં પાદશાહી લાએક એક તખત બીલોરનું માંડેલું હતું. તે તખત ઉપર એક સુનાંની પુતલી તમામ ગોહર તથા મોતીએ શમારેલી હતી. તે પુતલીનાં હાથમાં એક યાકુતની તખતી આપેલી હતી. પુતલીને તે બુલંદ તખત ઉપર સુવાડેલી હતી. તેનાં શર ઉપર સુનાંનું એક "તાબુત" હતું, તે ઉપર મોતી તથા ગોહરની લડો વીટેલી હતી. એ મીશાલનો તમાશો જોઈને જેહાંપેહેલવાન પેલા તરણ આંખનાં મરદને પુછવાલાગોકે એ નેક રાહનાં દેખડાવનાર મરદ એ પુતલીનો ભેદ શુંછે અને એ તમામ પાદશાહી લાએકનાં મોતી તથા ગોહરની લડોએ વીટી લીધેલાં "તાબુત" માં કોણની જગોછે? એ પુતલીનાં હાથમાં ઈઆકુતની તખતી શાવાસતે આપીછે અને તે તખતી ઉપર શું લખ્યુંછે?-તેવારે પેલો મરદ કેહેવાલાગોકે એ એવાંન તથા તખત તથા બાગ સરવે પાદશાહ "શીઆમક"નું છે—અને એ સરવે તલેશમાત તે પાદશાહ "શીઆમક" નોજ બનાવેલોછે. જાંહાં

લગી એ દુનીઆમાં તે હઈઆત હતો તાંહાં લગી તેણે પાદશાહી કીધી. એ તલેશમાતબી તે નામદાર પાદશાહે બનાવ્યો તેણે પોતાનાં લોકોને ફરમાવ્યુંકે જેવારે મારો વાકો થાય તેવારે મારાં તનને એ "તાબુત" માં મેલીને પછે એ જગાનો દરવાજો બંધ કરજો. એ રવેસ તે પાદશાહે ફરમાવ્યું હતું તેથી તેના પાક તનને એ "તાબુત" માં મેલ્યુંછે. જેવારે તે નેકબખત પાદશાહનો વાકો થયો તેવારે સરવકોઈ એમકરી કેહેવા લાગાકે હવે આપણે પાદશાહ શીઆમકનો રોશન ચેહેરો કાંહાં દેખીશું?—વાસતે આપણે પાદશાહ "શીઆમક" નાં ચેહેરાની એક પુતલી બનાવ્યે અને તેને એક તખત ઉપર બેસાડયે જેવખત આપણને પાદશાહ શીઆંમકનો ચેહેરો જોવાની ખાએશ થશે, તે વખત આપણે તે જગો જઈ પાક પાણીથી ગોશલ કરી પાક કપડાં પેહેરીને તે તલેશમની જગો જઈ એ પુતલીનો ચેહેરો જોઈ આપણો જીવ ખુશી કરીશું. હેવો અંદેશો સરવ કોઈએ એક દીલથી કીધો અને એ પુતલી પાદશાહ શીઆમકનાં ચેહેરા જેવી બનાવીને તેને એ જગોએ તખત ઉપર આરામ કરાવ્યોછે. શાવાસતે કે જે દાહાડે તે પાદશાહ યાદ આવે તે દાહાડે એ જગોપર આવીને એ પુતલીનો ચેહેરો જોઈને ગમને દફે કરે. એ જોહાંપેહેલવાન એ જગો બીજું અજાએબ જેવું એછે કે અગરજો કોઈ શખસ એ જગોથી હરએક ચીજ બાહેર લેઈજવા ચાહેતો અવલતો તે શખસને દરવાજો નજર નહી આવે અને તેનાં તનને પારાની મીશાલ લરજો પેદા થાય. જેવારે તે શખસ પેલી ચીજને પાછી તેની જગો ઉપર મેલે તેવારે તેનાં તનનો લરજોબી ભાગે અને દરવાજો માલુમ પડે તથા બીજું એછેકે પાદશાહ શીઆમકે પોતે ગુજરતી વખત ઘણી સારી નશીહત કહીછે, તેમાંની નશીહતનાં શખુન એ યાકુતની તખતી ઉપર નજર આવેછે.

## શીઆમકશાહ પાદશાહે પોતાની અંતની ઘડીએ કહી સંભલાવેલી નશીહત.

અએ નેક બખત બેટા—તું જે જગોએ આવ્યો છે તે જગો મારૂં દોખમુછે. હું બોજરગ બુનયાદનો પાદશાહ શીઆમક છું. મારો નામદાર બાપ પાદશાહ ગએઓમરદ હતો. મારા હોકમમાં હફતેકેશવર જમીનનો મોલક હતો. તમામ દેવ તથા પરી તથા આદમી સરવકોઈ મારા તાબામાં હતાં. મેં પોતાની તમામ ઉમર ખુશી શીવાય કાંઇ બદઅંદેશામાંગુજારી નથી. બલકે દુનીઆની કોઈ લેહજત મારેથી ખાલી રેહી નથી. એ રવેસ ખુશી તથા

એશમાં મારી ઉમર એ દુનીયામાં (૧૧૨૪) અગીઆરશો ને ચોવીશ વરસનીથઈ. જો કે માર તાલુકામાં પાદશાહી ખજનો ઘણો હતો, તોપણ જે દહાડે મારૂં મરણ આવ્યું તે દાહડે સરવે કાંઇ પોતાને ઠેકાણે રહ્યું. હું ખાલી હાથે મુફ્લેશ ફકીરની મીશાલ થયો અને મારો કોઇએ ગમ નહી ખાધો. વાસતે એ બેટા તુંને જાહેર કરૂંછું કે એ દુનીઆં બેવફા તથા ફરેબ બાજછે. વલી તે કેવીછે કે અવલતો આપણ આદમીજાદને મીઠાં શરબતનું પેઆલું આપીને ખુશી કરેછે પણ પછવાડે જેહરની જાંમ નોશ કરાવેછે. યાને અવલ જીંદગાની બખશીને તમામ નેઆમત સાથે મોજ કરાવેછે. પણ પછવાડે એકાએક છુપયું મોત આવીને ખાલી હાથે મોકલેછે. જેમ બાપ પોતાનાં ફરજંદને ગોદમાં રાખીને નાજથી રાખેછે, તેમ એ દુનીઆ આપણને પાલેછે. પણ પછવાડે દુશમનની મીશાલ લાત મારીને દુર કરેછે. વાસતે અએ બેટા તું એ બેવફા જેહાન ઉપર દેલ બાંધીને ઓસતવાર ના રહે. મારી ઉપર નેગાહ કરીને તું વીચાર કર કે એ દુનીઆએ મને પાદશાહી આપીને તમામ મોલક ઉપર મોરાદ માફક હોકમ ચલાવનારો કરી જેહાન જીતનાર ને રાખનાર પાદશાહનો બેતાબ બખશ્યો, પણ તેણે પછવાડે મારો કેવો હાલ કીધોછે તે તું જો કે ખાલી હાથે દુરવેશની મીશાલે બેચારો કરી હાં ખાકમાં નાખયોછે. એ બેટા તું એ મકરબાજ તથા ફરેબકાર દુનીઆ ઉપર નચીત ના રેહેતો. એ દુનીઆમાં મારી રવેશ કોઇએ એશ અશરત તથા મોજ મજાહ કીધી નહી હોય. હવે તું અંદેશો કર કે જેવારે એણે મારી સાથે વફાદારી નહી કીધીતો હવે પછે બીજા કોણની સાથે વફાદાર થશે? હું કરતાં નામદાર પાદશાહ બીજો કોઇ શખસ થયો નહી હોય એવું હું ધારૂંછું. જોકે એવી નામદારી કીધા છતાં હાલમાં હું કેવો બેહાર થઇને આ જગો ઉપર પડયો છું.

એવી નશીહત ભરેલા શખુનો વાંચેયાથી કેરશાસપ પેહેલવાને પોતાની આંખ મધેથી આંસુનો વરશાદ વરશાવયો અને ફરીને બીજી મરતબે પેલા મરદને પુછયું, કે એ પાક દેલનાં દાનાવ મરદ એ વગેરે બીજી જે કાંઇ નશીહત તું જાંણતો હોયતે મને કેહે કે જેવી નશીહતથી મને બે જેહાંનમાં ફાયદો થાય અને હું જાંહાં લગી જીવું તાંહાં લગી તારૂં નામ કદી વીશરૂં નહી તારી યાદગારી રાખુ. એ શખુન શાંભલીને તે મરદ કેહેવા લાગો કે એ નેક બખત પેહેલવાંન આદમીજાદને અવલ એ સજાવારછે કે હકતાલાની હસતીથી વાકેફ થાય, યાને બેશક કરી જાણે કે હકતાલા તે એકજછે. તારી પોતાની જાતી અકલથી એમ કરી જાણવું જે તમામ ચીજનું જોડુંછે પણ એખલા હકતાલાનુંજ ફકત જોડું નથી. તે સાહેબથી હરદમ ડરતો રેહેજે

જેવારે તુને એ જેહાનમાં કાંઇ મુશકેલ આવી પોંહોંચે તેવારે તેની પનાહ માં-ગજેકે તેથી તમામ મુશકેલ આશાન થાય અને તું હરામ ચીજથી પોતાનું મોહ ફેરવેલું રાખજે, તું ગુનાહનાં કાંમથી ડરતો રેહેજે. અગરજો તું પોતાનાં ઘેરમાં બેસીને ઘેરનાં દરવાજા બંધ કરીને છુપયો ગુનાહ કરશે પછે જો તું એમ કરી ગુમાંન લેઇ જશે કે મેં ગુનાહ કીધો તે કોઇ આદમી દેખતાં કીધો નથી અને કોઇ જાણતું પણ નથી, એવું તું પોતાના દીલમાં જાણે પણ એ નાંમવર તારો ગુનાહ અગરએ આદમીજાદે નહી જાણયો પણ ગેબી ખબરનો જાણનાર હકતાલાછે તે તમામ જોયછે. સરવે લોકોએ એ શાહેબથી ડર ખાવો જોઇએ. આકેબત સરવે કોઇએ તે પાક દાવરની દરગાહમાં રજુ થઇને જવાબ દેવોછે. આપણુ સરવેનાં તન સાથે તરણ મુદઇ ઘણાં ભારી છે તેમાં બે તો તનની અંદરછે અને એક તનની બાહેર. બે મુદઇમાં એકતો ગોસ્સો તથા બીજો લોભ. ત્રીજો તનની બાહેરનો મુદઇ તે મસખેરીછે. એ તરણ ચીજને દાંનાવ લોકો નાપસંદ કરેછે. અગર તું ચાહેકે મને બીજો ગુ-નાહ કરવા ઉપર દલેરી નહી થાય અને જે કાંઇ આગલ ગુનાહ થયા હોય તેની તોજેશ તું ચાહતો હોય તો એ તરણે મુદઇ કે જે ઉપર કહયાછે તેને તારા તાબામાં રાખ યાને એ તરણે ચીજ ઉપર દલેરી કરતો ના. પો-તાની અકલે કરી ગોસસો તથા લોભ અને કોઇની મશખેરી કરવાથી બંધ રેહેજે. તારૂં પોતાનું દેલ હકતાલા સાથે બાંધજે અને એ મકર તથા લોભ ભ-રેલી દુનીઆ સાથે આશનાવ થતો ના. આ દુનીઆની તમામ ચાલ બાજીગર લોકોનાં ખેલની મીશાલનીછે. બાજીગર લોકો હરએક ચીજ આપણુને દેખાડે પણ પછવાડે તેનાં હાથમાં ખાક શીવાય કાંઇ બીજુ રેહેતું નથી. એ દુ-નીઆ દરમ્યાનમાં જર અને ખજાંનો મેલવતાં ઘણી સખતી તથા રંજ ખેંચવી પડેછે. જેવારે તે જર ખજાંનો જવા ચાહેછે તેવારે એક સેહેજમાં જતો રેહેછે. એ દાંનાવ મરદ હરગેજ થઈને લોભ ના કરતો. વખત ઉપર ખોદાતાલા જે કાંઈ આપે તે ઉપર શબર એખતીઆર કરજે. જે કમબ-ખતને લોભ ઘણો હોય તે બુરા શખસનાં તમામ દાહડા, વરસ તથા મ-હીનાં હાયવાય ને બલાપા ભરેલા જાય. તે નાપાક અદેખા લોભીથી કોઈ બી-જાનું સારૂ તથા દોલતને આબરૂ દેખી શખાય નહી. લોભી પારકાની અદેખાઈ કરીને પોતાનાં જીવને વગર આતશે બાલેછે, વાસતે એ પેહેલવાન તું કોઈ બીજાની દોલત તથા મીલકત જોઈને અદેખાઈ ના કરતો. તું અકલથી અંદેશો કરીને જોકે જે શખસનો શેતારો રોશન હોય તે પોતાનાં બખ-તને જોરે કરી દોલત પામેછે તો તું નાહાક બેશીને બલાપો કરી શબબ શું ગમગીન થાયછે. તે ફોકતના બલાપાએ કરી બલાપો કરનારનાં તનને આ-

જાર પોંહોંચેછે. હાએ અફશોશ કીધાથી તેની રોજી તથા ઉમર એ બંધે ચીજો કમ થાયછે. દુનીઆમાં જે કોઈ નેકી તથા બદી તારી નજદીક હોય તે ઉપર જીકર કરવાની જગો શબર કરી હકતાલાના સુકરાંનાં હરદમ તથા હરપલ બજા લાવજે.

એ રવેસના નશીહત ભરેલા શખુન સાંભલ્યા તેથી જેહાંપેહેલવાન કેરશાસ્પ ઘણો ખુશી થયો ને તેણે ઘણાંક નાદેર મોતી તથા ગોહર તે મરદની નજદીક ધરીને તે કબુલ રાખવાને આજેજી કીધી પણ તે ગોહર તથા મોતી પેલા મરદે કબુલ નહી કીધાં. તે કેહેવા લાગોકે એ હોનરમંદ પેહેલવાન મેં તુંને તે ખજાંનો આપ્યો તે પાક જીવનાં મરદ લોકોનાં મગજમાં પેદા થાયછે યાને દાંનાઈનો ખજાનો આપ્યો અને તેંતો મને તે ચીજ આપીકે જેની પેદાએશ પથરમાંથી થાયછે. મેંતો તુંને પાક યજદાની રાહ દેખાડીછે અને તેં તો મને નાપાક હેરેમંનની રાહે લઈ જવાનો લોભ દીધોછે! દુનીઆમાં જે શખસ મોતી તથા ગોહર જમાવ કરવા પડયો તે શખસ ખોદાતાલાની રાહ ભુલેછે. અગર મારી ખાહેશ મોતી તથા ગોહર ઉપરજ હતે, તો એ જગો દુખમનું તમામ એવાંન એ બે ચીજે કરી ભરેલુંછે તેજ લેઈને હું કબજ કરૂં તો કોણ પુછનારછે? મગર ઓ પેહેલવાન હું તેની તરફ નજરબી કરતો નથી. એ તારાં મોતી તથા ગોહરને હું એક મુઠી ખાક બરાબર ગણતો નથી. જે ખોદાની બંદગીનો ખરીદદાર હોય તેને દાંનાઈ તથા નશીહત પસંદ આવેછે તેને ગંજ તથા ગોહર સાથે કાંઈ કાંમ નથી. અગરજો દુનીઆનાં ખજનાંને આબરૂ હોયતો એની પેદાએશ ખાક તથા પથરમાંથી નહી હતે; ખોદાને પીછાનનારા પાકીજા લોકો દુનીઆનાં જર ખજનાને ખાક બરાબર કેમ ગણતે? એ ખજનાના ઉપર હરગેજ ખુશી રેહવું નહી. એ ખજાનો કેવો બદતરછે કે અગર બે શખશ જીવના દોસત હોય તેઓને એક એકનાં જીવનાં લેનાર દુશમન કરેછે. અગર તારી પાસે દોલત હોયતો તું તેને સાચવવામાં રાતદીન એવી ફેકર તથા અંદેશામાં પડેકે પલ પણ કરાર પામે નહી. તે દલબદલ વેહેમમાંજ મશગુલ રેહેકે રખેને મારી દોલતને ચોર લઈ જાય! રખેને કોઈ લુટી લે. રખેને એકાએક આગ લાગે અને બલી જાય. રખેને વેપારમાં ખોટ આવે વગેરે તારાં દીલમાં ભાંતભાંતનાં અંદેશા તથા ફેકર પેદા થાય. દુનીઆ દરમ્યાનમાં તું એ રવેશ દોલતની પછવાડે રાત દીન રંજ ખેંચે અને જેવારે તારો વાકો થાય તેવારે તે દોલતતો તુને કાંમ આવે નહી. આ ફાની જેહાન તે મીનુ જેહાંનનો અમબેરો પામવા ખાતરજ આદમીને જે મોટી દોલત છે તે અકલછે. જે કોઈ અકલે કરી નેકી તથા નેકનામીનો ખજાંનો મેલવે તે જેવો બખતાવર મરદ બીજો કોઈ નથી. દોલતનો ખજનોતો આપતા આપતા ઘટી જાય પણ

અકલનો ખજાનો કોઇને આપતાં ઘટે નહી બલકે ઉલટો વધેછે. અવલ જો આદમીને અકલ હોયતો હરવખતની જીંદગી હાથથી જવા દે નહી. જીંદગી કીધાથી આદમીનું રવાંન એહેસતી થાયછેજે ખજાનો એહેસતમાં કામ આવેછે તે ખજાનાં કરતાં બીજો ખજાનો કેમ બેહેતર હોય? જેહાંનના દરમ્યાનમાં અકલ તમામ ચીજ ઉપર મવકલછે. જેકોઇને અકલ નથી તે શખશનું તન ગોયા ગુજરેલાં આદમીની બરાબરછે. જે મીશાલે તું પોતાની માદરને પેટે અવતરયો. તેવારે તું નાગે તને આએ ફાની દુનીઆમાં જનમ પામયોછે તેજ મીશાલે તું ગુજરશે તેવારેબી નાંગે તનેજ રખસુત લેવાનો, તો પછે દુનીઆઈ હાલી દોલતનો લોભ શા કામનો? એ દુનીઆમાં જે શખસ ખાસે પીસે ને બીજાને ખવાડસે ને પેહેરશે હોડશે અને બીજાને પેહેરાવશે હોડાવશે તથા બખશેશ કરશે તે તે પોતે સાથે લેઈ ગયો કેહેવાશે. બખીલાઈ કરીને જે દોલત એખઠી કરશે તે સઘલી વેયરથ જવાની. એસરવે સત કરીને જાણજો. દોલત આપણી સાથે આવવાની નથી ફકત નામદારી ને નેકી, એવો અંદેશો કરી જે મલેછેતે ખાઉંછું ને પોશાકબી જેવો ખોદાતાલા આપેછે તેવો દીલમાં પેહેરૂછું. હીયાં એક જાહાડછે તે જાહાડ દાઇની મીશાલ માહારી પરવરેશ કરેછે જેવારે મને પાણીની પેઆશ લાગેછે તેવારે એ જાહાડ પોતાની જડમાંથી મને પાણી આપેછે અને ગરમીને વખત મારા શર ઉપર છાંયો રાખેછે. એ જાહાડનાં ફલ ખાઊંછું અને પોશાકબી એજ જાહાડના પાંતરાનો પહેરૂંછું જાંહાં તલગ હું જીવતોછું તાંહાં લગી મને એજ રવેશ પસંદ પડેછે. એવી વાત પેલા તરણ આંખનાં મરદથી સરવ કોઈએ શાંભલી તેથી ઘણાં અજબ રહીને તે દાનાવનો શેજદો કરી બાહેર નીકલયા.

---

## જઈ પોંહચીયો જેહાંપેહેલવાન કેરશાસ્પ શાહનશાહ તેહમુરસ્પના દુખમાં નજદીક તે હકીકત.

પાદશાહ શીઆમકનાં દોખમાને શેજદો કરી તાંહાંથી બાહેર નીકલ્યા અને બીજા જંગલ તથા પાહાડ ઉપર ફરવા લાગા. એમ કરતાં એક પાહાડ ઉપર જઈ પોંહોંચયો તે પાહાડમાં હીરા તથા યાકુત તથા કેરબાની પેદાયશ હતી. તાંહાં તરેહવાર ફુલો તથા જરી બુટી તથા ભાંત ભાંતનાં મેવા રંગારંગી ઘાંસ, શંબુલ તથા બેશુમાર શેરદી અને કેશર વગેરે બીજી ઘણીક નાદેર ચીજોની પેદાએશ માહારાજા મેહેરાજે દીઠી, તેથી તેને અફશોશ આવયોકે એવી જગો હું કેમ હાથમાંથી જતી મુકું? એવો અંદેશો કરી એક જવાંમરદને પોતાનાં લશકરમાંથી દશ હજાર શવાર હવાલે કરી તેને તે જગોની શરદારી

આવીને તાંહાં કાએમ રાખયો અને ફરમાવયું કે તે પાહાડ ઉપર કોઇને દખલ આપે નહી. પછે જે કાંઈ લશકર હતું તેને કીશતી ઉપર ચહડાવયું ને કીશતીઓ આગલ ચલાવી. દરમ્યાનમાં એક મહીનાં લગી રાત દીન કીશતીઓ ચલાવી તેવારે એક પાહાડ બંદાબ નામનો ઘણો ભારી દીઠો, ત્યાહાં ઉતાર્‌યા તો જોય શું કે તે પાહાડ ઉપર એક કોટ શીહા પથરનો બુલંદ દીઠો. તેની બુલંદી માહાતાબ સાથે જઈ પોંહોંચેલી હોય તેવી જોવામાં આવતી હતી. તે કોટનાં દરવાજા નજદીક શીહા પથરની તરણસો શીડી ઉપર ચહડવાની મેલેલી હતી પણ પોહોલાઈમાં તે શીડી ઘણી તંગ હતી. તે નજદીક એક સવાર પથરનો જોવામાં મસ્ત હાથીની મીશાલનો ઉભો રહીને તે કોટની પાશબાની કરતો હતો. તે સવારે એક હાથમાં ઘોડાની લગાંમ પકડેલી અને બીજે હાથ ઘોડાની દુમચી ઉપર મેલેલો હતો. એ મીશાલનો તમાશો જોઈને જેહાંપેહેલવાન પેલા નાખોદાને પુછવા લાગો કે એ સવાર તથા એ શીહીડી કોણે બનાવીછે? તેવારે નાખોદાએ જવાબ દીધો કે એ કોટની અંદર એક છુપો તલેશમાતછે પણ કોઇને માલમ નથી જે અંદર શું અજાએબ જેવુંછે. જેકોઇ શખસ એ કોટનાં દરવાજાની પેહેલી શીહીડી ઉપર પગ મેલેછે કે શેતાબ એ સવાર ઉભોછે તે પેલા શખશને તે જગોથી ઉડાવી લેછે, એ શખુન સાંભલીને જેહાંપેહેલવાને એક મરદને બખતર તથા ઢાલ તથા તલવાર તથા ગોરજ વગેરે તમામ હથયાર બંધાવીને ફરમાવયું કે શેતાબ એ શીહીડી ઉપર ચહડીને દરવાજાની નજદીક જાએ. તે મરદ પેહેલી શીડી ઉપર ચહડયો કે પેલો સવાર જે દરવાજા નજદીક ઉચે ઉભેલો હતો તેણે શેતાબ જોશમાં આવીને પોકાર કરીને એક ભારી પથર ઊંચેથી નાંખયો, તે પથર સુધાં પેલો મરદ બેજાંન થઈ જમીન ઉપર નીચે પડયો. તેજ વખત બીજો મરદ લશકરમાંથી બાહેર નીકલી હાથમાં તીર કમાન પકડીને તે શીહીડીની તરફ આગલ ગયો કે પેલા શવારને ખંદગી તીરે કરી નીચે નાખે, પણ તેનું શીહીડી ઉપર ચહડવું કે બીજો પથર એવોતો ઉપરથી પડયો કે તે મરદબી ગરદાપેચ થઈને શીહીડીથી દસ કદમ દુર જઈ પડયો. એ મીશાલે ચાર મરદ એકેક પછે ગયા પણ પેલી શીહીડી ઉપરથી પડીને બે શખસ મારયા ગયા, અને બે શખસ જખમી થયા તેથી ફરીથી કોઈ બીજાએ જવાને હીમત પકડી નહી. જેહાંપેહેલવાને ગોસ્સો કરીને ફરમાવ્યા ઉપરથી બેલદાર લોકોએ તમાંમ શીડી ખોધી નાખી તાંહાં જોયશું કે એક કુવો કે જે કોહોની મીશાલે ઊંડો હતો, તે કુવાને માથે આશમાનની શેકલ બનાવેલી તેને એક સુનાની શાંકલ મોતી તથા ગોહરનાં જડાવે જડેલી હતી. તે શાંકલનાં એક છેડાનો આંકડો પેલા આશમાનમાં ભેરવેલો તથા બીજો છેડો પેલા સ-

વારના કમરબંધમાં ભેરવેલો હતો. જે વખત તે કુવો દેખાયો તેજ વખત પેલી શાંકલને આશમાન સાથે ખેંચી લેઈને તોડી નાંખી કે પેલો આસમાન શાંકલે કરી બંધાઈને અલગ રાખેલો હોય તેમ થયો અને પેલા બેલદાર તે કુવામાં પડયા. તેજ વખત પેલો સવાર જે શીડી ઉપર ઉભેલો હતો તેબી જમીન ઉપર નીચે પડયો તે સવારનું નીચે પડવું કે પેલા કોટનો દરવાજો પોતાંની મેલે ખોલ્લો થયો. પછે જેહાંપેહેલવાંન પોતાનાં લશકરનાં ખાશ લોકો સાથે તે કોટની અંદર જઈ તેમાં હરતરફ નેગાહ કરી જોવા લાગોતો એક મકાંન રોશંન બેહેશતની મીશાલનું નજરપડયું તેની આશપાશ ચાર એવાંન બીલોરનાં બનાવેલાં હતાં અને એવાંનનાં કંગુરા ઉપર હરએક જાતનાં ખુશ રંગીન જાંનવરો બનાવીને બેશાડેલાં હતાં તથા તેની દીવાલ ઉપર આદમી, દેવ, હાથી, મગરમછ, ગોરખર, શેર, ચીતા તથા વરૂ વગેરે બીજાં તમાંમ જાંનવરોની સુરત ચીતારેલી હતી તથા ઘણીક સુનેરી તથા બીલોરી શમેદાંનીઓમાં મોમબતી મુકેલી હતી અને તે બતીઓને માથે બે બે યાકુત મેલેલા હતા તેમાં એક લાલ તથા બીજુ‍ં જરદ રંગનું હતું. તે ગોહરોની હેવીતો તારીફ હતીકે તેની રોશનીથી કરી તે જગો આફ્તાબ તથા માહાતાબની રોશની કરતાંનેબી ઘણી જીઆદે રોશની આપતી હતી તથા પેલા ચાર એવાંનની નજદીક એકએક સુનાંનું જાહાડ બનાંવીને ઉભું કીધેલું હતું તેનાં પાતરાં જમરોદનાં પાંનાંના બનાવેલાં હતાં. તથા ફુલ પરવાલાંનાં બનાવેલાં હતાં અને ફ્લ યાકુતનાં બનાવેલાં હતાં તે ચારો જાહાડનાં શાહેઆ નીચે એકએક તખત કીમતી ગોહરનાં જડાવનાં મેલેલાં હતાં. તે તખત તથા તેનાં પાયા ગોહરનાં બનાવેલા હતા તથા તે એવાંનની જમીન હેવીતો સાફ હતીકે તેમાંથી આરશીની મીશાલ આદમીનાં ચેહેરા નજર આવતા હતા. તે જગોથી આગલ ચાલતાં એક ઘર લાજવરદી રંગનું બનાવેલું પાકીજે બેહેશતની મીશાલનું દીઠું. તે ઘરની આશપાશ તમાંમ પરદા જરી દેહેબાનાં હતા, જે પરદાઓની આશપાશ મોતીનાં તથા યાકુતનાં જડાવ જડેલા હતા. તે પરદાઓમાં એક "તાબુત" બનાવેલુ હતું અને જાંણે તમાંમ જેહાનની કશતુરી તથા અંબરની ખુશબો તે "તાબુત" માંજ ભરેલી હતી. કેરશાસપ પેહેલવાંને હોકંમ કીધોકે એ તાબુતને ખુલું કરે કે તેમાં શું છે તે આપણે જોઈએ—પણ ઘણીએક હીકમત કીધા છતાબી તે ખુલી શકયું નહી. વલી તેમાં એવી કરામત હતી કે તે જગોનાં ગોહર, મોતી તથા યાકુત અગર કોઈ શખશ ચોરી લેઈને એ જગોથી બાહેર નીકલી જવા માગે તો તે શખશને દરવાજોજ નજર નહી આવતો. અગરજો તે શખસ ઘણીબી જોશતેજો કરતો પણ ગુ-

મરાહાની મીશાલ તેજ જગોએ ફરયા કરતો મગર જે ચીજ જે જગો ઉ-પરથી લીધી હોએ તેજ જગોએ પાછી મેલે તેવારે તેને દરવાજો નજર આવતો ! તે જગોથી કેટલાક કદમ આગલ ચાલ્યાકે એક ઘણું મોટું ભોં-એરૂં જમીનની નીચે નજર આવ્યું તે ભોંએરાંમાં એક ઘર શબરંગનું તથા એક પાંણીનો ચશમો હતો તે ચશમાંનાં પાંણીનો રંગ શુનાનો હતો અને તે પાંણીમાં બેકીમત ગોહરો આફતાબની મીશાલ રોશંન હતાં જેથી તે ઘ-રમાં રોશનીનું નુર નજર આવતું હતું. ચશમાંની નજદીક એક તખત હતું તે ઉપર એક ગુજરેલા મરદને મોહોડાં ઉપર ચાદર હોરાડીને શુવાડેલો હતો જેનાં હાથમાં એક તખતી યાકુતની હતી તે તખતી ઉપર તીશ ખત શુનાંનાં હરફે કરી લખેલા હતા. તેને જોઇને જેહાંપેહેલવાંન કેરશાસપે નાખોદાને કહ્યું કે એ તખતી ઉપરનાં હરફ વાંચીને એથી મને વાકેફકર કે એમાં શું લ-ખેલુંછે ? તેવારે પેલા નાખોદાએ તે હરફ વાંચ્યા તેથી તેનાં મોહોડાંનો રંગ ઉડી ગયો અને ચેહેરો જરદ થઈ ગયો. તેણે જરા દમ ખાઈને જેહાંપેહેલવાનને કહ્યુંકે એ નેકનાંમ બોજરગ દુનીઆદનાં શરદાર એ તખતીમાં એમ લખ્યું-છેકે જેકોઈ અકલમંદ મરદ અમારી આરાંમ કરવાની જગો ઉપર આવે તે શખશને હું નશીહત કરૂંછું કે આ દુનીઆં પાંચ સાત દાહાડાનીછે—વા-સતે દુનીઆં ઉપર તું પોતાનું દીલ બાંધતો ના અને લાલુચ તથા લોભ કરી પોતાનાં તંનને રંજમાં ના નાખતો. તું નેગાહ કરીને જોકે હું જેહાંનનો પાદ-શાહ "તેહેમુરશ "તે હોશંગ પાદશાહનો બેટો છું. મેં હેવા હેવા ઘણાએક તલેશમાત બનાવીને તેમાં બેશુમાર ગંજ ખરચ કીધોછે—અગર તું એ જગોનું એક હલકું ગોહર જોશે તેનીબી કીંમત એક મોલકનાં કરતાં જીઆદે હશે. એ મીશાલ બેકીમત ગોહરો મેં એ જગોએ એકઠાં કીધાંછે—અને એ બે શુમાર જર તથા ગોહરનો રાખનાર હું જેવો પાદશાહ જેહાંનમાં રહયો નહી તો બીજો કોણ રેહેવાનોછે ? વાસતે તું નાંમદાર પેહેલવાંન કે તુંને શરવે કોઈ કેરશાસપ કરી કેહેછે અને તાહારૂં આવવું એ માહારા મકાન ઉપર થયુંછે અને તુંબી માહારી ઓલાદનોછે વાસતે મારી તરફથી તારીઉપર ઘણીએક દોઆ હોજો— કે તું મારા તોખમનો હતો તો એ જગો માહારાં દોખમાની નજદીક હાજર થઈ મારા રવાંનને ખુશી કીધું બેટા તું માહરી નશીહત શાંભલ—અવલ એછેકે આફાની જેહાંન ઉપર પોતાનું દીલ ના બાંધતો તથા નચીતબી રેહેતો ના કે મારી પાસે ગંજ તથા ખજાંનોછે તો મને કશો ગંમ ઉપજવાનો નથી હેવો અંદેશો હરગેજ કરતો ના. તું નથી જાંણતોકે એ દુનીઆંતો એક બાજીગરની મીશાલનીછે કે એક એક શાએતમાં તુંને તહરે તહરેની બાજી દેખાડશે—વાશતે એ જેહાંનથી

પોતાનું મોહો ફેરવીને પોતે પાક યજદાંનની તરફ રજુ રેહેજે અને તે પાક દાવરનાં ફરમાંનમાં રહીને હરેક કાંમમાં પાક યજદાંથી મદદ માંગજે કે તે પેદાનો કરનાર શાહેબ તારી તમાંમ નેક મોરાદ હંમેશ હાંશલ કરશે. અગર તારી પાસે તમામ દુનીઆની નીઆમત હાજર હોય તથા તમામ હફ્તે કેશવર જમીનની પાદશાહી હોએ તોબી તું તે ખોદાતાલાનો ખાકી બંદોછે એ વાત બેશક કરી જાંણજે. જે કોઈ હરેમનનો ફરેબ ખાઈને તેની મોરાદ માફેક કાંમ કરેછે તે બેઅકલ મરદ આકેબતતો પશતાઈ હરેમન ઉપર લેઆંનત નાંખ્યા વગર રહેતો નથી વાસતે અગરજો તુંને એક મરતબે હરેમન સીધી રાહ બતલાવે તોબી તું તે ખોદાતાલાની રાહને મુકતો ના પણ પોતાની અકલ ઠેકાંણે રાખીને રાત દીન એ દુનીઆંની ઘણી લાલચનો અંદેશો ના કરતો શાવાસતે કે જે કોઈ દુનીઆમાં ઘણો અંનદેશો કરે તે શખશની ઉમર કોતાહ થાએછે કોઈ બીજાનું બુરૂં ના ચાહતો. જે ચીજ તુંને પસંદ નહી આવે તે ચીજ તું બીજાને આપતો ના. તુને દુર દરાજ રાહમાં જવું હોય તો હોશીઆરીથી તે રાહનો તોશો કરજે. તારેથી કાંઈ ગુનાહ થયો હોય તો તેથી શેતાબ પશેમાંન થઈ પુરી તોબા કરજે પણ એકદમ નાઉમેદ ના થતો કે માહારેથી ઘણો ગુનાહ થયલોછે તેથી હવે હું શવાબ કરૂં તે શવાબ રદ જાએ વાસતે હવે શવાબ શા માટેકરૂં? એવો અંદેશો કરીને ગુનાહ ઉપર ગુનાહ નાં કરતો. આ વાત ઉપર ઘણી કોશેશ કરજે કે જે દાહડે હકતાલા તુને પોતાની અદલ દરગાહમાં બોલાવે તે દાહડે તુંને તે જગો ઘણાં આદમીઓમાં પોતાનાં જબુન ગુનાહથી શરમ નહીઆવે. તે એ જગો શુંનાનું તાબુત દીઠુંછે તેઉપર નજર ના રાખ અને તે ઉપર દશતદરાજી ના કર. તે તાબુતમાં એક અંગોઠી, એક હાથનું કડું તથા એક ગોહર આફતાબની મીશાલનું રોશનછે. એ તરણે ચીજ તે શખશ લેઈ જશે કે જે બોજરોગ હકતાલાની પેગંમબરી કરશે તે શીવાએ કોઈ બીજાની તાકાત નહી કે એ ચીજની તરફ નેગાહ કરી જોએ. તેં પોતાની જવાનીનાં તોરથી અનદેશો કીધો નહી અને એકાએક ફરમાવ્યું કે એ તાબુતને ખોલ્લું કરો કે એમાં શુંછે તે આપણે જોઈએ. એ બેટા અવલ અંદેશો કરીએ પછે જે કામ કરવું હોએ તે કરીએ—ખેર હવેતો જે બનવાની હતી તે બની પણ હવે પછે એ વાતનો કશો અંદેશો નથી.

એવા ખુબી ભરેલા શખુન શાંભલીને જેહાંપેહેલવાંન, માહારાજા મેહેરાજ તથા બીજા જે કોઈ પેહેલવાંનો તે જગોએ હાજર હતા તે સરવે ગંમગીન થઈ જારી કરવા લાગા. એકતો પોતાથી પેલાં તાબુત સાથે બેઅદબી થઈહતી અને બીજુંતો પોતાનાં વતન તથા ખેશ કબીલાથી દુર પડયા હતા

એ અંદેશાથી કેટલીક જારી કીધી. પછે પોતે તે જગો એઅદબી કીધી હતી તેનાં શબબથી કેટલોકવાર પાક યજદાંની નજદીક પોકારીને આજેજીથી માફ માંગી પોતાના ગુનાહની તોબા કરી. તે પછે તે તાબુતને શેજદો કરી તે જગોથી પાદશાહ તેહેમુરશનાં રવાન ઉપર આફરીન કરતા બાહેર નીકલી પાછા કીશતીઓ ઉપર શવાર થઈ આગલ દુર દરાજ મંનજલ કરતા કેટલેક મહીને એક શેહેર "તાંમલી" નામનું હતું તાંહાં ખુશીસાથે જઈ પોંહોંચ્યા. તાંહાં દરીઆવનાં કીનારા ઉપર ઉતરીને જોય શું કે તે જગો ઉપર ઘણાંક આદમીઓ એકઠાં થએલાં દીઠાં—તે જમીન ઉપર ખેતીવાડી દીઠી—તે આદમીઓમાં એક મરદ બુજોરગ અને બુઢો હતો તેનાં હાથમાં એક તાંબાની તખતી તથા એક મજીઠનાં લાકડાંની પુતલી પકડેલી હતી અને તે તખતી ઉપર યુનાંની ભાષામાં કરી ચાલીશ હરફ તથા સાત શેકલ કાહડેલી હતી તે બેહુ ચીજને લેઈ પેલા મરદે આશમાંનની તરફ ઉંચી ધરી અને એક મરતબે શરવ કોઈએ ઉંચા હાથ કરીને એક પોકાર કીધો કે વરશાદ જારી થયો તેથી તમાંમ આદમીઓએ પોતાની મશકો, કુજા તથા ખુમ પાંણીથી ભરયાં કે તેજ વખત વરશાદ બંધ થઈ ગયો! જેહાંપેહેલવાંન કેરશાસપ એ તમાશો જોઈ ઘણો અજબ રહીને પુછવા લાગો કે એ નેક બખત આદમીઓ તમારા ભેદથી મને જરા વાકેફ કરો કે એ તમારો ભેદ શું છે કે એ રવેશ તમોએ પોકાર કરી વરશાદ માંગી સરવેએ પાંણી ભરી લીધું એટલે વરસાદ ગુમ થઈ ગયો? તે લોકો કેહેવાલાગાકે આએ જગો કુઆ અથવા તલાવ કે ચશમાં મીઠાં પાંણીનાં નથી અને જેવાર હમો લોકોના ઘરમાં મીઠું પાંણી થઈ રેહેછે તેવારે હમો લોકો પોતાનાં ઘરમાં ખરચ પરમાંણે મશક, કુજા અને ખુમ ખાલી લઈને આ જગો દરીઆવના કીનારા ઉપર આવી એ તખતીને આશમાંનની તરફ ઉંચે કરીને એ પુતલીને એક શખશનાં માંથાં ઉપર બેશાડીએ છીએ અને હમો શરવ કોઈ હકતાલાની શેતાએશમાં ઉભા રહીએ છીએ અને એક મરતબે હકતાલાની નજદીક પોકાર કરી જારી કરીએ છીએ, તે પોકારથી પાહાડ, તથા જંગલ તથા દરીઆવબી જોશમાં આવેછે. એમ કરતાં શાએત એક ગુજરેછે કે એક વાદલ જોશ કરતું આવીને એટલોતો વરશાત એ જગોએ વરશેછે કે તેથી ચીનના દરીઆવની મીશાલ પાંણીની મોજ મારેછે તેવાર હમો શરવે લોકો જેટલો ખરચ હોય તેટલુંજ પાંણી ભરી લીજીએછીએ તેજ વખત વરશાદ બંધ થઈ જાએછે વલી જેવાર પાંણી થઈ રેહેછે તેવારે એજ રવેશે એ જગો આવી હકતાલાપાસેથી પાંણી માંગીને ગુજરાંણ કરીએછે. એવી હેરતભરી વાત શાંભલીને જેહાંપેહેલવાંન કેહેવાલાગો કે ફરીથી તમો એ બાજી કરોતો હું

મારી નજરે જોઈ ખાતરી કરૂં. પરથમ મેં જોયું તેનું મને ધ્યાન નથી રહ્યું તેસાથે હમણા વલી તમારા કહેવાથી મારી ખાએશ ઘણી થાએછેકે બીજી મરતએ સારી તરેહથી એ ખેલ જોઉં—તેવારે તે લોકોએ કેરશાસપને જવાબ દીધોકે એ નેકનાંમ મરદ એ બાજી હર વખત નહી થાએ પણ જેવારે સરવેનાં ઘરમાં મીઠુંપાંણી થઈ રેહે તેવારે શરવેકોઈ એકઠા થઈને એ જગો આવીને હકતાલાની શેતાએશ કરીએ છીએ તેવારે એ મોજેજો બનેછે નહીતો ગમે એટલી મેહેનત કરીએ પણ એક કતરો વરશાતનો આવે નહી અગરજો તારી ખાહેશ જોવાની હોએતો ઘણાંક દાહાડા આએ જગો મકાંન કરીને રેહે અને તે દાહાડો આવે તેવારે એ તમાશો જોજે.

---

## ચાલતા પાહાડની અચરત સરીખી હકાએત.

દરીઆવનાં કીનારા ઉપર એક પહાડ હતો તે પહાડ ઉપર તેઓ ચહડયા તે જગોએ ઘણું મોટું એક જંગલ તેઓએ દીઠું તે પાહાડની સામે એક બીજો પાહાડ બે કોશ લાંમબો દરીઆવની અંદર હતો તે પહાડની ખાશીઅત એ હતી કે જેવારે દરીઆવના મોજા આવતા તેવારે પહાડબી પાંણીની સાથે આગલ આવતો અને વલી પાંણીની સાથે પાછો જતો ! કોઈ વખત હાથીની મીશાલે રેલાઈને શીઘો ચાલતો હતો તો કોઈ વખત જેમ લડાઈને વખત શવારો જોશથી ઘોડાને છલાંગ મરાવેછે તે મીશાલ છલાંગ મારતો હતો તે પહાડને જોઈને શરવકોઈ એક એક સાથે કેહેવા લાગાકે એ દરીઆવમાં એ ભારી "કાંટાશલીયું" જાનવરછે અને એની પીઠ ઉપર એવા જહાડ જેવા કાંટા ઉગેલાછે—તે શખુન શાંભલીને નાખોદા કેહેવા લાગોકે એ જવાંમરદો તમો હેને કાંટાશલીયું જાંનવર શું કહોછો એતો એક પહાડછે કે જેવો દુનીઆમાં બીજો પાહાડ નથી. પછે જેહાંપેહેલવાંને તે નાખોદાને પુછયુંકે એરવેશે ચાલતો પહાડ દુનીઆંમાં કોઈએ શાંભલ્યો નથી વાશતે એ અજાએબ વાતની તુને કાંઈ વીગત માલંમ હોએ તે કેહે ? તેવારે તે નાખોદા કેહેવાલાગો કે એ શરફરાજ પેહેલવાંન તું એ પહાડને જોઈને અજબ શું રેહેછે પણ હું વાત કેહું તે શાંભલ. જંગબાર શેહેરની પાસે દરીઆવમાં એક જંજીરોછે તે ઉપર એક શેહેરનાં જેટલી વસતીછે વલી તે જગો પથર તથા કાંટા સીવાએ બીજું કાંઈ નથી. તેથી તે જગો ખેતીવાડીબી થતી નથી તથા તે જગો તરફ કીશતીબી જઈ શકતી નથી પણ તે શેહેરનાં લોકોનો ખોરાક હમેશ હકતાલા પોતાની અજીમ કુદરતથી પોહોચાડેછે. તે જંજીરાથી એક દાહડાની દુર રાહછે તે જગોએ એક બીજો જંજીરોછે તે જંજીરા ઉપર મેવો તથા ફલ તથા ભાંતભાંતની

તમાંમ નેઆંમત તથા બેસુમાર ખોરાક તથા અનાજ પાકેછે. જેવારે બહારનો વખત થાએછે તેવારે દરીઆવનાં પાંણીની મોજેએ કરી તે જંજીરો પોતાંની જગોથી હીલીને કીશતીની મીશાલ શેતાબ ચાલીને પેલા તેની પડોશમાંના જંગબારની પાસેનાં જંજીરાની પાસે બરાબર જઈને ઉભો રેહેછે તેવારે તે શેહેરનાં આદમીઓ ખુશી થતાં તે જંજીરાની નજદીક જઈ તે ઉપરથી જેકાંઈ નેઆંમત મેવો, અનાજ ઘાંસ તથા કાઠી પોતાના વરશ દાહાડા લગીનો ખોરાક તે ઉપરથી લીએછે—જેવારે સરવ લોકો પોતાની મોહતાજ મોઆફેક લેઈ રેહે તે પછે તે જંજીરો પાછો કીશતીની મીશાલ જઈ પોતાની જગો ઉપર કાએમ રેહેછે—એ રવેશ હર વરશ તે લોકોને હકતાલા રોજી પોહોંચાડેછે તેથી તે જગોનાં લોકોને પોતાની રોજી શોધી કાહાડવાનો કશો અંદેશો કરવો પડતો નથી પણ પોતાની જગો ઉપર બેઠા રેહેછે અને તે પેદાના કરનારની યાદમાં હરદમ મશગુલ રેહેછે. હેવા અજાએબ શખુન શાંભલીને જેહાંપેહેલવાંન તે નાખોદાને કેહેવા લાગોકે તું નેગાહ કરીને જોકે જેવારે આફતાબ નીકલેછે તેવારે દરંનદાં, પરંદાં ચોપગાં તથા શેકાર વીગરે બીજાં તમાંમ જાંનવરો ભુખાં ઉઠેછે અને રાતને વખત શરવકોઈ પોતપોતાને જોઈતો ખોરાક ખાઈને તનદરોશત થઈ શુવેછે. તે શરવેને ખોદાતાલા ભુખાં પીયાશાં રાખતો નથી તો આદમજાત ખોદાતાલાની બંદગીનાં કરનાર હરગેજ ભુખાં રહેજ નહી. એ મીશાલે જેહાંપેહેલવાંને તથા પાદશાહ મેહેરાજે પોતાનાં લશકર સાથે તમામ દરીઆવની શેહેલ કરી દરેક અજાએબીનો તમાશો જોયો પણ હીનદોસતાનનાં મુલકનાં જેવી અજાએબ જગો બીજી દીઠી નહી પછે દરીઆવની શેહેલગાહથી ફારગ થઈને ખુસકીની રાહે જંગલમાં ચાલતા એક મહીને ચીનનાં મુલકથી બાહેર નીકલી આગલ ચાલ્યા તેવારે માહારાજા મેહેરાજે પોતાનાં દીલમાં એવો અંદેશો કીધોકે જેટલા મોલક હીંદસ્વસ્થાનની ખુશકીની રાહ મધે મારા તાબામાંછે તે તમાંમ મોલક જેહાંપેહલવાંનને દેખાડું કે એ નામદારનાં દબદબાથી બીજા પાદશાઓ મહને એશતેકબાલ આવી રજુ થાએ તેથી જંગી કેરશાસપબી જાંણેકે મેહેરાજની હીંદસવસથાંનમાં હેવી દબદબા ભરેલી પાદશાહીછે. હેવો અંદેશો કરી ખુશકીની રાહે હીંદ સવશથાંનમાં આગલ વધીયા તે ખબર શાંભલીને જે કોઈ રાજાઓ મેહેરાજનાં તાબામાં હતા તેઓએ પોતાનાં શેહેરો શમારીને મોટા તથા નાઘલા અમીરો સાથે ઘણોએક હથીઓ તથા ફરશ તેમજ ઘણીક નાદેર તોફા ચીજો નજર લાવતા—એમ કરતાં હીંદશવશથાંનનો તમાશો જોતા આગલ ચાલતા. એક દાહાડે રાહમાં ચાલતાં એક જંગલમાં જાઈ પોહોંચ્યા તે જગો બેસુમાર

પોપટનાં ટોલે ટોલાં દીઠાં તેઓનાં તમાંમ તંન જંગલની હલીઆરી મીશાલે લીલાં હતાં તથા ચાંચ અને ચુંગાલ અનાંરનાં ફુલની મીશાલે શોરખ હતી—તે બેસુમાર પોપટે કરી તે જગોની જમીન ગોયા લીલાં કપડાં ઉપર મજીઠનો રંગ છાંટે તે મીશાલ નજર આવતી હતી તથા તે જંગલમાં એક ઝાડ નદીનાં કીનારા ઉપર ઘણું મોટું હતું જેની તમાંમ ડાહલો બુલંદ હતી તથા પાતરાં શફેદ હતાં અને તેનાં બી કાલાં ને ફલ બેદમોસકની મીશાલ ઘણાં મીઠાં અને ખુશબોદાર હતાં—તે ઝાડની તમાંમ ડાહલો ઉપર પોપટના એટલાતો માલા કીધેલા હતા કે તેથી તે ઝાડ નજર પણ નહી આવતું હતું. તે ઝાડની ખાશીઅત એ હતી કે જે કોઇ એક મરતબે તે ઝાડનો શાયો પોતાની ઉપર પાડીને બાહેર નીકલેતો તેનાં તન ઉપર કાંઇ આજાર અથવા મોરદાર લોહી એક વરશ લગી ગલબો નહી કરે–તે જગોથી આગલ ચાલતાં રાહમાં એક શેહેર દીઠું તે શેહેરમાં ઘણાંક આરાશતગીથી ભરેલાં દેહેડાં હતાં તે તમાંમ દેહેડામાં એક દેહેડું ઘણું ઊંચું બનાવેલું હતું અને તેની તમામ જમીન તથા દીવાલ શખત પથરની બનાવેલી હતી. તેમાં ચીતાર તથા ખુશબો શીવાય કાંઈ બીજું નહી હતું. તેમાં એક પુતલી માહાતાબને ચેહેરેની હતી પણ તેને જર જેવર કાંઈ હતું નહી તે પુતલી તે દેહેડાંનાં ગુમબજમાં હવા ઉપર અતરંગ હતી. નહી ઉપરથી તાંગેલી કે નહી નીચેથી કાંઈ બેઠક આપીને બેશાડેલી—એ મીશાલ હવા વચે અતરંગ હતી તે વીગરે બીજાં પુતલાં ઘણાંએક આદમીની સુરતનાં તથા મોરગની સુરતનાં હતાં તેનેબી પેલી પુતલીની આશપાશ ઊંચાં હવા ઉપર રાખેલાં હતાં. તે દેહેડાંમાં કેટલાંએક આદમીઓનું ટોલું અનજુમન કરી બેઠેલું હતું. તેઓનાં તન તમામ શીહા હતાં. તેઓ સર તથા દાહાડી મુડાવેલા શેવડા લોકોના જેવા હતા. તેઓ તમાંમ પોતાનાં મોહોડાં ઉપર લુંગડાં બાંધીને તે ગુંબજને આસપાસ એકીનથી બેઠેલા હતા.તે લોકોને હેવું ગુમાન હતું જે આશમાંન ઉપરથી ખોદાતાલા આવીને એ જગોએ અતરંગ ઉભોછે અને તે પુતલીની આસપાસ બીજાં પુતલાં જે આદમી તથા મોરગની સુરતનાં અતરંગ ઉભાંછે તે તમાંમ ફરેશતા તથા પરીછે–એ મીશાલ તે લોકો પોતાનાં દીલમાં ગુમાંન લાવીને સરવ કોઈને કહેતા હતા વલી એક અજાએબી તે જગોએ એ હતી કે તે શેવડાઓનાં દેલમાં મોરાદ હોએ અને તે પુતલીની નજદીક જાઈને પરશતેશ કરી તે પાસે મોરાદ માંગતાતો તેજ વખત તેની મોરાદ બર આવતી તે એટલા વાસતેકે તે લોકોનાં દેલમાં તેઓનું એકીન સાબેત હતું તેથી પોતાની મોરાદને પોંહોચતા હતા—બાકી તે પુતલી તો ફકત લોહોડાંની હતી અને તેની દીવાર, ગુંબજ તથા જમીન સરવ ચકમકનાં પથ-

રની હતી—તે ચકમકના પથરનાં એંચાનનાં શબબથી પેલી લોહોડાંની પુતલી હવા ઉપર અતરંગ રહી હતી કાંએકે તે લોહોડાંને છ તરફથી ચકમકનાં પથર પોતાની તરફ ખેંચતા હતા પણ આમનશામનના જોરેકરી તે એક પણ તરફ ખેંચાતી નહી હતી પણ તેથીજ તે પુતલી અતરંગ હતી. તે તમાશો જોઈને આગલ ચાલતાં એક શેહેરમાં જઈ પોહોચ્યા તે શેહેર ઘણું આરાશતગી ભરેલું અને ખુબી તથા દબદબા સાથેનું હતું તે શેહેરની બાહેર એક દેહેડું સુનેરી કાંમે કરી ચીતારેલું હતું તે દેહેડાંની દીવાલ તથા ગુમબજ સરવે ગોહરે કરી જડેલા હતા. તેનાં એવાંનમાં એક તખત માહીદાંતનું હતું તે ઉપર એક પુતલી સુનાની બેકીમત ગોહરે શીંગારેલી તથા તેનાં ગલાંમાં જડાવદાર તોક, શર ઉપર હીંદસવશથાંની તાજ મેલીને દબદબા સાથે બેસાડેલી હતી તેનાં તખતની નજદીક એક ઝાડ ઘણું બુલંદ ઉગેલું હતું તે ઝાડ ઉપર સાત તહરેનો મેવો લાગતો હતો અને તે મેવામાં એકતો અનજીર, બીજી દરાખ, તરીજી અમરૂત, ચોથું શેબ, પાંચમું અનાર, છઠું નારંજ તથા શાતમું બેદ— એ સાતે મેવા તે ઝાડ ઉપર લાગેલા હતા તેણે કરી તમામ ઝાડ ભરેલું હતું અને વરશમાં બે મરતબે તે ઝાડને ફૂલ લાગતાં હતાં તે ઝાડનાં તમાંમ પાતરાં ઉપર પેલી પુતલીનો ચેહેરો નજર આવતો હતો. તે શેહેરના જેકોઈ આદમી આજારી તથા નાકઉઅત થઈ જતાં તે આદમી પેલાં ઝાડ ઉપરથી એક ફૂલ તોડીને ખાતાં તો તેજ વખત તેનાં તંન ઉપરથી આજાર બરતરફ થઈજતો તે ઝાડની ઉપર એક વાંકુ દાંતરડું એલમાશનાં લોહોડાંનું ઘણી તેજ રશીએ કરી ટાંગેલું હતું અને જેકોઈ હીનદુ તે પુતલી ઉપર પોતાનો જીવ ફેદા કરવા ચાહતો તે શખસ પેલું દાતરડું પોતાનાં હાથમાં ભેરવીને પોતાના બેહુ હાથ નીચે કરતો તેથી જેમકે ફાંશી દીએછે તે મીશાલ એક મરતબે તેને જખંમ હેવોતો શાફ લાગતો કે તેહેનું શર પેલાં દાતરડામાં ભરાઈ રહેતું અને ધર જમીન ઉપર પડતું—જેહાંપેહેલવાંન કેરશાસપ પોતાનાં લશકરનાં બાજે નાંમદારો શાથે તે દેહડું જોવાને અંનદર દાખલ થયો તાંહાં જઈને સરવે તમાશો શારી રવેશથી જોયો પેલા ઝાડપર ગોયા બાગમાં તરેહ તરેહના ઝાડો ઉપર મેવો આવે તે મીશાલ તે એકજ ઝાડ ઉપર સર્વે મેવો જેબ દેતો હતો. તે જગોથી આગલ ચાલતાં એક બીજું શેહર નજરે પડયું તથા એક દેહેડું દીઠું તેની આસપાસ ઘણાક શેવડા બુદ્દા તથા જવાંન બેઠેલા હતા પણ તેમાં એક પુતલી બીલોરને તન હતી. તેનાં તંનને ગોહર તથા મોતીએ સમારેલું હતું અને તેનાં શર ઉપર એક તાજ કેરબાનું મેલેલું હતું પણ તેનાં તંન ઉપર એટલુતો જરીઆંન હતું કે ગોયા

કપડાંની જગો તેનાં તંનમાં જરીઆંનજ પેહેરેલ હોએ તેમ માલમ પડતું હતું તે પુતલીનાં બેહુ હાથ તેનાં માથાં ઉપર મેલેલા હતા. તેમાં એક હાથ શુનાંનો તથા બીજો હાથ રૂપાંનો બનાવેલો હતો તેની નજદીક એક ટાંકું ખાલેશ પાંણીએ ભરેલું હતું. તે પુતલીનાં મોહોડાંમાંથી પાણી નીકલતું હતું તે પાંણી પેલાં ટાંકાંમાં જતું હતું અને-તે શેહેરનાં લોકોને કાંઈ દરદ આજાર થતો તેવારે તે ટાંકાંનાં પાંણીથી ગોશલ કરી પોતાનાં તંનને સારી રવેશથી પાક કરીને પેલી પુતલીની નજદીક તરણ મરતબે પોતાનું સર જમીન ઉપર મેલતા તેજ વખત તેનાં તંન ઉપરથી જેકાંઈ દરદ હોએ તે દફે થઇ જતું. અગરજો કોઈ હીંદુ તે પુતલી ઉપર પોતાનો જીવ ફેદા કરવા ચાહાતો તે શખશ પેલી પુતલીની નજદીક આતશની સગડી લાવી તે આતશ ઉપર લોબાંન અગર તથા કપુર વીગરે બીજી ખુશબોદાર ચીજો મેલીને પોતાનું મોહોડું તેની ધુંઈ ઉપર રાખીને એક શરપોશ હેતું મેલે કે તેનું માથું તમાંમ અંદર રેહે અને તે શખશ દીલથી પેલી પુતલીને દુવા કરે. એમ કરતાં જેવારે આતશના ગરમી તથા ધુંઇએ કરી અગલ તેનાં બેહુ દીદા ગલી જાએ અને પછે એજ મીશાલે શખતીએ કરી જીવબી નીકલી જાએ. એ અજબ તમાશો જોઈને તમાંમ લશકર શાથે આગલ ચાલતાં રાહમાં એક શેહેર ઘણું એક ખુશ દીઠું—તે શેહેરમાં એક દેહેકું હતું તેની અંનદર એક ઝાડ શીધાં સરવ મીશાલનું ઊગેલું હતું તે ઝાડ હમેશે ફૂલ ભરેલું રેહેતું હતુ તેના પાતરાં શુકાયા પછે તે જગોનાં લોકો, તેને વાટીને શોરમો કરી આંખમાં આંજતાં હતાં અને તેની જડ કીમીયું કરવાનાં કાંમમાં આવતી. એક શખશને બીજા શખશ સાથે કજીઓ પડતો અને તેઓનો ઈનશાફ કોઈથી થઈ નહી શકતો અને વાત શોગંદ પર આવતી તેવારે લોહોડું ધહડવાની હીરણને આતસમાં નાંખી સારી તહરેથી ગરમ કરતા કે તે લોહોડાંનો રંગ તથા આતશનો રંગ એકમલી થઈ જતો—એ મીશાલ ગરંમ કરી પેલાં ઝાડનાં પાતરામાંથી એકકું પાતરૂં પેલા બેહુ દાવાદારોનાં હાથ ઉપર મેલે અને તેઉપર પેલી ગરમ કીધેલી હીરંણ મુકતા. અગર જેકોઈ જુઠો દાવો કરતો હોએ યા જુઠું બોલી કોઈ ઉપર તોહોમત લાવતો હોએ તે શખશનાં હાથનો પોંહોચો ગરમીએ કરી બલીજવા ચાહાતો તેથી તે શખશ તેજ વખત તે હીરંણ તથા ઝાહાડનાં પાતરાંને જમીન ઉપર નાંખી દેતો અને જે શખશ સાચો હોએ તેનાં હાથને કશો આજાર નહી પોંહોંચતો. એ રવેશે તે ઝાડની ખુબી હતી તથા તે જગો લાલ તથા યાકુતની પેદાએશ હતી. તે જગોનાં જેવાં લાલ તથા યાકુત બીજી જગો નહી હતાં અને તે શેહેરનાં આદમીઓ અદનાં તથા આલા શરવકોઈ તેવાં લાલ તથા યાકુતને એકઠાં દોરીમાં ભરીને તેની

લઠો પોતાનાં સર ઉપર વીટી રાખતાં હતાં તથા તે જગોનાં હીનદુ લોકો પુતલાંની પરશતેશ નહી કરતા હતા પણ શેતારાઓની પરશતેશ કરતાહતા. એવીગરે બીજી અજાએબીઓ જોઇને તે જગોથી લશકર શાથે આગલ ચાલ્યા.

## તરીજા પાહાડ ઉપરની અજાએબ શરીખી હકાએત.

રાહમાં આગલ જતાં એક પાહાડ કાલા પથરનો દીઠો તે પાહાડને એક તરફથી ભોંએરાંની મીશાલે કોતરીને બીજી તરફથી બાહેર નીકલવાનો દરવાજો મેલેલો હતો પણ તેની, અંદર ચાલવાની રાહ ઘણી શંકરાશની હતી. તાંહાંના હીંદુ લોકોનો રવઈઓ એ હતો કે અગરજો કોઈ બેગાંનો મરદ બાહેરથી આવીને એમ કરીકહેતો કે હું બી હીંદુછું તેથી મને તમારા મજહબમાં લેઓ તોપણ તે જગોના લોકો એકાએક તે શખશને પોતાના મજહબમાં લેતા નહી હતા—શાવાસતેકે તે શખશ હીંદુની બુનીઆદનોછે કે કોઈ બેગાંનોછે એ મીશાલ જેવારે તે લોકોના દીલમાં સંધે પડતો તેવારે લોકો એતેફાક કરી પેલા બેગાંનાં મરદને તે પાહડની તરફ લેઈ જઈ તે શખશનાં હાથ બાંધીને તેને કેહેતા કે તું એ ભોંએરાંમાં દાખલ થઈને પેલી રાહે બાહેર નીકલ—હેવું કહીને તેને તે ભોંએરાંમાં ઉતારતા હતા. અગરજો તે મરદ શાચો અને પાક દીલનો હોએ તો તે શેતાબ પેલી રાહે શુરાખમાંથી આશાંનીએ કરી બાહેર નીકલી જતો અને જે શખશ જુઠો અને નાપાક હોએ તે શુરાખમાંથી બાહેર નીકલી શખતોતો નહી પણ તે ભોંએરાંમાંની શુરાખમાંજ બંધ થઈ રેહેતો. એ તમાશો જોઇને જેહાંપેહેલવાંને હીંદ સ્વશથાંનના મોલક ઉપર આફરીન કીધી. તે જગોથી આગલ ચાલતાં બીજો એક બુલંદ પાહાડ દીઠો તે પાહાડ ઘણો ઊંચો હતો તથા એક બીજો અજાએબ જેવો લોહોડાનો એક પાહડ તે પાહડની નજદીક હતો અને તે પાહાડનું લોહોડું વગર આતશે ગરંમ તથા લાલ રેહેતું હતું તે એ મીશાલેકે ગોયા આતસમાંથી તરત કાહાડયું હોએ. રાતને વખત તે પાહાડ રોશંન આતશની મીશાલ નજર આવતો હતો તે પાહાડથી દુર એક જગો પાંણીની નેહેર હતી તેમાં ચમકના પથરનો પાહાડ હતો. જેવારે વરસમાં એક વાર તે પાહાડ ઉપરથી લોહોડું ગરમ થઈ બાહેર નીકલતું તેવુંજ પેલા ચકમકનાં પથર ઉપર જઈ કેટલીએક શાએત અઠડતું તેથી હકતાલાની કુદરતથી એક તલવાર એલમાશનાં લોહોડાની બની રેહેતી હતી—તે તલવાર માહરાજા મેહેરાજનાં શીલાખાંનાં શીવાએ કોઈ બીજા પાદશાહોનાં શીલાખાંનાંમાં નહી હતી—તે જગોએ માહારાજા મેહેરાજની ચોકી મેલેલી હતી તેથી તે તલવાર બનવાનો દાહાડો આવે તે દાહાડા ઉપર તે ચોકીદાર

લોકો તે જગો જાઈ ઉભા રહીને તે તમાશો જોઈને પછે તે તલવાર તે જગોથી લાવી માહરાજા મેહરાજની આગલ રજુ કરતા પણ તે તલવારને હાથમાં ધરતાં ઘણી શખતી પડતી હતી તે તલવાર એવી અજાએબ શરીખી હતીકે જેકોઈને તે તલવારે કરી ગરદંન મારતા તેનું લોહી જમીન ઉપર નહી પડતું પણ તેનાં તંનમાંજ રેહેતું હતું. એ વીગરે ઘણીએક અજાએબ થવા જોગ ચીજો માહરાજા મેહેરાજે જેહાંપેહેલવાંન કેરશાશપને એટલા વાશતે દેખાડી કે તે માહરાજાનો દબદબો કેરશાશપ પેહેલવાંન જોઈ પાદશાહ જોહાકની નજદીક તમાંમ વાત કરે તો તે માહરાજાનો દરજજો જીઆદે થાએ. હેવી ખાહેશને વાસતે જેહાંપેહેલવાંનને છ વરશ લગી હીંદ સ્વશથાંનની તમાંમ અજાએબ ચીજો દેખાડી.

## જઈપોંહોંચયા જેહાંપેહેલવાન કેરશાસ્પ તથા માહરાજા મેહેરાજ કનોજ શેહેરની તરફ તે હકીકત.

જેહાંપેહેલવાન કેરશાસપને ઘણીક ઈજત શાથે માહરાજા મેહેરાજે પોતાનાં કનોજ શેહેરમાં દાખલ કરી અને પોતાનાં ખજાનાંનો દરવાજો ખોલી તેમાંથી દેહેડા, કેનાત, ફરશ, કમરબંદ, તાજ, તથા તખત, જડાવદાર બખતર અને એ વીગરે બેસુમાર યાકુત, મોતી તથા સુનાનાં શેર, શેકાર,મોર તથા બાજ જાનવરો સરવે શાજ સાથેના કેરશાસપને બખરયાં. તે વીગરે એક દાબડો કપુરનો મોતીએ ભરેલો મીનાકારીનાં કાંમ સાથનો હતો તે તથા પચાસ ઘોડા તમાંમ જરીપાખડ શાથેનાં જે પાખડો ઉપર હીરા તથા ગોહરનો જડાવ જડેલો હતો તે ઉપરાંત બીજા એકશો ઘોડા સુનેરી સાજ શાથેનાં તથા એક હજાર બખતર, ચીલતર, છુટભાલડી, નેજા તથા ખંજરો હેવી હેવી ચીજોનોતો કાંઈજ સુમાર નહી હતો વલી એકશો બાંડી ચીનની ખુબસુરત તથા બશો ગોલાંમ પરીને ચેહેરેનાં તથા અશરફીઓ અને સુનું તથા બશો ઊંઠ કપડાંનાં તથા બેકીમતી જવાહેરો—જેહેરી તથા પાવજેહેરીનાં ચાલીશ હાથીઓ તથા દશ શેહેર હીનદોશતાંનમાં ઘણાંભારી હતાં તેની શનદ કરી આપી તથા સુનાંના એકશો નેજાનો તે ઉપર પાદશાહી ગોહર જડેલાં હતાં—તે નેજાવોનું વજંણુ ઘણું ભારી હતું. એક જાંમો જેહાંપેહેલવાંનને હેવોતો માહરાજા મેહેરાજે બખસ્યોકે તે જાંમાંની મીશાલનો બીજો જામો દુનીઆનાં દરમેઆંનમાં કોઈ પાદશાહ પાસે નહી હોએ. તે જાંમાંની અજાએબી એ હતાકે હર ઘડીએ તે જાંમાં ઉપર હજાર તહરેની રંગ બેરંગ સુરત નજરઆવતી હતી તથા જેકોઈનું તંન દરદ તથા

બીમારી ભરેલું હોએ અને તે શખસ તે જાંમો પેહેરેતો તેજ વખત તેનાં તનને તનદરોશતી તથા આરાંમ થતો હતો તથા તે જાંમો રાતને વખત લાલ નજર આવતો હતો અને દીવશનાં જરદ રંગનો નજર આવતો હતો તથા તે ઉપર પાંણીનાં કતરા અશર કરતા નહી હતા તેથી તે પાંણીએ કરીને કદી ભીંજવાતોતો નહી અને તેમાંથી વખતે વખત ભાંતભાંતની ખુશબો નીકલતી હતી અને અંધારીમાં રોશન મશાલનાં કરતાં તેની રોશની જ્યાદા હતી. એ મીશાલનો જાંમો તથા શરપાવ માહરાજા મેહેરાજે જેહાંપેહેલવાન કેરશાસપને આપ્યો. બીજા ઈરાની તથા જાબુલી શપેહશાલારોને અને લશકરનાં આદમીઓને સરવેને અનદાજે શરપાવ આપી નવાજ્યા પછે હોકમ કરીને પાદશાહ જોહાકને વાસતેનો હદીઓ પોતાની નજદીક મંગાવ્યો તેમાં તરેહવાર રંગનાં દેહેરા તથા કેનાતો મંગાવ્યાં. તે દેહેરાવો ઉપર તમાંમ મુલકોનો ચીતાર પાડેલો હતો તથા એક બાગ સુનાંનો પાકીજે બનાંવેલો હતો તે બાગનાં ઝાડ સુનાંનાં તથા ફુલ બેકીમત ગોહરનબનાવેલાં હતાં અને તેમાંનું એક એક ગોહર અગરજો રાતને વખત અંધારાંમાં મેલેતો તે જગો આફતાબની મીશાલ રોશની થાએ અને તે ઝાડનાં પાતરાં પરવાલાંનાં તથા ફુલ મોતીનાં બનાવેલાં હતાં તે બાગમાં એક ઝાડ ઘણું બુલંદ હતું તેનાં પાતરાં પીરોજાનાં તથા ફુલ પરવાલાંનાં તથા ફુલ ગોહરનાં હતાં—તેવીગરે તેની હરએક શાખો ઉપર યાકુતનાં મોરગ હતાં અને તેની ચાંચ પરવાલાંની તથા લાલની હતી અને શબજ જનાવરની પાંખ બનાવેલી હતી અને જેવારે તે ઝાડને નીચે જોશથી પાંણી ફરતું તેવારે તે ઝાડ બાગનાં ઝાડની મીશાલ તાજુ થાતું હતું અને તેની શાખો ઉપર તમાંમ મોરગ જે બેશાડેલાં હતાં તે ખુશ આવાજે ભાંતભાંતનો શરોદ કાહડતાં ! એ મીશાલનો તે અજાએબી ભરયો બાગ બનાવેલો હતો તે બાગ તથા તે વીગરે બેસુમાર બીજો શાંમાંન માહરાજા મેહેરાજે પાદશાહ જોહાકને વાસતે આપ્યો તે તમાંમ હદીઓ લેઈ જેહાંપેહેલવાંન કેરશાસપે ઈરાનની તરફ પાદશાહ જોહાકની પાસે જવાનો કશદ કરી આગલ રશતો પકડયો. તેની ખેદમતમાં માહરાજા મેહેરાજ કેટલીક એક મનજેલ સુધી મીનત તથા આજેજીથી વદેઆ કરવા ગયો હતો.

---

## રવાંનાં થયો જેહાંપેહેલવાંન કેરશાસ્પ હીંદથી તે વીશેનો એહેવાલ.

જેહાંપેહેલવાંન કેરશાસપનાં બાપ પાદશાહ "અશરત" ને ખબર થઈ કે તેનો બેટો કેરશાસપ હીંદ સવશથાનનો મોલક ફતેહ કરીને દબદબાથી

દર મનજેલ ચાલ્યો આવેછે પણ તેનો ઈરાદો પેહેલાં ઈરાન જમીનની તરફ પાદશાહ જોહાકની નજદીક જાવાનોછે. એ વધાઈ શાંભલ્યાથી " અશરત "નાં દેલ ઉપર ખુશીનાં બાગનો તાજો બાહાર ખીલ્યો તેજ વખત પોતાનાં અમીરો શાથે લશકર લેઈ શેતાબ ઈરાન જમીનનાં રશતા ઉપર આવી દેહેરા મારયાકે પોતાનાં બેટાને અવલ જાબુલશતાંનમાં લઈજાએ. હેવામાં જેહાંપેહેલવાંન કેરશાસપનુંબી તે જગોએ આવી પોંહોંચવું થયું તેથી તેણે પરથમ પોતાનાં બાપનાં કદમને બોશા દીધા અને તેજ વખત શરવ કોઈએ કેરશાસપ ઉપર વધાઈ કરી તે પેહેલવાંન શાથે બગલગીરી કીધી. બુજોરગ "અશરતે" કેરશાસપને કહ્યુંકે અએ બેટા આજ રોજે મારી ખુશી છેકે, તું પરથમ આપણા જાબુલ શેહેરમાં આવે. તેવારે જેહાંપેહેલવાંને પોતાનાં હાથ જોડીને કહ્યુંકે જે કાંમથી તું જેવા બુજોરગ બાપનું દેલ ખુશી રેહે તે કાંમ કરવાને હું હમેશ રાજી છું. પછે સરવેકોઈ તે જગોથી જાબુલશતાંન આવી પોંહોતા અને એવાંનમાં મજલેશ શમારી બેઠા તેવારે કેરશાસપે પોતાનાં બાપની નજદીક તમાંમ અવલથીતે આખેર લગે બનેલી હીંદ સવશથાંનની હકીકત કહી. પછે માહરાજા મેહેરાજે પાદશાહ "અશરત " ને વાસતે જે કીમતી હદીઓ આપ્યો હતો તે તમાંમ પોતાના બાપ અશરતને નજર કીધો અને પોતે જેકાંઈ હીનદોસતાંનથી ખજાંનો તથા શરપાવ લાવ્યો હતો તેપણુ તે પોતાનાં બુજોરગોનાં ખજાંનાંમાં મેલ્યો પછે તમાંમ અમીરો સાથે મજલેશ શમારીને હરરોજ રાંમશગીરી તથા શરાબની જાંમ શેવાએ બીજો મશગુલો હતોજ નહી. એમકરતાં જેવારે એક મહીનો તમાંમ થયો તેવાર પછે કેરશાસપ પોતાનાં બાપ પાસે રજા માંગીને પાદશાહ " જોહાક " ને મલવા ઈરાન તરફ ચાલ્યો—એ ખબર જેવારે પાહશાહ જોહાકને થઈ કે જેહાંપેહેલવાંન કેરશાસપ તે પાદશાહની ખેદમતમાં આવેછે તેથી તે પાદશાહ જોહાક બેશુમાર લશકર શાથે શેહર બાહેર નીકલીને જેહાંપેહેલવાંન કેરશાસપને એશતેકબાલ લેવા આવ્યો. જેવારે રાહમાં મોલાકાત થઈ તેવારે પાદશાહે ઘણીએક મેહેરબાંનીથી કેરશાસપને બગલમાં પકડી ખેરઆફીઅતની ખબર પુછી, તેના રોખશારા ઉપર મોહબતથી બોશા દીધા અને ઘણોક નવાજ્યો. પછે જેહાંપેહેલવાંન કેરશાસપે મેહેરાજશાહ વાલો હદીઓ હતો તે મંગાવીને પાદશાહની નજદીક મેલ્યો જે જોઈ પાદશાહ જુહાક ઘણોજ ખુશ થઈ ગયો. પછે એક હાફ્તા લગી ખુશી તથા નાજ શાથે પાદશાહની મજલેશમાં જેહાંપેહેલવાન કેરશાસ્પ રહયો. જેવારે હફ્તો તમાંમ થયો તેવારે પાદશાહ જોહાકે ફરમાવ્યું કે એ નામદાર જેહાંપેહેલવાંન તેં હીનદોસતાંનમાં ઘણી

રંજ ખેંચીને શખત રાહા માપીછે વાશતે તું પોતાના બાપની નજદીક જવાનો કશદ કર—એટલુંકહીને પોતાનાં ખજાંનાંમાંથી બે તખત મંગાવ્યાં તેમાં એક કેરબાનું તથા બીજુ બીલોરનું હતું અને બે તાજ મંગાવીયા તેમાં એક યાકુતનું તથા બીજુ પીરોજાનું હતું તથા બે બખતર તેમાં એક શીહનાં ચરમનું તે ઉપર તમાંમ ગોહરનો જડાવ જડેલો હતો તથા બીજુ મગરમછનાં ભીંગડાંનું હતું તે ઉપરબી બેકીમત ગોહરનો જડાવ જડેલો હતો અને બે કમરબંધ તેમાં એક પાદશાહા તેહેમુરશપનો તથા એક પાદશાહા જંમશેદનો હતો તથા બશો ઘોડા તુરકી તમાંમ શુનાંનાં શાહાજ સાથેનાં તથા ચાલીશ ગોલાંમ પરીની મીશાલના ચાલીશ લોંડી માહાતાબની મીશાલ શફેદ ચેહેરાની હતી તથા બે દેહેરા શેર અને ચીતાનાં ચરમનાં હતા તે ઉપર તમાંમ જરકામ હતું, તેનાં થાંભ શુનાંનાં તે ઉપર મેખ રૂપાંની હતી તથા બાર ઊંઠ અશરફીએ કરી ભરેલાં હતાં તથા ચઉદ ઉંઠ દેબાનાં કપડાંથી ભરેલાં હતાં, એ વીગરે એક જુનડો તમાંમ જરીનો જે ઉપર આફતાબ તથા માહાતાબની શુરત ચીતારેલી હતી તેનાં સર ઉપર યાકુતનું શીમોરગ બેશાડેલું હતું. એરવેશે ઘણોએક શરોપાવ જેહાંપેહેલવાંનને લાએકનો પાદશાહ જોહાકે પોતાની તરફથી આપ્યો તથા જે ઈરાની તથા જાબુલી લશકર હીનદોસતાંન ગયું હતું તે સરવ કોઈને ઘણુંએક ઇનાંમ આપીને કેરશાસપને જાબુલની તરફ બહુ આબરૂથી વીદાય કીધો. જેવારે, નામદાર જેહાંપેહેલવાંન જાબુલસતાંનમાં જઈ પોંહોંચેઓ તેવારે તાંહાં બે હફતા તુલીક રહયા પછી ખુશી શાથે એક દીને બાંમદાદને વખત પોતાનાં બાપને કહેવા લાગો કે—અએબુજોરગ ને દાના બાપ તારી રજા હોએતો હું એકલો બીજા મોલકની તરફ શફર કરવાની ખાહેશ રાખુંછું. એ શખુન શાંભલીને દાનાવ અશરત દીલમાં ગમગીન થઈ વીચારવા લાગોકે--હવે એ મારા જંગી બેટાને મબાદા પોતાનાં સંસારની ખાહેશ થઇ હશે તેથી એ સફરે જવા તૈયાર થયોછે. એટલું પોતાનાં દીલશાથે વીચારીને, પોતાનાં નામચીન ફરજંદને કહેવા લાગોકે એ બેટા હવે તું મારી ઉપર બુઢાપાનાં વખતમાં શેતંમ ન કર તું હેવી જુદાઈની વાત શાવાસતે કરેછે. હું તુંને મારી નજદીકથી એક કદમ દુર જવાદેઉ નહી શાવાસતેકે મારા મુદઈઓ ઘણાછે અને જો તું દુરની મુશાફરી જાએતો તે મુદઈ લોકો આવીને બુઢાપાનાં વખતમાં મને બેઆબરૂ કરી જાબુલનો મુલક વેરાંન કરી નાંખશે. એ મીશાલ ઘણાંક બાંહાંનાંનાં શખુન કાહાડયા પણ દેલાવર કેરશાસ્પે તે શખુનો કબુલ નહી કીધા. અશરતે કેરશાસપને કહ્યું કે—એ બેટા અગરજો તારી મરજી બાહેર જવા ઉપર થઈછેતો

બેલાશક જા પણ થોડાક દાહડા શબર કર કે મારીબી મોરાદ બર આવે તે કરતાં તું જાંણતો નથી કે શફરમાં ચાલવાની બલા દોજખનાં અજાબની મીશાલનીછે અને તે જગો જાન વીખ ઉપર આવેછે. તું શરફરાજ બેટા મુશાફરીમાં રંજ ખેંચશે અને હું તારી જુદાઈનાં બલાપામાં આંખે માંજુર જેવો થઈ બેસશ. એ શાંભલીને કેરશાસપ કેહેવા લાગોકે એ નામદાર બાપ હું તારી નજદીક રાસત શખુન કહુંછું કે મારી ખાએશ ઓરત કરવા ઉપર થઈછે—હું હવે જવાનીને પોંહોંચ્યો તેથી બીજા દુશમન લોકો મારી ઉપર તાંણું મારીને એમ કેહેશેકે—"અશરતનો બેટો જેહાંપેહેલવાંનમાં નાંમ કેહેવાડેછે પણ પોતે ઓરતતો રાખતોજ નથી—વાશતે તેનું કારણ શું છે? શું નાંમરદછે ઈઆતો હેની બુનીઆદ નીચીછે તેથી હેને કોઈ પોતાની બેટી આપતું નથી?" એરવેશે મુદઈ લોકો મારી ઉપર બીજી-જુઠી તાંણાંજાણીનાં શખુન કેહેશે—વાશતે તું મને રજા આપ કે હું ઓરત કીધાપછે તારી નજદીકથી હરગેજ દુર થાઉં નહી. એ શખુન શાંભલીને બુઢો અશરત કેહેવા લાગોકે એ બેટા હું તુંને કહું તે શાંભલ કે ત્રણ આદમીને પોતાને ઘેરબેઠાં ઓરત આવી મલેછે—તેમાં પેહેલો એકે જેની બુનીઆદ બોજરગ હોએ, બીજો એકે જે મરદ જુવાંન તથા ખુબ-શુરત હોએ અને ત્રીજો તેકે જેની પાશે જર ખજાણો ઘણો હોએ—એ ત્રણે આદમીને પાતાને ઘરબેઠાં જોરૂ આવી મલેછે તો હવે તું પોતાનાં દીલમાં અંદેશો કરકે તે ત્રણે ચીજ તારી પાસેછે. તું જાતે ખુબશુરત છે તથા પાદશાહ જમશેદની બુનીઆદનો છે અને તારા જેટલો ખજાંનોતો હું ધારૂંચકે આ મુલકમાં કોઈ પાસે નથી. એ ત્રણે ચીજ તારી પાશેછે તો તું પોતાને ઘેર બેશ હવડાં હરેક જગોના પાદશાહનો પેગાંમ તાહારી સાથે પોતાની બેટીની શાદી કરવાને વાસતે આવી પોંહોંચશે. તું એમ-કરી જાણેછે કે હું પેહેલવાંનછે તેથી પોતાની બીજુનાં જોરેકરી હરેક તર-ફનાં પાદશાહની બેટી લાઉં પણ એ કાંમતો હકતાલાએ બખત ઉપર રાખ્યુંછે—તેણે જેકાંઈ તારા બખતમાં કલાંમ માસ્યા હશે તેથી એક રજ કંમ જીયાદે થનાર નથી પણ જો તારી ખાહેશ બાહેર મુશાફરીપર જવાની થઈછે તો તું એખલો મા જા—પોતાનાં દબદબાથી ઘણાંક લશકર સાથે જા કે આપણાં બુજોરગોનું નાંમ આલંમમાં મશહુર થાએ. એ શખુન શાંભલીને જેહાંપેહેલવાંન કેહેવા લાગો કે—અએ બુજોરગ બાપ—મને લશકરનું કે ખજાંનાંનું કાંમ નથી મને ફકત હકતાલાની મદદ ને તારી દોઆ બશછે—પછે આશરત આજેજ થઈને તીજી મરતબે કેહેવા લાગોકે

--મને હેવો ઉધાં બખતનો શું કામ તે દાદારે કીધોકે પોતાનાં એક પુરાં ફ્રરજંદને મારી નજદીક આશાએશથી બેઠેલો દેખી શકતો નથી. અએ બેટા--તું શું નથી જાણુતો કે શફરની બલા ઘણી શખતછે. બાજે જગો હેવીતો મુશકેલ આવી પડેછે કે તે જગો પોતાનાં જાંનનીજ શલાંમતી માંગવી પડેછે--વાસતે તુંને જે જગો જવાની ઓહેશ હોએ તાંહાં જા પણ મારી નશીહતછે તે દેલથી શાંભલીને રેહેજે અને સબુરી ઉપર અમલ કરજે કે તેણે કરી તુંને ફાયદો થાશે.

---

## જંગી કેરશાસપને તેના બાપ અશરતે કરેલી નશીહત.

પરથમતો એકે તું પોતાનાં ઘોડા ઉપર અશવાર થઈને શફરમાં ચાલેતો મંનજેલ ઘણી દુર કરતો ના તથા તું એમ ચાહેકે હું કેટલીક મનજેલ ઘોડા ઉપરથી નીચે ઉતરીને પાંઉ પેદાઓ ચાલુંતો પોતાનાં ઘોડાની લગાંમ કોઈ બીજાનાં હાથમાં આપતો નાં શાવાસતેકે તે શખશ થાકેલો તારા ઘોડા ઉપર શવારી કરેતો બીજે દંને તુંથી તે ઘોડા ઉપર શવારી થાએ નહી, એકતો તું પાંઊં પેઆદો ચાલેલો તેથી થાકેલો, બીજુંતો તારા ઘોડાએ બે શખશની શવારી ભરેલી તેણે કરી તે ઘોડો ઘણો થાકેલો. એવો દાવ જોઈને મુદઈ આવીને મોકાબલે ઉભો રેહે તો તારો તથા તારા ઘોડાનો તરત જાંન લે તથા જે જગો પાહાડ ઉપર ચહડવું પડે તે જગો ઘોડા ઉપર અશવારી કરીને ચહડતો ના—તાંહાંતો પાંઉપેઆદો થઈનેજ ચાલજે કાંએજે પાહાડને આશપાસ ઉનડા ગાર ઘણાં હોએછે તેથી મબાદા ઘોડાનો પાંઉ આડો અવડો પડેતો તું તે ગારમાં નહી પડે. રાહનાં દરમેઆંનમાં જે જગો મકાંન કરે તે જગો રાતને વખત આતશની રોશની રખાવજે કે દરદાં જાનવર આતશની રોશનીથી દુર રેહે. જેકાંઈ રાહ તુને માલુંમ નહી હોએ તે રાહ ઉપર જવામાં એકાએક દલેરી મો કરતો તેમજ જે જગોનાં પાંણીથી તું પુરો વાકેફ નહી હોએંતે પાંણી એકાએક પીતો મો. જે મનજેલ કરે તે પાંચ કોશ કમતી કરજે પણ જાંહાંલગી આબાદીની જગો મલે તાંહાંલગી જંગલમાં જાઈને મકાંન નાં કરતો તથા શફરમાં ચાલતાં તુંને કાંઈ કામને વાસતે ઘોડા ઉપરથી ઉતરવું પડેતો અવલ આશપાશ નેગાહ કરીને પછે ઉતરીને જેકાંઈ કાંમ હોએ તે શેતાબ કરીને પાછો ઘોડા ઉપર અશવાર થજે તું જંગલમાં રશતો ભુલેતો તે જગો તું ઉભો ના રેહેતો પણ આગલ ચાલતો જજે અને પછવાડે જોતો જજે અને પોતા નાં કદંમની નીશાણ રાખતો ચાલજે કાંએજે અગરજો તુંને પાછું આપવું પડેતો તે કદમની નીશાંણ ઉપર પાછો આવીને સીધી રાહ પકડે. તુંને રસતે ચાલતાં રાહમાં

શાંહાંજ પડી જાએતો તેજ જગો જરા શબર કરી ઉભો રેહેજે. જેવારે આસમાંન ઉપર શેતારા જાહેર થાએ તેવારે શેતારાઓની નીશાંણુ ઉપર ચાલજે કે ફલાંણાં શેહેરનાં શર ઉપર ફલાંણો શેતારોછે—તે નીશાંણુ ઉપર ચાલજે તથા જે જગો અણજાંણાં શેહેરમાં જાએ તાંહાંની બાગ તથા હવા તુંને ઘણીબી ખુશ આવે પણ તાંહાં એક દાહાડાથી જીઆદે રેહેતો ના તથા રાહમાં ચાલતાં નકાંમો ઘોડાને જોલાંન દેઈને થાકવતો ના. હેવું નહી થાએજે નકાંમો ઘોડાને અગાઉ થાકવીએ અને પછવાડે કાંમની વખત સુસ્ત થઇને ઉભો રેહે—વાસતે મંનજેલમાં તે ઘોડાને થોડોજ ચલાવજે તથા મુશાફરીમાં એ દાહાડાની રાહ હોએ તેને એક દાહાડે નહી કાપતો. બોજરગ લોકો એમકરી ફરમાવી ગયાછેકે શફરમાંતો ઘોડાને એક કોશ કમ ચલાવીએ—આપણેતો શવારી કીધેલી અને ઘોડાનેતો આપણો તથા આપણાં હથીઆરનો ભાર ઉઠાવીને ચાલવું એ બે રંજ ઘોડાનેછે વાસતે મુશાફરીમાં ઘોડાની બરદાશત આપણાં જાંન કરતાંબી ઘણી કરીએ. રાહનાં દરમેઆંનમાં તું જે જગો મકાંન કરે તાંહાં પોતાંનાં ઘોડાને પોતાની નજદીક બાંધજે અને હથીઆરનેબી પોતાથી દુર ના મેલતો—બલકે તમાંમ રાત કમાંનને ચીલલો ચડાવીને હોશીયારીથી બેશજે તથા રાહમાં કોઈ બેગાંનો મરદ મલે તેને એકાએક બેગારી દાખલ પકડતો નાં, અગર ઘણી જરૂરીઆત પડેતો તેનાં માથા ઉપર પોતાનાં હથીઆર મો ચડાવતો પણ તેને બીજે શામાંન ચડાવીને પોતાનાં ઘોડાની આગલ ચલાવજે. તરણ ચીજથી ઘણી પહરેજ કરજે તેહેમાં એકતો કોઈની મતા જુલમથી લુટી નહી લેવી તથા બીજું એકે ચાલતા લગી કોઈશાથે બીગાડ નહી કરવો—બલકે થઈ આવેતો ફેશાદ હોએ તેને ભાંજીને શુલેહ કરાવી તથા તીજું એજે કોઈને બેગુનાંહ જીવથી મારવો નહી. એ તરણે ચીજથી પુરી પરેહેજ કરજે તથા જે શેહેરની નજદીક રાતને વખત તું જાઈ પોંહોંચે તાંહાં તેજ વખત શેહેરમાં દાખલ ના થાતો. તે શેહેરને બાહેર વાડી અથવા ઉતારાની જગો યા નદીનો કીનારો હોએ તાંહાં મકાંન કરજે તથા જે શેહેરની આબોહવા નરશ હોએ તે જગો ખાંણું કમ ખાજે તથા જેકોઈ બરકાર ભુડાં ફેલનો કરનાર હોએ તેને પોતાનો આશનાવ નો કરતો—આપણને ભુંડો દોસત હોએ તે કરતાં એખલા બેશીએ તે બેહેતરછે. બદકાર મરદને તું પોતાનો આશનાવ કરશેતો સરવકોઈ તુંનેબી બદખશલતનો કરી ગણશે તથા મુશાફરીમાં તુંને શરાબની ઘણીબી ખાએશ થાએ પણ અનદાજે શરાબ પીજે—નહીતો તુંને નોકશાંન કરશે. પોતાનાં ઘરમાં યા બેગાંની જગોએ શરાબ અનદાજે પીધામો ઘણો ફાએદો હો-

એછે. જે નદી તથા ચશમાનો ભેદ માલંમ નહી હોએ તેમાં ઉતરવા ઉ-પર દલેરી નહી કરીએ. અગર એક મહીનાંની રાહ દુર પડેતો ફરીને જઈએ પણ અણજાંની નદીમાં નહી ઉતરીએ. અગરજો તું માહીની મીશાલ તરી જાંણુતો હોએ તોપણ કોઈ આદમી નદીમાં દુબતું હોએ અ-થવા વમલમાં પડીયું હોએ તેહેને કાહાડવા ઉતરેતો તેની પછવાડેથી જ-ઈને પકડજે પણ મોહોડાં ઉપર જાતો મો. અગર આપણમાં જોર હોએ તે ઉપર મગરૂરી કરી બેવારેશ તથા બેચારા લોકો ઉપર શેતંમ નહી કરીએ—કાંએકે એ વાતમો આપણને કોઈ નેકનાંમ નહી કેહે. ખુબી તથા નેકી તેને જાંણવીકે પોતાને પાસે જે જર ખજાંનો હોએ તે મીશ-કીન લોકોને બખશીને તેનું કાંમ શમરયું તેને નેકનાંમી જાંણવી તથા ખાંણું ખાએતો એ રવેશથી ખાજેકે તે ખાધાથી તુંને ઈજા નહી પોંહોંચે. તારી પાસે જર ખજાંનો હોએ તેને તું પોતેબી વાપરજે અને ગરીબ અ-દનાં લોકોનેબી આપજે કે તેણે કરી તું એ જેહાંનમાં નાંમદાર થશે અને પેલી જેહાંનમાં બેહેશત પાંમશે. તું પોતાની પાસે માલ ખજાંનો બખીલી કરીને એકઠો કરે તે કરતાં ખાએ તથા ખવાડે તે બેહેતરછે. દોલત જે છે તે આદમીજાદને ખાવા પીવા તથા પોશાક પેહેરવાને વાસતેછે નહીકે બખીલ થવું. અગર એ ચીજની હાજત નહી હોએતો તે દોલતની તરફ હરગેજ કોઈ નેગાહબી નહી કરતે. તું હરેક કાંમ કરવા ચાહેતો અવલ તે કાંમની આકેબતનો અંદેશો કરીને પછે તે કાંમ કરજે. આપણો દુશમંન ઘણી નરમી પકડે તેવારે ઘણી હોશીઆરીથી રહીને કામ લેઈએ કે તે ક-મીગાહ કરી આપણ ઉપર ગાલેબ નહી આવે. કોઈ શખસનાં રોખશારા દુનીઆદારીનાં ગમનાં શબબથી જરદ થએલા હોએ ને તે પોતાની ગરો-ગાંનીમાં બેઠેલો હોએ તો તેને એ મીશાલ જોઈને તું હરગેજ હશતો રખે કારણ તને શું માલમકે તે બીચારાને દુનીઆમાં શું દરદ હશે? જેવારે તારી ઉપરબી તેની મીશાલ દરદ પડે તેવારે તું તેનાં દરદની કદર જાંણે જે દરદ તથા ગમ તો એ મીશાલે થાયછે. જે શખશ તારી શાથે નવે દોસત થવા આવે તો તેની ખાશીઅત તુંને માલમ નહી હોય તો તેની નજદીક પોતાનાં દેલનો ભેદ હરગેજ કેહેતો ના. તથા કોઈ શખશ ચોરીનો માલ લાવેતો તે માલ ઘણી કીફાએતે પડતો હોએ તોપણ તે માલ હરગેજ વેચાતો લેતો નાં. અગરજો તું લાલુચનો માર્યો તે માલ લેશેતો પાંચે દાહાડે તે ચોરી પકડાએ તેવારે કેટલોક માલ સામો પોતાનાં ઘરમાંથી આપતાંબી તારો છુટક થાય નહી. જુઠા મરદ સાથે તું વાતો ના કરતો શાવાસતેકે તે નાપાક તારી નજદીક બોલશે કાંઈ અને બીજાને

કેહેશે કાંઈ તેથી તું રૂશવા થશે. જેવારે તુંને શરદાર લોકો શાથે વાત કરવી પડે તેવારે નરમીથી શખુન બોલજે. જે તારા કરતાં જોરાવર હોએ તેશાથે લડાઈની ખાહેશ રાખતો નાં. જેકોઈ ભુખો પીઆશો કે મુફ્લેશ હોએ તેને પોતાની અનાંમત રાખવા આપતો નાં. અને અદેખાઈ ભરેલા આદમીની નજદીક પોતાની દોલત તથા મરતબાની વાત ક્રરતો મો. વખત બેવખત ઘણું શુવું નાં કરતો—કાંએજે ઘણોવાર શુતાથી આદમીની તબે આલશુ થાએછે. બુઢી ઓરતની સાથે આશના થઈને તેનાં ફ્રરેબમાં પડતો મો અને તે ઓરતથી પોતાને નેગાહ રાખજે કાંએજે બુઢી ઓરત જેછે તે ગોયા ચમકનાં પથરની મીશાલેછે—જેમકે ચમકનો પથર શખત લોહોડાંને પોતાની તરફ ખેંચી લેછે તે મીસાલે તે ઓરત મરદને ખેંચેછે. અગર મરદ ઘણોબી હોશીઆર તથા જોરાવર હોએ તોપણ તેને ફ્રરેબ દેઈને પોતાની તરફ ખેંચી લેતાં વીલંમ લગાડતી નથી. વાસતે એ બેટા મેં જે કાંઈ તુંને નશીહત કીધી તે તમામ યાદ રાખીને તે ઉપર અમલ કરજે તેકરતાં તું દાનાવછે તેથી પોતાની દાંનાઈએ કરી વીચાર કરીને જેકાંઈ કાંમ કરવું હોએ તે કરજે—એટલું કહીને પછે પોતાનાં બેટાને બગલમાં પકડીને કેટલોક વાર આંખમાંથી આંજુ વરશાવી પછે જેહાંપેહેલવાન કેરસાશપે પોતાનાં દેલની ખુશી મુવાફ્રેક શફ્રર જવાનો શામાંન તઈઆર કીધો.

---

## જેહાંપેહેલવાંન કેરશાસ્પ રૂમ શેહેરની તરફ રવાના થયો તે વગેરે બીજી હેકાયત.

જેહાંપેહેલવાંન કેરશાસપે પોતાનાં વીર્જલી સરખા ઘોડા ઉપર પાદશાહોની મીશાલ જરીની જીન કરાવીને પોતે પાક યજદાંનુ નાંમ જોબાન ઉપર લેઇ ઘોડા ઉપર શવાર થઈ એક ગોલાંમને ખેદમતમાં સાથે લઈ પોતે તે ગોલાંમ સાથે આગલ ચાલ્યો. એમ કરતાં પોતાનાં દીલમાં ખેઆલ લાવીને શાંમ શેહેરનાં જંગલની તરફ ઘોડો ચલાવ્યો. જંગલમાં જઈ પોંહોંચતાં તાંહાં ઘણાંક જાહાડ ફ્લભરેલાં દીઠાં, તે જગોએ કશતુરીની ખુશબોની મીશાલેનાં ફુલો હતાં. એક ચશમો ખાલેશ પાંણીનો હતો તે ચશમાની નજદીક એક મશત શેર કમીગા કરી બેઠેલો હતો તેણે એક ગોરખરને પોતાની ચુંગાલે કરી જમીન ઉપર નાખયું—તે તમાશો જોઈને જેહાંપેહેલવાંને પોતાનાં ઘોડા ઉપર આવાજ મારીને શેતાબ તલવાર ખેંચીને એક જખમ હેવોતો જોરથી તેને મારયો કે તે શેર તથા

ગોરખર એનાં ચાર ટુકડા કરી નાંખયા. પછે પેલાં ગોલામ પાસે કેટલાક કાંટા અને કચરો મંગાવીને તીરનાં પેકાંને કરી આતશ રોશન કરી પોતાનાં નેજામાં તે ગોરખરનાં કવાબ કીધા—એ કાંમમાં જેહાંપેહેલવાંન ગુતેલો હતો હેવામાં બે કાશદ દોડતા રાહ માપતા આવ્યા તેમાં એક કાશદ ખાવર જમીનથી તથા બીજો કાશદ રૂમ શેહેરની તરફથી આવતો હતો પણ તે બે કાશદોએ ઘણી મનજેલ કીધેલી હતી તેથી શોશત થઈ ગયા હતા તેથી આ શબજાથી તથા ફુલથી ભરેલી આરાંમની જગો દીઠી તેથી તાંહાં ઉતારો કરી ઠાક ઉતારવાનો ઈરાદો કરી નજદીક જઇ જોએ શું કે એક દલેર મરદ બેઠેલો હતો જેની એક તરફ મશત શેર પડેલો અને બીજી તરફ ગોરખર પડેલું હતું અને તાંહાં આતશ રોશન થયલો હતો તેની પાછલ એક ગોલાંમ ઉભેલો હતો અને નજદીક એક ઘોડો પાહાડનાં ટુકડાની મીશાલનો ઉભેલો હતો જેની ચાલ ઉપર પેચદાર કમાંન નાંખેલી હતી અને જીનની ઉપર ભારી ગોરજ મેલેલો હતો. એ મીશાલનો અજબ તમાશો આ બીઆબાનમાં જોઈને પેલા બેઉ કાશદ જેહાંપેહેલવાંનની આગલ ગયા તેવારે જેહાંપેહેલવાંને બેઉને મેહેમાંનની મીશાલ આબરૂ આપીને પોતાની સાથે ખાણું ખાવા શોફરા ઉપર બેસાડ્યા અને શાથે ખાંણું ખાવા લાગા. તે બેઉ કાશદોએ એક એક કવાબ ખાધો નહી એટલાંમો જેહાંપેહેલવાંને અરધો અરધ ઉપર ગોશત ખાધું તેથી તેનું ખાવું તથા બેઠક જોઈને બેઉ કાશદો અજબ રહ્યા કાંએકે મોટો ભાગ ગોરખર જંગી કેરશાસપે ખાધું. જેવારે ખાંણું ખાધાથી સરવે ફારગ થયા તેવારે જેહાંપેહેલવાંન કેરશાસપે પેલા કાશદોને પુછ્યું કે તમોએ હરજગો અજાએબ ચીજો જોઈ હોએ તે મને કહો કે તે તરફ હું જઇ તે નજરે જોઉં.

પરથમ રૂમી કાશદે પોતાની વાત શરૂ કીધી કે અએ નેક બખત મરદ મે આએ જમાંનાંમાં એક ઘણી અજાએબી એ દીઠીછે કે રૂમનાં પાદશાહને એક બેટીછે તેનાં દીદાર જોઈને બેહેશતની પરીબી બેખબર થઈ જાએછે—કાંએકે તે બેટી નહી પણ ગોયા એક પુનમનો ચાંદછે. કોઈથી તેની તરફ શારી તરેહ જોવાઈ શકાતું નથી પણ હરતરફનાં પાદશાહોનાં દીલ તે ઉપર લાગી રહેલાંછે તેથી પોતાનાં એવાનોમાં તે બેટીની તશવીર રાખીને રાત દીન તે ઉપર નેગાહ જોયા કરેછે—પણ તે ખુબસુરત બેટી ઉપર તેનાં બાપની ઘણીજ મોહબતછે તેથી તે બેટીની શાદી કોઇ શાથે કરવા ચાહાતો નથી કાંએ જે તે એમ શમજે કે અગરજો કોઈ પાદશાહ સાથે નેકા કરાવશ તો એ બેટી મારી નજદીકથી દુર પડશે તારે મારૂં જીવવું નથી. હેવું બાહાંનું કરીને એક કમાંન પોતાની દરગાહામાં ધરીછે અને પોતે શ-

ખત શોગંદ ખાઈને કોલ કરી બેઠોછે કે જે કોઈ એ કમાનને ખેંચે તે શખસ સાથે મારી બેટી સાથે નેકા કરૂં એવો કોલ તે પાદશાહે કીધોછે તેથી હર તરફનાં નાંમદાર પેહેલવાંનો તથા શાહાજાદાઓ આવ્યા પણ કોઈથી તે કમાંન ખેંચાઈ નહી તેને લીધે તે નાઉમેદ થઈ પાછા ફરી ગયાછે. એ વાત પેલા કાશદની જોબાનથી શાંભલીને જેહાંપેહેલવાન પોતાનાં દીલમાં બાગનાં ફુલની મીશાલ ખીલી ખુશીથી સેતાબ ઘોડાની પીઠ ઉપર શવાર થઈ ઘણી ખુશી સાથે રૂમ શેહેર તરફ રાહ પકડી. એમકરતાં એ મનજલ આગલ ચાલ્યો તેવારે એક જગો જઈ પોંહોંચગો તાંહાં જોએ શું કે ઘણાંક આદમી નાગાં પડેલાં દીઠાં તે આદમીઓ પડી જારબેજાર રોતાં હતાં તેમાંથી બે હીસ્સા આદમી જખમીથએલાં અને બેએ હીસ્સા આદમીને ઘણાજ શખત મુશકે બાંધેલાં હતાં તેથી તે બીચારાં નાંગાં બેવારેશ ખાકમાં પડીને પોકાર કરતાં હતાં. તે આંદમીઓને કેરશાસપે પુછયું કે એ મીશાલ તમો ઉપર શખતી શા સબબથીછે અને તમો હેવા બીઆબાંનમાં એટલી જારી તથા ફરીઆદ શાવાસતે કરો છેઓ? તેવારે શરવેકોઇ ગંમથી પોકાર કરીને કેરશાસપને કેહેવા લાગા કે—એ તારીફ ભરેલા સવાર હમોતો શોદાગર લોકો છીએ—હમો મીશર શેહેરથી ઘણોક માલ ખરીદ કરીને રૂમ શેહેરની તરફ જતા હતા અને બેશુમાર ગોહર, મોતી તથા બીજો માલ હમો પાસે હતો અને હમો નફાને વાસતે મેહેનત તથા શખતી ખેંચતાં રૂમ શેહેરની તરફ જતા હતા એવામાં ચાલીશ ચોર કમીગાહા કરી હમો ઉપર આવી પડયા અને હમોને જખંમ મારીને મુશકા બાંધી પછે હમારો તમામ માલ તથા ખજાંનો તે ચોર લોકોએ લુટી લીધો અને હમોને એ રવેશનાંધાહેલ કરી નાખ્યા છે. વાસતે એ પાહાડની મીસાલનાં ઘોડેઅશવાર અગર તું મરદાંનગી કરે તો તે ચોર હમણાંજ ગયાછે હજુર એક કોશ લગી ગયા નહી હોએ અને હમારી બે શુમાર મતા લુટી લેઈ હમોને જખમી કરી દરદ તથા પોકારમાં નાંખીને તેઓ ખુશી અને મઘન થતા જાએછે. તે લાઈલાજ થઈ પડેલાઓથી જેવારે એવા શખુન સાંભલ્યા તેવારે જેહાં પેહેલવાનનું દીલ ગંમગીન થયું અને તેજ વખત તે ચોર લોકોની પછવાડે પવનની મીસાલે પોતાનો ઘોડો ડપટાવ્યો. એમ કરતાં થોડોક આગલ ચાલ્યો કે પેલા ચોર લોકો નજર આવ્યા તેઓ પાસે લુટનો અશબાબ અનામત હતો તેજ વખત એક પોકાર તે લોકો ઉપર માર્યો કે—એ નાપાક અને નાતરશ લોકો—તમો એવડી શેતાબી કરીને કાંહાં જાઓછો? હવે તમો શરવ કોઈ પોતાનાં જીવને તનમાંથી દુર કરો—હું તમારા સરનો ભાંજનારો આવી પોહોચયોછું. એ શખુન શાંભલીને તે ચોર લોકો

હશી કેરશાસપને કેહેવા લાગાકે—"એ દેવાંનાં મરદ—આજ રોજે તે પોતાનાં જીવ ઉપર શેતંમ કીધોછે કેમકે તું જાંણી જોઈને હમો લોકોની પછવાડે આવ્યોછે—એ ઉંધાં નશીબના અને હેડાંનાં ફુટેલા તું જાણતો નથી કે હમો ચાલીશ મરદ હેરેમનની મીશાલનાં રાત દીન જંગલમાં ફરનારા છીએ કે મશત શેરથી કે મગરમછથીબી અંદેશો કરતા નથી તેવા દલેરોની પછવાડે તું એક લોકડીની મીશાલનો થઈને દોડતો આવ્યોછે. એ બેઅકલ હમોએ પેલો કાફલો લુટયો તાંહાંતો હમોને મેહેનત કરવી પડી હતી તેવારે તે લોકોની ચીજ હમારે હાથ આવીછે પણ તું ઉંધાં નશીબનોતો પોતાની મેલે હમારી નજદીક પોતાનો જીવ તે સાથે ઘોડો તથા પાદશાહી ગોહરનાં જડાવદાર જીન વીગેરે કીંમતી શામાન આપવાને આવ્યોછે તેથી હવડાં તુને તારી મગરૂરીનાં ગુમાંનથી ખાલી કરીએચ." એ શખુન સાંભલીને જેહાં પેહેલવાને પોતાનાં ઘોડાને એડ મારીને તે ચોરોની સાથે લડાઈ કરવા માંડી. અવલ એક ચોરની ગરદન ઉપર તલવારનો હેવો તો જખમ મારયો કે તેનું શર દડીની મીશાલ ઉંચું હવા ઉપર ઉડી ગયું. પછે બીજા બે શખશોની કમર ઉપર એખઠો એક નેજો મારેઓ તેથી તે બે શખશોને ખાકમાં નાખી ફરીથી ગોરજ ઉઠાવીને એક ચોરની ગરદન ઉપર મારયો તેથી તે નાંપાકને ઘોડા સાથે ગેરદાપેચ કરી નાખ્યો· એ મીશાલની રશતાખેજ જોઈને બીજા ચોરો પોતાના હાથમાંથી હથીઆર નાંખીને ઘોડા ઉપરથી નીચે ઉતરી કેરશાસપ પાસે માફ માંગવા લાગા તેથી તેને પોતાના બાપની નશીહત યાદ આવી—તેવારે તે લોકોને માફ કરી જીવતદાન બખશયું પણ તેઓનાં ઘોડા તથા શામાન તથા પેલા શોદાગરોનો તમામ અશબાબ લેઈને તે ચોરોને જીવતા કાહાડી મુકયા અને તે જગોથી કેરશાસપ પાછો ફરી પેલા શોદાગરોની નજદીક પોકારતો શેરની મીશાલ આવ્યો અને શેતાબ તે લોકોનાં હાથ મુશકે બાંધેલા હતા તે છોડી કહયું કે જે કોઈનો માલ હોએ તે તે જગો જઈને લેઈ આવો. તેજ વખત તે લોકો દોડતા જઈને પોતપોતાનો માલ ઓલખીને પાછો લેઈ આવી જેહાં પેહેલવાન ઉપર ઘણીક દુવા કરવા લાગા અને જે કોઈ તે લોકોમાં ઘણા જખમી થએલા હતા તેઓને પેલા ચાલીશ ચોરના ચાલીશ ઘોડા હતા તે ઉપર બેશાડી તે કાફલાને સાથે લેઇને પોતે ખુશાથી રૂમ શેહેર તરફ ચાલ્યો. એમ કરતાં રાહમાં ચાલતાં એક ઘણો માયાદાર શોદાગર તેઓની શાથે હતો તે શોદાગર જેહાં પેહેલવાન સાથે ખુશ દીલથી દોશત થયો અને તમામ રાહમાં કેરશાસપની ખેદમત બંદાની મીશાલ બજાલાવતો હતો તે શોદાગર રાત દીન મુલકે મુલક ઘણો ફરેલો હતો

તેથી હરેક નેક તથા બદ રાહથી કેરશાસપને વાકેફ કરતો હતો. જેવારે તે સાથે દીલથી દોશતી મલી તેવારે જેહાં પેહેલવાને તેને પોતાનો પુરો નેકખાહ કરી જાણ્યો તેથી પોતાનાં દીલનો તમામ ભેદ તેને કહયો. અને જેમ બાપ તથા બેટાને એકએક ઉપર અરસપરસ મોહબત હોએ તે મીશાલે એક એક સાથે મલી જઈ તમામ રાહમાં બીજી વાતો કરતાં રૂમ શેહેરના પાદશાહની બેટીની બેશુમાર તારીફ કરવા લાગા. એમ કરતાં જેવારે રૂમ શેહેરમાં જઈ પોંહોંચ્યા અને શરવ કોઈ પોતપોતાનાં મકાન ઉપર ગયા તેવારે પેલા શોદાગરે ઘણીએક મીનતથી જેહાંપેહેલવાનને પોતાનો મેહેમાન કરી ઘણીક આજેજી તથા મીનતથી પોતાને ઘેર લેઈ ગયો તે શોદાગરની ઓરત ઘણી દાનાવ તથા નેક બખત હતી તેથી તે મેહેમાન જોઈને પોતાના ખાવંદને પુછવા લાગી કે અએ ખાવંદ—એ આફતાબની મીશાલના ચેહેરાનો અને પાદશાહી દબદબા ભરેલો મેહેમાન તું કાંહાંથી લાવ્યો?—તેવારે તે શોદાગરે જેહાંપેહેલવાન કેરશાસપે રશતામાં દલેરી કીધી અને ચોરો પાસેથી તમામ માલ મતા પાછો લીધો અને પેલા કેદ પડેલા શોદાગરોને છુટા કરી તે માલ તેઓને હવાલે કીધો એ વીગરે પોતાની સાથે દોશતી થઈ તે તથા પાદશાહની બેટી ઉપર કેરશાસપ પેહેલવાન દીલ રાખતો હતો તે સરવે બયાન કરીને પોતાની ઓરતને કહ્યું—તેથી તે શોદાગરની ઓરત જેહાંપેહેલવાન ઉપર જીવથી ફીદા થવા લાગી કે મારો મરદ એ જવા મરદની દલેરીએ પોતાનો માલ તથા ખજાનાં સાથે પોતાના મુલકમાં સહી શલામત આવ્યો.

તે શોદાગરની હવેલી હેવી જગોએ હતી કે તેની પછવાડે એક બાગ રોશન બેહેશતની મીશાલનો ખીલેલો હતો અને તે બાગની એક તરફ પાદશાહના મેહેલની દેવાલનો પુશતો આવેલો હતો. તે શોદાગરે પોતાનાં બાગમાં એક પાકીજે મીજલશ શમારી અને તે જગોએ જંગી કેરશાસપને આદરમાન સાથે બેશાડીને રામશગરોનાં શરોદ તથા ચંગના અને તંમબોરાના આવાજ શરૂ કીધા અને તે દબદબાવાલી મીજલેશમાં શરાબનો દોર તથા નાચરંગનો તોર ચલાવ્યો.

---

## જેહાંપેહેલવાંન કેરશાસ્પની બાહાદુરીની ખબર પડવાથી રૂમ શેહેરના પાદશાહની બેટી તે ઉપર મોહીત થઇ તેવીશેની હકાએત.

પેલી તરફથી રૂમનાં પાદશાહની બેટીની એક દાયા ઘણી હોશીઆર હતી તે દાયાને પેલા શોદાગરની ઓરત સાથે દોશતી ઘણી હતી. બાજે વાત

કે જે પાદશાહની દરબારમાં થતી અને તે વાત શોદાગરને કામની હોએ તો તે દાયા છુપી રીતે શોદાગરની ઓરતને કહેતી હતી તેથી તે શોદાગરનું કામ ઘણું શમરતું હતું. તે દાયા એક દીને બામદાદને વખત શોદાગરની ઓરત પાસે આવી કેહેવા લાગી કે તારો ખાવંદ ઘણે વરશે પરદેશથી શફર કરી આવ્યોછે તેથી તુને હું મોબારકબાદી દેવા આવીછું. એટલું કેહેવું કે તે દાયાની નજર જેહાંપેહેલવાન ઉપર પડી—તેને જોએ શું કે એક ફરેશતાની મીશાલનો પાકીજે ચેહેરેનો શોદાગરનાં બાગમાં ફુલનાં જાહાડના શાએઆ નીચે જરી તખત ઉપર બેશીને શરાબબાજી કરેછે. એ રવેશે તે દાયાએ કેરશાસપને પાદશાહી કબા પેહેરીને બેઠેલો દીઠો અને તેનો ચેહેરો તથા રોખશારા માહાતાબની મીશાલનાં અને તેની આસપાસ કશતુરીની મીશાલના ખુશબોદાર જોલફ હતાં. એ રવેશ ચેહેરો તથા ઝલકાટ જોઈને તે દાયા ઘણીજ અજબ રહી અને પછે આશતે રેહીને શોદાગરની ઓરતને પુછવા લાગી કે તારા ઘરના બાગમાં એ બેશુમાર ખુબશુરતી ભરેલો પાદશાહી દબદબા સાથે અદબથી બેઠોછે તે મરદ કોણછે? તેવારે તે શોદાગરની ઓરત કેહેવા લાગી કે એ નેકબખત દાયા હું નથી જાણુતી કે એ મરદ કોણછે પણ જોવામાં તથા શાંન શોહભતમાં એ મરદ કોઈ બોજરગ ખાનદાનનો જંગી શાહજાદોછે એ જેવો મરદ આજ લગી મારા જોવામાં આવ્યો તો નહી. એ દલેર પોતાના જોર તથા અકલ ને બાજુનાં દબદબાએ કરી શખત પાહડનાં દેલને ફાડી નાંખવા ચાહેછે. હેનો નેજો તથા ઢાલ લોહોડાંનીછે અને એ નોજવાન જરી પટકાએ કરી કમરબંધ ટંગ બાંધેલો રાખેછે. હેનાં દીદાર જોયાથી ગમગીની બરતરફ થઈ જીવ ખુશીમાં આવેછે. બોલવામાં હેવા તો શીરીન જુબાનોછે કે આપણો જાન એ મરદ ઉપર ફીદા કરીએ પણ એ મેહેરબાન દાયા તું પોતાની ખાતેરનીશાથી એટલું જાણજે કે એ મરદ આપણા પાદશાહની બેટી ઉપર પોતાના દીલથી મોહબત રાખેછે શાવાસતે કે એ મરદ રાત દીન આપણાં પાદશાહની બેટીની જેકરમાં ગુજારેછે વલી એ મરદે દુર દરાજ રાહથી એટલી દુર મજલ એજ કારણથી કાપીછે. એ નામદાર મરદ એમ કરી ચાહેછે કે જે કમાન રૂમી પાદશાહની નજદીકછે તે પોતે ખેંચી શાહજાદીનું ઇનામ મેલવે. એ શખુન સાંભલીને તે દાયા અજબ રહીને શેતાબ તે જગોથી ઉઠીને પોતાની શાહજાદીની નજદીક આવીને કેરશાસપની તમામ ખુબી જાહેર કીધી. તે તમામ તારીફ શાંભલીને પાદશાહની બેટીનાં તનમાંથી શબર ઉઠી જઈ લાલાની મીશાલનાં રોખશારા ઉપરથી શોરખી ગુમ થવા લાગી અને એક મરતબે તે મરદને

જોવાની ઇંતેજાર થઇ તેથી જેમ આદમીને વીછુ દંખ મારે અને તેનાં દીલને કરાર નહી હોએ તે મીશાલે તે શાહજાદીનાં દીલમાં બેકરારી પેદા થઈ. જેવારે આફતાબ ગુરબ થયો તેવારે તે નાંમદાર પેહેલવાંનને નજરે જોવાને વાસતે તે બેઠી પોતાનાં એવાંનની અગાશી ઉપર આવી અને દેવાંનાં માણસની મીશાલ પેલા શોદાગરનાં બાગની તરફ નેગાહ કરવા લાગી તાંહાં જોએ શું કે એક નોજવાંન મરદ સીધાં શરવની મીશાલે તખત ઉપર બેશીને એશ તથા ખુશીથી શાકીને હોકમ કરી શરાબની જાંમ માંગેછે તેને જોઈને તે શાહજાદી પોતાનાં દીલ સાથે કેહેવા લાગી કે—એ મરદનાં ચેહેરાની મીશાલ માહતાબથી સફેદ નથી દીશતો. એટલું પોતાનાં દીલ શાથે કહીને બીમાર આદમીની મીશાલે જુરાપામાં બેઠી તેથી તેનાં તંનમાં ગોયા આતશની ચેહ સીંચી હોએ તે મીશાલે ગરમી ઉઠવા લાગી. જેવારે પેલી દાયાએ પોતાની શાહાજાદીનો ચેહેરો જરદ થએલો દીઠો તેવારે તેને પુછવા લાગીકે એ માહારોએ એકાએક તુંને એવડો શું ગમ પેદા થયો કે હવડા તારા જોલફ તથા રોખશારા જરદ થઇને તારા ચેહેરાનો રંગ બીજી તહરેનો નજર આવેછે? એ શખુન શાંભલીને તે શાહજાદી કહેવા લાગી કે—અએ મેહેરબાંન દાયા તું મારા દીલનાં ભેદની પોશીનદે રાખનારછે યાને મારી વાત બાહેર પાડતી નથી તેથી તારી નજદીક રાસત કેહુંછું કે આપણાં એવાંનની પછવાડે શોદાગરના બાગમાં પેલો નોજવાંન મરદ એશ કરેછે તે મરદ ઉપર મારી મોહબત તેજીથી દોડેછે તેનાં શબબથી હું નાતવાંન થઇ બેઠીછું અને ગોયા મારા જીવ ઉપર ગમગીનીનું ટાલું દેવાયુ છે. હું નથી જાંણતીકે એ ટાલાંની કુંચી કોણ પાસેછે. એ દાયા તું બેશક કરી જાંણકે મારૂંતો દીલ એ સાથે બંધાયું છે પણ હું ડરૂંછ કે એ નોજવાંનથી કમાંન ખેંચાશે કે નહી? જો નહી ખેંચાશે તો મારો બાપ તેને જીવથી દુર કરશે તેવારે મારેથી એ જવાંન બગર જીવાશે નહી અને હું એ મરદનાં ગમમાં પોતાનાં જાન ઉપર કરીને મરણ પાંમશ. માહારા બાપની નજદીક બદનાંમ થઈને તમાંમ દુનીઆંમાં રૂશવા થઇ એ જેહાંનથી અશબાબ બાંધશ—વાસતે તુંને કેહુ તે શાંભલ. એ બેકરારીનાં દરીઆવનાં તોફાનમાં તેં મને નાંખીછે તો હવે તુંજ મને એ બલાનાં દરીઆવમાંથી દશતગીરી કરીને કાહાડ યાને પેલા નોજવાંન મરદ સાથે મને મેલવ અને તે નેકબખત મરદ સાથે મારી દોશતી વધારવા એ નાંમદારની નજદીક મારો પેગાંમ લેઈ જઈ મારા દરદની દવાઈ કર. એટલું કહીને બદાંમની મીશાલની નાજુક આંખમાંથી આંજુની જગોએ લોહીનાં કતરા વરશાવા લાગી. તે શાહજાદીને એ રવેશ ગમગીન થએલી જોઇને દાયા

કહેવા લાગીકે એ ખુબસુરત પુતલી તું કશો અંદેશો મો કર હું તારા કાંમને વાસતે મારો જાણ આપશ. તું દાંના દુરબીન ને એલંમની પઢેલીછે તો પોતાનાં દેલમાં અનદેશો કર કે આ દુનીઆંનાં દરમેઆંનમાં તમાંમ ચીજનો જેકાંઈ ચારો કરવા માંગીએ તે થાય તેમાં કાંઈ શંધે નથી પણ જેવારે આદમીનું મોત આવે ત્યારે ચારો નહી થાએ. વાસતે ખોદાવનતાલાનાં હોકમથી એ તારી કામનો ચારો કરી તારી મોરાદ એ બર લાવશ. જેવારે રાતનો વખત થયો તેવારે તે દાયા શેતાબીથી પેલા સોદાગરની ઓરતની નજદીક જઈ અવલ દુનીઆંદારીની કેટલીક વાત કરીને પછે આશતે રહીને જંગી કેરશાસપને વાસતે પુછવા લાગી કે—તારા મેહેમાંનની શી ખબરછે? તે મરદ આપણા પાદશાહની બેટીની ખાએશ રાખીને પેલી કમાંન ખેંચવાનો ઈરાદો રાખેછે કે નહી? યા પોતાને મારગે પાછો પોતાને વતન જવા માંગેછે? મારા પાદશાહની બેટીતો એ મરદની મોહબતમાં ગીરફતાર થઈ છે. એ શખુન શાંભલીને સોદાગરની ઓરત કેહેવા લાગી કે એ નેક બખત દાયા તું પાદશાહની બેટીની મોહબતની વાત શું કરેછે--કાલ રોજે એ પેહેલવાંન દમબદમ પાદશાહની બેટીની સલાંમતીમાં શરાબની જાંમ ઉઠાવતો હતો—વાસતે આપણે બેઉ જન મલીને કાંઈ ચારો હેવો કરીએકે એ બેઉ આશક માશુંક એક જગો એકઠાં મલીને એક એકનાં ચેહેરા રૂબરૂ જોએતો એ બેઉની મોરાદ હાંસલ થાએ ને આપણને સવાબનો બેહેરો પોંહોંચે. તું નથી જાંણતીકે કોઈ આપણી નજદીક એક વાત અજાએબ જેવી કરે તારે તે વાત શાંભલીએ પણ તેમાં ગુમાન ઘણું રેહે કે તે વાત કેમ હશે અને શું હશે અને જેવારે તેને નજરે જોઈએ તેવારેજ આપણી ખાતેર નીશાં થાએ—વાસતે આંખનું કાંમ તે જોવાનું અને દેલનું કાંમ તે દુર અંદેશો દોડાવવાનુંછે તેથી શાંભલેલી વાત કરતાં પોતાની નજર જોયા જેવી મજબુતી બીજી કોઈ નહી હોએ. હેવા અંદેશાનાં શખુન શાંભલીને દાયા કેહેવા લાગીકે અગર તારી ખાએશ પોતાનાં મેહેમાંનને મોરાદે પોંહોંચાડવાની છે તો તું ઉઠી અહેવાંન રોશન કરીને એક જગો શમાર કે તે જગો ઉપર આજ રાતનાં હું શાહજાદી માહારોએને લેઈ આઉં પણ મારે તારી સાથે કોલછે તારો મેહેમાંન મારી શાહજાદી સાથે કાંઈ બેઅદબી કરે નહી—એ મીશાલ તે સોદાગરની ઓરત શાથે કોલ કરીને શેતાબ દાયા પોતાની શાહજાદીની નજદીક આવી જેકાંઇ વાત થઈ હતી તે તમાંમ કહી અને પેલી તરફ શોદાગરની ઓરત જોહાંપેહેલવાંનની નજદીક વધાઈ લેઈ ગઈ કે આજ રોજે પાદશાહની બેટી પોતાનાં શોકથી તારો ચેહેરો જોવા એ જગોએ આવનારછે—એટલું કહીને પોતાનાં

બાગમાં એક જગો રોશન બેહેશતની મીશાલ મજલેશ શમારી બીલોરી શીશાઓમાં ખાલેશ લાલ રંગનો શરાબ ભરી તેમાં કશતુરી તથા ગોલાબ આંમેજ કીધો. પછે તે મજલેશમાં જેહાંપેહેલવાંન આફતાબની મીશાલે રોશન ચેહરા સાથે દબદબા ને ખુશીથી બેઠો અને તે શોદાગરની ઓરતે ચાહ્યુંકે પોતાનો જાન કેરશાસપ ઉપર ફીદા કરે—એમ કરતાં જેવારે અરધી રાતનો ગુજરી તમાંમ જેહાંનમાં શીહાઇનો વરશાદ વરશયો યાને પુરી અંધારી થઈ તેવારે તે માહારોએ શાહાજાદીએ પોતાનાં સર ઉપર શીહા ચાદર નાંખી અને પોતે તે ચાદરમાં છુપાઈને પેલી દાયા સાથે પેલા શોદાગરનાં બાગ તરફ ગઈ અને તાંહાં જેવી પોતાનાં શર ઉપરથી પેલી ચાદરી ઉઠાવી તેવી ગોયા આફતાબની મીશાલની રોશની તે બાગે પકડી. તેનાં હાથમાં એક જામ શરાબે કરી ભરેલી હતી તે ગોયા તેમાં શરાબ નહી પણ લાલાનાં ફુલનો બહાર હતો! તેના તનમો રૂમી પોશાક તમાંમ જરીનો પેહેરેલો હતો, તેના શર ઉપર એક તાજ યાકુતનું મેલેલું હતું તે ઉપર તમાંમ બેકીમત ગોહર તથા મોતીનો જડાવ જડેલો હતો. તે બાગમાં શરવનાં જાહાડની મીસાલે લટકતી આવીને પોતાનું ખુબશુરત મોહ હશતું કરીને પોતાનું કદ વાંકુ કરી દુરથી જેહાંપેહેલવાંનને શેજદો કીધો અને નખરાંથી કેહેવા લાગી કે—અએ નાવાકેફ મેહેમાંન તું પોતાની મોરાદને વાશતે દુર દરાજ રાહથી એ જગો આવ્યોછે તો હકતાલા તારી મોરાદ બર લાવશે. એટલું તે માહારોએનું કેહેવું કે જેહાંપેહેલવાંને શેતાબ ઉઠીને તે શાહજાદીને શલાંમ કીધી અને તેજ વખત તે માહારોએને બગલમાં પકડીને એક એક શાથે બગલગીરી કીધી અને એક એકનાં રોખશારાં ઉપર બોસસા દીધા પછે બંધે જણ એક જગોએ બેશીને હાતમાં શરાબની જામ પકડીને એક એકની શલાંમતીમાં શરાબ પીવા લાગાં. જેવારે શરાબની મશતીમાં આવ્યાં તેવારે જેહાંપેહેલવાંન કેહેવા લાગો કે—અએ માહારોએ આજ રોજે હું ખોદાતાલાનાં શોકરાંનાં કરૂંછું કે તું જેવી ખુબશુરત માશુક મારી મોરાદ મોઆફેક મને બખશી. એ પરીની મીશાલની ખુબશુરત માશુક અગર હું અવલ જાણતે જે તું જેવી પુતલી એક આશાન કાંમ કરવાથી હાથમાં આવેછે યાને એક કમાંન ખેંચવાથી હાથમાં આવેછે તો હું હરગેજ હીંદસતુસથાંન તરફ જતે નહી. અવલ એ જગો આવીને એ કમાંન તારા બુજોરગ બાપની નજદીક ખેંચીને તારો ગમ દુર કરતે. એ શખુન શાંભલીને માહારોય કેહેવા લાગી કે એ રોશન ચેહેરાનાં દબદબા ભરેલા મરદ તું જાણતો નથી કે મારા બુજોરગ બાપની દરગાહમાં તે કમાંન ફોલાદના લોહોડાંની કેહેવી ભારીછે કે એકાએક તે કમાંનને હાથી ઉઠાવી શકતા

નથી તો તું નોજોવાંન શી રવેશે ઉઠાવી શખશે? હજુર તુને પુરે પુરી ખબર નથી. તે કમાંનની ઉપર લાકડુંછે પણ અંદર ફોલાડનું લોહોડુંછે તેથી તે અતીઘણી ભારી કમાંનને ખેંચવાને વાસતે ઘણાંક પેહેલવાંનો તથા શાહજાદાઓએ આવીને જોર કીધો પણ કોઈથી ઉઠાવી શકાઈ નહી–તો તું કેમ ખેંચશે? તેથી તેઓ બીચારા થઈ નાંમોરાદીથી પાછા ફરીઆછે અને તેવોની મશખરી મારા બાપની દરબારનાં ગવૈયા લોકો શરોદમાં ગાયન તરીકે ગાએછે તેવારે તમામ મજલેશ તેઓના કમજોર ઉપર હશેછે. એ રવેશ તેઓની પછવાડે રોશવાહી થાએછે તેથી તું તે કમાન શી રવેશ ખેંચશે? વાસતે તું થોડા દાહાડા શબર કરકે હું મારો બાપ જાણે નહી તે મીશાલ છુપી એક બીજી કમાન તેજ મીશાલની લાકડાની બનાઉં અને પછે રાતને વખત કેટલાક ગોલાંમોને ચોરીબંન મોકલીને પેલી લોહોડાની કમાન તાંહાંથી હું ચોરાવીને તેની જગોએ લાકડાની મુકાઉં કે તે કમાન તુંથી આશાંનીથી ખેંચાએ તો મારીબી મોરાદ બર આવે અને શોરખરોઈથી મારી માગણી કરી શકે. એવા શખુન શાહજાદીથી શાંભલીને જેહાંપેહેલવાન હશી કેહેવા લાગોકે–અએ માહારોએ તું જેવી ઓરત સાથે નેકા કરવાને વાસતે અગર એ જેવી દશ કમાંન એકઠી એક મરતબે ઉઠાવીને ખેંચુ તો એક કમાંન શા હેશાબમાંછે કે તું એવડો ભારી અંદેશો કરેછે? વાસતે તું કશો અંદેશો મો કર–એ કમાંનનું ખેંચવું તો બીલકુલ મને આશાંનછે–અગર એ કમાંન તારી નજદીક લોહોડાનીછે પણ મારી નજદીકતો ગોયા મોમનીછે. એટલું કહીને તેનાં ગોલાબની મીશાલનાં રોખશારા ઉપર બોસા દીધા. તે જગો પેલી દાયા તથા શોદાગરની ઓરત શીવાએ કોઈ બીજું હતું નહી–તે બેહુ ઓરતો તેઓની ખેદમતમાં ગોલાંમની મીશાલ ઉભી રહીને શરાબ નાંમતી હતી અને તે બેહુ આશક માશુક શરાબ પીતાં હતાં અને જોકમાં આવી એક એકને ગોદમાં પકડીને બોસા દેતાં હતાં પણ અવલ પેલી દાયા સાથે શોદાગરની ઓરતે કોલ કરેઓ હતો તે મોઆફેક કામ લેતાં હતાં ને બોશા તથા બગલગીરી શીવાએ બીજી હરતરેહની જોકથી પહરેજ કરતાં હતાં. એમ કરતાં પાછલી રાતનો વખત થયો તેવારે માહરોએ જેહાંપેહેલવાન પાસે રજા માંગીને શેતાબ પોતાનાં એવાનની તરફ આવીને પોતાની જગો ઉપર બેઠી અને કેરશાસપનાં દીદાર જોયા તેથી દીલ ઉમેદ ભરેલું કીધું. એમ કરતાં જેવારે આફતાબે પોતાનો રોશન ચેહેરો પરદામાંથી બાહેરે કાહડયો તેવારે જેહાંપેહેલવાન પાદશાહને મલવાને વાસતે અવલ દરગાહનાં દરવાજાની નજદીક ગયો અને દરબાનને કેહેવા લાગોકે હું ઈરાની મરદ ગરીબ તથા મુફલેશ આદમી છું અને મારાં ઘરમાં

ખાધાની તંગી ઘણી ચાલતી હતી તેથી મેં પોતાનાં દેલમાં એવો અંદેશો કીધોકે હું રૂમ શેહેરની તરફ જઈને પાદશાહની દરગાહમાં પેલી કમાંન ખેંચુ કે રૂમના પાદશાહની બેટી સાથે મારી શાદી થાએતો હું પોતાની જીંદેગાંની બા આબરૂથી ચલાઉં અને ઘરમાં ખાધાની તંગીછે તેથી બીલકુલ નચીંત થઈ પાદશાહનો અમીર થઈ બેસુતો ગરીબ માએ બાપછે તેઓનીબી બુઢાપાનાં વખતમાં ખબર લેઈ શરૂં હેવો અંદેશો કરીને હું ઈરાન જમીનથી આવ્યોછું અને હું ચાહુચકે આજ રોજે નામદાર પાદશાહની નજદીક પેલી કમાંન ખેચું. હેવા શખુન જેહાંજોય કેરશાસ્પની જોબાંથી શાંભલીને પાદશાહની દરગાહનાં દરવાજા ઉપરનાં ચોકીદાર લોકો હશવા લાગા કે એ મરદ કોઈ દીવાંનોછે. તેઓ પુછવા લાગાકે તું રૂમી પાદશાહની બેટીને લેવા આવ્યોછે તો તારી પાસે લશકર તથા ખજાંનો કાંહાંછે? એ બેઅકલ મરદ હફ્તેકેશવર જમીનનાં પાદશાહોએ એ હમારા પાદશાહાની બેટીની ખાએશ કીધી તેને એ બેટી નહી આપી તો તું એક મુફ્લેશ શવાર આવીને એટલી દરદેશરી કરેછે તો પોતાનાં દેલમાં સમજીને રશતો પકડ નહીતો એ જગોથી છકડ ખાઈને જશે. હેવા શખુન શાંભલીને જેહાંપેહેલવાન તે લોકોને કહેવા લાગોકે અએ શીપાહી લોકો હું તમો લોકોમાં કોઈ પણ વાતે અકલનું ગોહર દેખતો નથી. તે હકતાલાએ દુનીઆંનાં દરમેઆંનમાં બે ચીજ પેદા કીધીછે તેમાં એક સારી અને બીજી માઠી કેહેવાએછે. તેમાં જેમ સારી ચીજ પાદશાહોને વાસતે નથી કીધી તેમજ માઠી ચીજ ગરીબોને વાસતે નથી પેદા કીધી એતો બખતના આધાર ઉપરછે. જેનાં બખતમાં જે કાંઇ લખ્યું તે તેને મલીરેહેછે. તો તમો કેહોછો કે હફ્તેકેશવર જમીનનાં પાદશાહો તથા પેહેલવાંનો આવ્યા તે ઓથી એ કમાંન ખેંચાઈ નહી તેથી હમારા પાદશાહે તેઓને પોતાની બેટી આપી નહી તો હું એક ગરીબ શવારછું તેથી મને પાદશાહ બેટી કેમ આપે તમો એવી નાદાંનીથી શાવાસતે વાત કરોછો? આએ દુનીઆંની ચાલથી તમો વાકેફ નથી, દુનીઆંનો રવઈઓ હેવોછે કે અગર એક આદમી બીમાર હોએ તેની દવાઈ તબીબ કરતો હોએ કે એ બીમારછે તેથી મબાદા મરી જશે વાસતે હું આસુદોછું તેથી હેની દવાઈ કરૂં પણ એકાએક એ આશમાંનથી હેવો અશબાબ બની આવેછે કે તે તબીબજ મરીજાએછે અને પેલો બીમાર તેને ઉઠાવીને દફન કરેછે અને વલી બીજું એજે એક શખશ જાહાડ રોપીને તેની પછવાડે હેરાંન તથા શરગરદાંન થાએછે પણ તેનાં ફલ તે શખશ ચાખતો નથી બલકે નજરે જોતોબી નથી અને બીજા શખસ વગર મેહેનતે તેનાં ફલ ખાએછે. આએ વાંકીપીઠના આશમાંનની ચાલ હેવીજછે તેથી તમો એમ કરી જાણોકે પાદશાહ તથા અ-

મીર હોએ તેજ દુનીઆંમાં મોટા કેહેવાએ ! દુનીઆં દરમેઆંન મોટો મરદ તેને કહીએકે જેને હકતાલાએ પસંદ કરીને ચાહયો હોય તેજ શખશને સરવે કરતાં મોટો જાણીએ. તે કરતાં તમારા પાદશાહાનો કોલછે કે જે કોઈ મરદ એ કમાંન ખેંચે તેને પોતાનો દામાદ કરે તો હવે એ જગો પાદશાહબી શરખો અને ફકીરબી શરખો. તેથી જે એ કમાંન ખેંચશે તે પાદશાહાનો દામાદ થશે. આએ વખત હું મુફલેશ છું મારી પાશે લશકર કે ખજાંનો કાંઈ નથી પણ મારી પાસે મોટો ખજાંનો અકલનોછે તથા માહારા હોનરછે તે મારૂં લશકરછે અને મારૂ જોરછે તે મારી પાદશાહીછે. એ નાદાંન લોકો ગમે તેવો મુફલેશ શીપાહી હોએ તેની એકાએક મશખરી નહી કરીએ કાંએજે તેની પાસે પોતાનાં જોર તથા હોનરની પાદશાહી દોલતછે તેથી તેનાં મગજમાં તોર આવતાં વીલંમ લાગતો નથી. જેવારે શીપાહી પોતાની વારી ઉપર આવે તેવારે આપણાં જાંણની ખરાબી થાએ વાસતે એકાએક જાંણ અજાંણ પરદેશી શીપાહીની મશખરી નહી કરીએ. આતશની એક ચીંગારીએ કરી ઘણો આતશ રોશન થાએછે અને બેસુમાર જંગલને બાલી નાંખતાં વીલમ લગાડતો નથી. જેવારે હેવા દાંનાઈ ભરેલા શખુન તે લોકોએ જંગી કેરશાસપની જબાનથી શાંભલ્યા તેવારે દરબાંને અંદેશો કીધો અને શેતાબ જઇને પાદશાહને જાહેર કીધુંકે અએ પાદશાહ એક મુફલેશ સવાર દરગાહનાં દરવાજા ઉપર આવ્યોછે તે સવાર શવાલ જવાબ ઘણી દાંનાઈથી કરેછે. તેવારે પાદશાહે ફરમાવ્યુંકે તેને મારી નજદીક લાવો!કે કોઈ હેમક જેવો હોએતો આપણે તેની ખુશ મશખરી કરીને ચાર ઘડી દાહાડો ગુજારીએ યા કોઈ શખશ રાતનો કેફી હશે અને તે કેફની ખુમારીની મોજમાં હેવા નાલાએક શખુનો બોલતો હશે તો તમાચા તથા છકડે કરી એ જગો તેની ખુમારી ઉતારી મેલીએ કે ફરીથી કોઈ શખશ હેવી બેઅદબીનાં શખુન આપણી દરગાહમાં આવીને બોલવાની હીંમત કરે નહી. એ શખુન શાંભલીને દરબાંન આવીને જેહાંપેહેલવાન કેરશાસપને પોતાનાં પાદશાહાની નજદીક લઈ ગયો.

---

## જેહાંપેહેલવાન કેરશાસ્પ રૂમની દરબારમાં જઈ તે જગોએ મેલેલી કમાંન ખેંચીને પાદશાહનો દામાદ થયો તેવીશેની હેકાએત.

જેવારે પાદશાહાની નજદીક જઈ પોંહોચ્યોકે જેહાંપેહેલવાંને શેતાબ જમીનને બોસો દીધો અને પાદશાહી અદબથી ઉભો. જેવારે પાદશાહે કેર-

શાસપને દીઠો તેવારે મશખરીની રાહે બુલંદ આવાજે કેરશાસપને પુછ્યું કે એ દામાદ તું હમણાં કાંહાંથી આવી પોહોચ્યો અને તારી શી ખબરછે ? તુ એટડી તશદી લઈને ઈરાન જમીનથી શાવાસતે આવ્યોછે ? અગર તારી દરગાહમાં કોઇ શવાર હાજર હતો નહી કે તુંને પોતાની જાતે તશદી ખેંચવી પડી ? એ રવેશે રૂમનાં પાદશાહે કેટલો એક વારસુધી મશખરી કીધી અને પછે જંગીને પુછ્યુંકે અએ હેમક તું કદે ઊંચોછે અને શીનાંમાં ફરાખછે પણ તારૂં નાંમ શું છે ? તેવારે બોઝોરગ બુનીઆદનો જેહાંપેહેલવાંન કેહેવા લાગો કે અએ તખત તથા તાજનાં રાખનાર રૂમી પાદશાહ તુંને હેવી બુલંદી તથા બુજરગી ઉપર બેશીને એ રવેશ ખંદા લોકોની મીશાલ મશખરીનાં શખુન નહી બોલવા જોઈએ પણ બોઝોરગ પાદશાહોની મીશાલ શવાલ જવાબ કરવા જોઇએ. અગર તું મારૂં નાંમ પુછેછે તો મારૂ નાંમ "કમાંનકશ "છે યાને મને કમાંનનો ખેંચનાર કરી કેહેછે તેથી તું પાદશાહ અગર પોતાની દાંમાદીમાં પશંદ કરેતો એક લેહેજામાં એ કમાંનને એવી રીતે ખેંચીને ચીલે ચહડાઉં કે તુંબી જોઈને અજબ રેહે અને તારી મજલેશનાં તમાંમ લોકો મને શાબાશ કરીને મારી બુનીઆદને વખાંણે. એ મીશાલે દબદબા ભરેલા શખુન શાંભલીને પાદશાહ જેહાંપેહેલવાંનને કેહેવાલાગો કે અગર તું એ કમાંન ખેંચીને જો ચીલો ચહડાવેતો પાક યજદાંનાં કશંમથી કહુંછુંકે મારી બેટી તારે હવાલે કરૂં અને અગર એ કમાંન તુંથી નહી ખેંચાએ અથવા કમાંન ચીલે નહી ચડાવેતો તારી સાથે કોલ કરાર કરૂંછુંકે તેજ વખત તુંને મારા તખતની નજદીક ફાંશી દેવાડું. પછે કોલ કરાર કરી તે ઉપર પોતાનાં અમીરોની શાખ કરાવીને તે લેખ જેહાંપેહેલવાંનને હવાલે કીધું અને તેની પાસેથીબી તે મુજબ પોતે લખાવી લીધું. તેવારે જેહાંપેહેલવાંન કહેવા લાગો કે એ પાદશાહ એ કાંમમાંતો હું કમર બાંધી ઉભોછેઉં પણ એક બીજી વાત મને પશદ આવેછે તે શાંભલ કે હમણાં તાહારી બેટી પોતાનાં એવાંનની આગાશી ઉપર આવીને પોતાનાં દીદારથી મારો જીવ ખુશી કરેતો હું એ કમાંનને મારા હાથની છેલી આંગલીએ કરી ઉઠાવી ખેંચું. એ શખુન શાંભલીને પાદશાહાને ખજાલત લાગી તેથી પોતાનાં જનાંની મેહેલમાં કેહેવાડયું કે મારી બેટી મારી નજદીક આવીને ઉભી રેહે થોડા વખતમાં તે પરીની મીશાલની માહારોએ બાઅદબથી આપાદશાહની નજદીક બેઠી, પછે પાદશાહે ફરમાવયુંકે એ મરદ તું ફરીથી કોલ કર કે એ કમાંન તું પોતાનાં એક જોરે ખેંચશે કે નહી ? કેરશાસપે તેમ કબુલ કીધું. પછે પાદશાહે ફરમાવયું તેથી દશ પેહેલવાન કે જે રૂમ શેહેરમાં નાંમીચા કેહેવાતા હતા તે જઇને પેલી કમાંન જોરથી ઉઠાવી લાવી પાદ-

શાહાનાં તખતની નજદીક મેલી તે મસ કમાંનને જોયાથી પાદશાહાની બેટી માહારોએનાં મોહોડાંનો રંગ જરદ થઈ ગયો અને જેહાંપેહલવાંનની મોહોબતથી દેલમાં લરજવા લાગી અને દેલનાં ગમથી કેહેવા લાગી કે અફશોશ ! આજ રોજે એ નોજવાંન પેહેલવાંન મારો આશક ફશી જશે અને હેનાં ગમથી નાંમોરાદ થઈને પોતાનાં જાંન ઉપર કરશ ! એ રવેશ માહારોએ ગમગીનીથી જરદ થઈને અંદેશામાં હતી.

હવે પેલા દશ પેહેલવાંનનું કમાંન લાવીને મેલવુંકે તરતજ જેહાંપેહેલવાન મશત શેરની મીશાલે ગોઠણ મરડીને બેઠો અને દલેરીથી તે કમાંનની તરફ હાથ લાંબો કરી પાક યજદાંનનું મુબારક નાંમ જુબાં ઉપર લેઇને પોતાની છેલી આંગલીએ કરી તે કમાંનને આશાંનીથી ઉઠાવીને કેટલોક વાર પોતાનાં શર ઉપર ફેરવી અને પછે નીચે ઉતારી શેતાબ આશાનીથી ત્રણ મરતબે ચીલલો ચહડાવ્યો તથા ને ત્રણ મરતબે પાછો ઉતાર્‌યો પછે પકડીને એક જોર કરી તે કમાંનનાં ટુકડે ટુકડા કરી દુર ફેંકી નાંખી. તે તમાશો જોયાથી પાદશાહની દરગાહમાં "શાબાશ—શાબાશ" નો પોકારો ઉઠયો તેથી પાદશાહ અજબ રહી કેટલોક વાર બેહોશ જેવો થઈ ગયો અને જેવારે પાછો હોશમાં આવ્યો તેવારે જેહાંપેહેલવાંનને કેહેવા લાગો કે એ પરદેશી મરદ મારૂં બેમુલું ગોહર હતું તે તારા હાથમાં આવી ચુકું અને તારા દેલનાં બાગમાં તમામ ખુશીનાં ફુલ ખીલી નીકળ્યાં ! હવે એ મારી બેટી તારી ઓરતછે અને તું મારો દાંમાદછે પણ મને મેહેતલ આપકે હું મારે લાએકનો શાંમાંન તૈયાર કરૂં તેવારપછે તારી સાથે મારી બેટીનાં નેકા કરાવાને બાખુશી તારે હવાલે કરૂં. એ ફરેબી શખુન શાંભલીને જેહાંપેહેલવાંને કહ્યું કે એ પાદશાહ હવે હું મેહેતલ આપું નહી. હવે એ ઓરત મારીછે તે કરતાં અગરજો એ શાહજાદી માહારોએ પોતાની જુબાંએ કરી તુંને મેહેતલ આપેતો મારે કબુલ છે. તેવારે પાદશાહે પોતાની બેટીને પુછયું પણ માહારોએ ઘણી દાંના અને ચાલાક હતી તે તરત પાંમી ગઈકે મુફલેશ મરદને મારા બાપને પોતાની બેટી આપવી પડેછે તેની શરંમ તથા ખેજાલત લાગેછે તેથી તેનાં શબબથી હેવું બાંહાનું કરી મેહેતલ માંગીને હર એક ફરેબ અને ચારાથી એ નાંમદારને જીવથી મારી નાખશે તેવારે માહારી જીંદેગાંની હરાંમ થશે. હેવો નેક અંદેશો મનસાથે કરી પોતાનાં બાપને કેહેવા લાગીકે એ બોજરગ બુનીઆદનાં બાપ તું નેક ઈનશાફ ઉપર ચાલ કે મબાદા એ મરદ કમજોર હતે અને એથી કમાંન ખેંચાતે નહીતો તું એ બીચારાને તેજ વખત તારા તખત આગલ ફાંશી દેતે ને એક દંમબી તું હેને મેહેતલ આપતે નહી વાસતે હવે તારા કોલ

કરાર કરતાં દશ ઘણું જીઆદે એ મરદે કાંમ કીધું છે તો હવે તુને લાએ-કછેકે હેને હવાલે તું મને કરે. હવે આપણો બીજો કસ્સો પણ ચારો રહયો નથી. તે કરતાં એ નામવર બાપ આજ લગી આપણી બુનીઆદમાં કોઈ શખશ પોતાનાં કોલથી પાછો ફરયો નથી વાસતે તુનેબી શજાવાર નથી કે તુંબી પેતાનાં કોલથી ફરે. જેવારે આદમી બેઆબરૂ થાએ તેવારે જુઠું બોલે યા ચારો કરી મેહેતલ માંગે પણ જે કોઈ દાનાં અને હોનરમંદ હોએ તે હેવો પેશો હરગેજ કરે નહી. દાંનાવ લોકો ફરમાવી ગયાછે કે ઓરત લોકો જેવારે મરદ શાથે કદખોદાઈ કરે તેવારે તેને હોનરમંદ ઓરત કરી કહીએ અને બેટી પોતાનાં બાપનાં ઘરમો બગેર મરદે રેહે તે કરતાંને કદખોદાઈ કરીને પોતાના ખશંમનાં ઘરમાં રેહે તે બેહેતરછે. એક ઓરત અગર ઘણી દાંના અને નેક હોએ પણ મરદ વગરની હોએતો તેને નીમ ઓરત કરીને કેહેછે અને જેવારે તેણે મરદ કીધો તેવાર તે આખી ઓરત કેહેવાએછે. અગરજે ઓરતને પાદશાહી તથા મોલકની શરદારી હોએ અને મરદ નહી હોએ તો ગોયા તે ઓરત જેવી કમબખત ને અભાગની બીજી કોઈ નહી. દરેક ઓરતને મોટી પાદશાહી એછેકે પોતાનાં શર ઉપર મરદનું તાજ રાખે. એ બાપ અગર ઓરત ગોહર તથા મોતી બેશુમાર પેહેરે પણ જેવારે તેને મરદ નહી હોય તેવારે તે બેશુમાર જરીઆંન તથા ગોહર તેનાં તંન ઉપર કોરી તથા કહીરની મીશાલેછે. ઓરત જે છે તે ગોયા જમીનછે અને મરદ છેતે વરશાદછે. જેવારે જમીન ઉપર વરશાદ વરશેછે તેવારે તે જમીન બીજથી હરીઆલી ભરી થાયછે અને ભાંતભાંતનાં ફુલ તથા ફલ તેમાંથી બાહેર નીકલે છે, તે મીશાલે ઓરતનેબી મરદ હોએ તેવાર તેમાંથી પાદશાહીનાં કરનારાં આદમી પેદા થાએછે. મરદ લોકોનું નાંમ દુનીઆંમાં ફરજંદથી રેહેછે અને મરદને ફરજંદનાં જેવી ખુશી કાંઈ બીજી નથી અને ઓરત લોકોને મરદનાં જેવી ખુશી બીજી નથી વાસતે એ બાપ તારે બાખુશીથી આ બાહદુર મરદને પોતાનો દાંમાદ કરવો જોઈએ.

---

## રીશભર થયો રૂમનો પાદશાહ પોતાની બેટી ઉપર અને જેહાંપેહેલવાંને તે બેટીનો હાથ પકડીને તેપર ગોહરે વધાવ્યા તેવીશેનુ બયાન.

એવા શખુન પોતાની બેટીની જુબાંથી શાંભલીને કેશરૂમ ગોસામાં આવીને શર મીજલશ પોતાની બેટીને ગાલ દેઈ કેહેવા લાગોકે એ કમ-

બખત બેટી અફ્શોસછે કે તારે વાસતે હું આજ લગી બદનાંમ થયો અને હફ્તેકેશવર જમીનનાં પાદશાહોને પોતાનાં મુદઈ કીધા. હું તુંને આજ-લગી હીંદી અગરની મીશાલ જાંણુતો હતો અને જેવારે તે અગરને હવડાં આતશ ઉપર મેલ્યું તેવારે તો તેમાંથી ગુંગલની મીશાલે બદબોઈ નીકલી' મને તો ગુમાન હતું કે તુ બેટીથી જેહાંનમાં નાંમદાર છેઉં પણ હું તો તું બેઅકલ બેટીથી દુનીઆંમાં રોશવા અને ફજીહત થયો. વલી હું આજસુધી જાણુતો હતો જે મારા ખજાંનાંમાં બેકીમત ગોહરછે તે શરવ કરતાં એ બેટી બેકીમતીછે પણ તુંતો શખત પથર જેવી નીકલી. એ કંમબખત શેતાબ મારી નજદીકથી તારૂં મોહ ફેરવ તુંને શાહા રાતમાં રાહ ગુમ થજો યાને દરંનદાં જાંનવર તુંને ફાડી ખાજો અને તું જે જગો જાએ તાંહાં તુંને રાહમાં ઉંડા કુવા મલજો અને તારી નીશાંણ દુનીઆમાં રેહેતીજ નાં. હવે પછે તું એમ કરી ચાહે કે હું પરીની મીશાલની થઈને તારા એવાંનની આસપાશ ઉડું તોબી મારા એવાંનની આશપાશ તુંને ફરવા દેઉ નહી એટલું કહીને તે બેટીનો હાથ જેહાંપેહેલવાંન કેરશાસ્પનાં હાથમાં આપીને કહ્યું કે તમો બેહુજનાં મારી નજદીકથી દુર થાઓ. હવે પછે તમોને મારા શેહેરમાં એક શાએત મકાંન કીધેલો શાંભલશતો તમો બેહુને એકઠાં ફાંશી દેવાડીને તમો ઉપર તમામ પથરનો વરશાત વરશાવશ. એટલું કહીને પાદશાહા ગમગીન મોહ શાથે ખાંમોશ બેઠો તેજ વખત જેહાંપેહેલવાંને પોતાનાં હાથની બાજુ ઉપરથી એક તશબી યાકુતની કા-હડી અને તે તશબીમાં બશો દાંનાં યાકુતનાં હતા તેમાંનો એક એક દાંનો એક એક પાદશાહી ગંજ કરતાંબી જીઆદે હતો બલકે તમાંમ હફ્તેકેશવર જમીનનાં પાદશાહોની દોલત એખઠી કરે તોબી તે યાકુતની એક તશબીની કીમત નહી થાએ તે બશો દાંનાંની વધાઈ માહારોએનાં શર ઉપર કીધી યાને તે ઉપરથી ઓવાડી નાખી શેતાબ પાદશાહની નજદીકથી ખુશી થતાં આ-ગલ ચાલ્યાં અને શેહેરથી બાહેર નીકલીને માહારોએને પોતાનાં ઘોડા ઉ-પર બેશાડીને જેહાંપેહેલવાંન તેની આગલ ચાલવા લાગો. એ ખબર પેલા શોદાગરને થઈ કે પેલો ઈરાની શવાર રૂમના પાદશાહ કેશરની બેટીને લેઈ ગયો કે તેજ વખત તે શોદાગર એક ઘોડો તથા એક થેલી અશરફીની તથા બજો કેટલોએક રાહનો શાંમાંન લેઈ પાદશાહ નહી જાંને તે મીશાલ જઈ પોંહોંચ્યો અને જેહાંપેહેલવાંનની નજદીક તે હદીઓ મેલીને ઘણી-એક મીનત કરી પોતાને ઘેર આવી બેઠો. જંગી કેરશાસ્પ તથા માહારોએ બેહુ જંણુ ઘોડા ઉપર શવાર થઈને આગલ રાહ માપી. એ ખબર કેશર રૂમને થઈ કે પેલો શોદાગર પેલા ઈરાની શવારને ઘોડો તથા બીજો

કેટલોએક શામાંન આપી આવ્યો. તેજ વખતે શાહ પેલા શોદાગરને બો-
લાવીમંગાવીને પુછવા લાગોકે અગર તું પોતાનાં જાંનની શલાંમતી ચાહતો
હોએતો મારી નજદીક રાશત બોલ જે એ મરદ કોણછે? અને હેને
એટલો શાંમાંન તથા ઘોડો તેં શાવાસતે પોંહોંચાડયો અને તું મારા ગોશાથી
ડરયો નહી ? એ શખુન શાંભલીને તે શોદાગરે પોતાની જુબાંન ખોલીને ત-
માંમ મીજલેશની હજુર અવલથી તે આખેર લગીની હકીકત કહી અને
રાહમાં ચોર લોકોએ શોદાગરોને લુટયા હતા તેવીગેરે મરદાંનગી ભરેલી
કેરશાસપની તમાંમ હકીકત કહી. તે હકીકતનું શાંભલવું કે પાદશાહનું
મોહ અંદેશાએ કરી જરદ થયું અને પોતે કીધેલા ગુનાહથી ઘણો પશે-
માંન થવા લાગો. પછે દેલ શાથે કેહેવા લાગોકે એ મરદ કોઈ કેઆંની
શાહજાદોછે યા કોઈ બોજરગ ખાંનદાંનનો પેહેલવાંનછે શાવાશતે કે બશો
દાંનાં યાકુતનાં ઘણાં બેમુલા એ પાસે કાંહાંથી આવે અને એવડી દલેરી તથા
જોર જાબુલી પેહેલવાંન શીવાએ કોઈ બીજાને હોએ નહી એટલું કહીને
પાદશાહ ઘણોક અંદેશામાં પડયો અને પોતાની મજલેશના લોકોને કેહેવા
લાગો કે મબાદા એ મરદ જેહાંપેહેલવાંન કેરશાસપ શીવાએ કોઈ બીજો
નહી હોએ એટલું કહીને પોતાનાં ખાશ શવારોમાંથી બશે શવાર તથા
એક અમીર બુઢો અને ઘણો દાંનાવ હતો તેને જેહાંપેહેલવાંનની પછવાડે
મોકલી હોકંમ કીધોકે તે શાથે ઘણીએક નરમીથી અને આજેજીથી હેવો
ચારો કરો કે તે નાંમદાર એ જગો પાછો ફરી આવે. તેજ વખત પાદ-
શાહનાં હોકમથી તે બુઢો અમીર પેલા બસો શવારો શાથે શેતાબ પવનની
મીશાલે દોડઓ. એમ કરતાં બીજે દીને એક ચશમાંનાં શર ઉપર જેહાં
પેહેલવાંન આશાએશની મીશાલ શકાર કરીને જોકમાં બેઠેલો હતો તે જ-
ગોએ જઈ પોંહોંચ્યા. જેહાંપેહેલવાંન પછવાડે જોએ શું કે આશમાંનને ગેરદે
ભરેલો દીઠો અને જંગલની તરફથી રૂમી અશવારોને આજર ગોશશપની
મીશાલ દોડતા આવતા દીઠા તેજ વખતે શેતાબ ઘોડાને લગાંમ લેઈને હાથમાં
ભારી ગોરજ પકડીને શવાર થઈ તેજ વાની મીશાલ તે શવારોની શાંમે-
ગીઓ અને એક પોકાર ઘણો બુલંદ કરીને પુછવાલાગો. તેવોજ પેલા બશો
શવારોની હરોલમાં પાદશાહનો અમીર જે ચાલતો હતો તે શેતાબ ઘોડા ઉ-
પરથી પીઆદો થયો અને પેલા શવારો એક તરફ બાજુ પકડી ઉભા અને
તે અમીર પોતાનાં હાથબકશ કરીને મીનતથી આજેજી કરતો જંગી કેર-
શાસપની નજદીક આવી કેહેવાલાગો કે અએ જંગી નાંમદાર એ બસો શવાર
તારી સાથે લડાઈ કરવા આવ્યા નથી પણ હમારા પાદશાહે તુંને બોલા-
વવાને વાશતે મોકલ્યાછે કે એ નાંમદાર મરદ તું મારો એક શખુન શાંભ-

લીને પાછો ફરજે તે વાશતે હુમો તુંને બોલાવવાને શારૂ અતરે આવ્યા છીએ તેથી તું પોતાનાં ઘોડાની લગાંમ શેહેરની તરફ ફેરવીને પાદશાહાની નજદીક આવેતો ઘણું ખુબછે અને વલી પાદશાહે કેહેવાડયું છેકે આજ દીન પછે હું તારા હોકમથી શર કદી ફેરવું નહી વાસતે તું પાછો આવીને મારા પાદશાહી મેહેલમાં રેહે અને મારો વાકો થયા પછે રૂમનાં મુલકની પાદશાહી તારીજછે. તે કરતાં અગર તારી મરજી પોતાના વતંનની તરફ જવાનો હોએતો તારી પીઠથી એક ફરજંદ થાએ તેવાર પછે તું પોતાનાં શેહેરની તરફ જાજે કે તે ફરજંદને હું મારી પાદશાહી ઉપર બેશાડુંતો મારૂં નાંમ દુનીઆંમાં મારી પાદશાહી શાથે કાએમ રેહે નહીતો હું બેચારગીનાં શબબથી નામોરાદ થઈને આ દુનીઆંમાંથી જવશ અને કોઈ બેગાંનો મારી પાદશાહી ઉપર બેશીને મારો મોલક કબજ કરશે વાશતે બેહેતર એજછેકે તું પાછો શેહેરમાં આવે. એવા શખુન પેલા અમીરની જોબાંનથી શાંભલીને જેહાંપેહેલવાંને કહયુંકે એ બુઢા તું પાછો જા અને તારા પાદશાહને એમકરી કેહેકે જે ચીજ હરગેજ થાય નહી તે ચીજ તું શાવાશતે બોલેછે તથા જે શેકાર ફાંધામાંથી છુટો તેની પછવાડે બેહુનદાપણાંથી હાથમાં ફાંધો લેઈને શાવાશતે દોડેછે. અવલ જે શાંચામાંથી ઇંટ બાહેર નીકલી તે ઇંટ ફરીથી તેનાં કાલબુદમાં આવતી નથી. અએ કમબખત પથરની કદરનાં જાંણનાર તારા હાથમાં બેકીમત ગોહર આવ્યું તેની કદર તેં જાંણી નહી અને પોતાની બેઅકલીએ કરી તે ગોહરને હાથમાંથી નાંખી દીધું. તું રૂમીનાં તાબામાં રહીને હું તારાં નાંમને હફતે કેશવર જમીનનાં મોલકમાં મશહુર કરતે યાને તમાંમ હફતે કેશવર જમીનનાં પાદશાહો પાશેથી તુને શલાંમો અપાવતે તેથી તું હફતે કેશવર જમીનનો પાદશાહ કેહેવાતે પણ તું દગાબાજછે વાશતે મને હમણા ઈરાન જમીનનાં પાદશાહની ખીદમતમાં જવાની ઉમેદ ઘણી છે. મારે ઉપર જેવાર આફતાબની રોશનીછે તેવારે હું ચેરાગને શાવાશતે મીનત કરૂં તથા જેનાં બાગમાં અનજીર તથા શેબનાં જાહાડ હોએ તે શખશ થુવડનાં જાહાડની શી હાજત રાખે. વલી જે આદમીનાં એવાંનમાં મોરનાં પરની મીશાલ નકશ હોએ તે શખશ શીહા કાગડાનાં પર શાવાશતે હાથમાં પકડે વાશતે એ દાંના બુઢા મરદ તું પાછો ફર અને તારા પાદશાહને કેહેકે કશમ પાક પરવરદેગારનાં કે જો અગર તારા શેહેરની તરફ પાછી લગાંમ ફેરવું તો. એટલું તાહરા પાદશાહને કેહેજે અને એ અમીર અગરજો હવેપછે તુંબી મારી નજદીક કાંઈ શખુન બોલશેતો માહારા ગોરજે કરી તારૂં મગજ કુટી નાંખશ. તેની ખાશખુન શાંભલીને તે અમીર તથા પેલા

બશો શવાર ખાંમોશ રહીને ના ઉમેદ થઈ પાછા ફરયા અને જેહાંપેહેલ-વાંને ઘોડો ફેરવી માહારોએની નજદીક આવી તમાંમ હકીકત કહી. પછે ઓરતમરદ બંધે ઘોડા ઉપર શવાર થઈ મીશર શેહેરની તરફ બીઆ-બાંનમાં ચાલ્યા. તે બીઆબાંન હેવુંતો ડરાંમનું હતું કે તે જંગલમાં ગમે તેવો હીકમતવાંન મરદ જાએ તોબી તે દેહશત ખાધા વગર રેહે નહી. તે જંગલ તમાંમ પથર, કાંટા તથા અજદાએ કરી ભરેલું હતું તથા તે જગોની હવા આતશ કરતાનેબી ઘણી ગરમ હતી તથા તે જગોનું ઘાશબી જહેરી હતું અને પાંણી કડવાં હતાં. એ મીશાલનાં દરાંમણાં જંગલમાં દશ દાહાડા લગી રાત દીન ચાલ્યા તેવારે તે બીઆબાંન તમાંમ થયું. તાંહાં એક જગો દીઠી તે જગો ઉપર તહરેવાર મોરગ આવી બેશતાં હતાં તે મોરગૃ એકાએક ઉધાં પડતાં હતાં અને તેજ વખત તેની બેહુ પાંખ ઉપરનાં પર નીકલી જાતાં અને તેવાર પછે તે મોકગથી ઉડી નહી શકાતું તેથી પોતાને પાંઉંએ કરી ચાલતાં હતાં. તે જગો તમાંમ તે મોરગોથી ભરેલી દીઠી તેવારે પેહેલવાંને તે મોરગોમાંથી ઘણાંએક મોરગ પકડીને. ઘણાં દાહાડાનાં ભુખેઆં હતાં તેથી નાશતો કીધો અને શાએત એક બોઆબ કરી આગલ ચાલીયા. એમ કરતાં એક પાહાડ ઉપર જઈ પોંહોંચ્યા તે પાહાડનું શર આશમાંન શાથે જઇ મલેલું હોએ તેમ દેખાતું હતું તથા તે પાહાડ ઉપર જવાની રાહ પેચદાર શાંપની મીશાલની હતી તથા તેનું જંગલ એકસો ફરશહંગ કરતાંબી જીઆદે હતું અને તેની રાહમાં એક ગાર ઘણો ઉંડો હતો તે ગારમાં એક હબશી ઘણો લડાએક હતો કે તેને જોઈને "એબલીશ" તથા "ભુત" બી ડર ખાઈને નાહાશતા. ગોયા તે ખુદબખુદ એબલીશનો દાદો હતો.

---

## લડાઈ કરવી જંગી કેરશાસ્પે પાહાડપરના હબશી શાથે અને મારી ગીયો હબશી જેહાપેહેલવાંનનાં હાથ ઉપર તે હકીકત.

તે હબશી ચેહેરામાં શીહા કાગડાની મીશાલનો, કદમાં મીનારાની મીશાલ ઉંચો તથા જોવામાં દેવની શુરતનો હતો. તેનાં મોહોમાંથી બે દાંત હાથીની મીશાલ લાંમબા બાહેર નીકલેલા હતા. જેની જીભપર નેજાનાં પેકાંનની મીશાલનાં તેજ કાંટા હતા. તે હબશી જેવારે લડાઈ કરવા ચાહતો તેવારે હાથમાં એક બુલંદ માહીનો કાંટો તથા પથર રાખતો હતો. તે પહાડના શર ઉપર તે હબશીએ એક દીદબાંન બેશાડેલો હતો કે તે દીદબાંન એકશો

ગાઉ લગીનું દુરથી જોતો હતો. તે હબશીની નજદીક બેશુમાર લશકર તથા પેહેલવાંન આવતા પણ કોઈ શખશ તેના હાથથી જીવતો ખલાશી પાંમતો નહી હતો. તે પાહાડની પછવાડે એક શેહેર જેમ ઘણી આબાદી શાથે હતું તેમજ તે હબશીની બદફેલીથી કંટાલો ખાઈને તમાંમ દુખ પાંમેલું હતું અને તે શેહેરની આશપાશ ઘણાંક ગાંમડાં હતાં. તે શેહેર તથા ગાંમડાં શરવ કાંઈ તે હબશીનાં તાબામાં હતાં તે ગાંમનાં લોકો હરરોજ તહરેવાર ખાંણું પકાવીને તે હબશીને પોંહોંચાડતાં હતાં અને હરએક ગાંમમાંથી એક એક કુમારી ઓરત ઘણી ખુબસુરત હોએ તેને જરીઆંન પેહેરાવીને તે હબશીની નજદીક પોંહોંચાડતાં હતાં તે નાપાક હબશી તે ઓરતને બે મહીનાં લગી રાખી જેવારે બે મહીનાં તમાંમ થતા તેવારે પેલી ઓરતને ચાવીને ખાઈ જાતો હતો. એ રવેશનો તે શેહેરના લોકો ઉપર ઘણી આબાદીની શાથે તે નાપાકનો આવો જોલંમ હતો. જેવારે જેહાંપેહેલવાંન કેરશાસપ તે પાહાડની નજદીક જાઈ પોંહોંચયો તેવારે પેલા દીદબાંને જોઈને તે હબશીને ખબર કીધી તેજ વખત તે હબશીએ ઉઠાને શેતાબ એક તાશ શરાબની બોતી, એક ભારી પથર તથા માહીનો કાંટો હાથમો પકડીને શીહા વાદલની મીશાલ જંગી કેરશાસપની તરફ દોડીને એક પોકાર હેવોતો માર્યોકે તેથી પાહાડની અંદરથીબી જાંણે તેવો આવાજ નીકલયો તે અવાજ શાંભલીને કેરશાસપ જોએશુંકે એક હબશી શીહા પાહાડની મીશાલનો દોડતો આવેછે કે તેની નજદીક ગોયા હેરમંનબી ખુબસુરત નજર આવે હેવો નાપાક બદશુરત તે હબશી હતો અને તે હબશી એટલોતો ઉંચો હતોકે જાણે તેહેનાં માંથાને આશમાંન લાગેલું હતું તથા તેનું તન હેવુંતો શીહા હતું કે જાણે દોજખની શીહાહીબી તેનેથી શફેદ હોએ. તેનાં શીહા તંન ઉપર આફતાબ તથા માહાતાબની મીશાલ શફેદ ધાબાં હતાં તથા તેની આંખમાં ગોયા લોહીનાં બે મસ ચશમાં ભરેલાં હતાં. તેનાં બેઉ અબરૂ જરદ રંગના હતા. તેનું નાખ ઘણુંજ લાંબુ હતું, તેનાં નાંખનાં બે ફીફરાં ગોયા બે મોહોટા નલ હતા અને તેનું મોહો દોજખનાં ગારની મીશાલ બદબો ભરેલું હતું. એ રવેશનો બદશુરત હબશી પછવાડે આવી પોંહોંચયો અને હાથ ઉઠાવીને પેલો બશો મણનો પથર જેહાંપેહેલવાંન કેરશાસપ ઉપર જોરથી મારયો તે જબરા પથરનું જેવું આવવું કે હોનર ભરેલા પેહેલવાંને પોતાનું શર ચોરાવી લીધું તેથી તે પથર જમીન ઉપર હેવો તો જોરથી પડયોકે જમીનમાં ગરક થઈ ગીયો. પછી તે હબશી બોલ્યો દુનીઆથી ગુમ થઈ જજો તું એવડો તે શું મગરૂરછે કે મારૂ દાંન આપ્યા વગર જાએછે અગર પોતાનાં જાંનની શલાંમતી ચાહાતો હોએતો અવલ

મારૂં દાંન ચુકાવીને પછે પોતાનો રશતો પકડ નહીતો હમણાં તારા શરને તંનથી દુર કરીને આએ તારી ઓરતને પાહાડ ઉપર લેઈ જઇને મારી ઓરત કરી રાખશ. જેવારે કેરશાસપે હેવા શખુન શાંભલયા તેવારે તેને કેહેવા લાગોકે એ દોજખનાં દેવ તું હેવી બેહુદી વાત શું બોલેછે મારી પાસે દાંન માંગેછેતો મારી પાસે ગોરજ તથા તલવાર છે તેણે કરી હમણાં તુંને દાંન ચુકાવી આપુંછું અએ બદબુનીઆદનાં હવડાં તુંને હેવુંતો દાંન આપું કે ફરીથી તું એ જગો દેખશે નહી અને બીજા કોઈને હેરાંન કરશે નહી. એ શખુન શાંભલીને તે હબશી જોશથી લડાઈમાં આવ્યો અને મગર મછની મીશાલ પોકાર કરવા લાગો તેને જોઈને જેહાંપેહેલવાંન ગોશામાં આવી પોતાનો ગોરજ ઉઠાવીને શેકારી શેરની મીશાલ દોડી પોંહોંચ્યો. જોરમાં આવી બે હાથે કરી હેવોતો ગોરજ તેનાં શર ઉપર મારયોકે તેનું શર તથા આંખ તથા મગજ શરવ એકઠું મલી ગયું પછે તેનાં શરને તલ-વારે કરી તનથી જુદું કરીને હાથમાં લેઈને પેલા દીદબાંનની તરફ રાહ પ-કડી અને તે પાહાડ ઉપર પેઆદો તેની પછવાડે દોડયો પણ તે દીદબાંન તે જગોનો વાકેફકાર હતો તેથી પાહાડની કદણમાં છુપાવા લાગો તેજ વખત પેહેલવાંને શેતાબ કમાન ખેંચીને એક તીર હેવોતો તેને મારયો કે તેણે કરી તે પાહાડનાં પથર શાથે શીવાઈ રહ્યો તેવાર પછે જેહાંપેહેલવાંને માહ-રોએ શાથે ઘોડા ઉપર શવાર થઈને આગલ રશતો પકડયો અને બંધેજણાં પેલાં શેહેરની તરફ ચાલયાં. હેવામાં તે શેહેરનાં આદમીઓએ દુરથી તેને દીઠો તેથી શરવે કોઈ દોડતાં આવીને કેહેવા લાગાં કે એ જમાંનાંનાં પેહેલવાંન મરદ તું હમોને કેહે કે એ ડરાંમણી રાહમાં તાહારી શાથે હેવો કોણ મદદગાર હતો કે એ પાહાડ ઉપરનાં હબશીનાં હાથમાંથી હેવી જવાંન ઓરત શાથે તું શલાંમત આવ્યો? શું તું ઉડતું મુરગછેકે એકાએક ઉંચો-આશમાંન ઉપર ઉડીને એ જગો આવી પોંહોંચ્યો? યા કાંઈ હેવી જાદુઈ રાખેછે કે તે રાહ ઉપરથી તું ગુજર કરીને એ જગો તમાંમ શાંમન, ઘોડા તથા હેવી ખુબસુરત મેહુબ શાથે શલાંમત નીકલ્યો? તેવારે જેહાંપે-હેલવાંને કહીયુંકે જે કોઈ માહારા બદખાહ હોએ તે પેલા હબશીની મી-શાલ ખુનમાં લપટાએલા રેહેજો એટલું કહીને તે નાપાક હબશીનું માથું ઘોડાની બાગદોર શાથે બાંધેલું હતું તે પેલા લોકોની નજદીક ફેંકી દીધું તેને જોઈને શરવ કોઈ ખુશીથી એક પોકાર કરી જેહાંપેહેલવાંનનાં જોર તથા હીમત ઉપર દુઆ કરવા લાગા અને કેરશાસપનો હોકંમ લેઈને પેલા પાહાડ ઉપર તે હબશાની મતા લુટવા ગીયા અને તે જગોથી ઘણુંએક સુનું તથા ગોહર તથા મોતી લેઈ આવ્યા તથા પાદશાહી લાએકનાં ફરશ

તથા પાદશાહી લેબાશ વીગરે જેને જે હાથ આવયું તે કબજ કીધું. હવે તેજ દાહાડે તે શેહેરનાં શોદાગરની બેટીનો પેલા હબશીની જગો ઉપર જવાનો વારો હતો તેથી તે જગો પાહાડ ઉપર પેલા હબશીને હવાલે કરી આવ્યા હતા તે શોદાગરની બેટીનેબી શલાંમત લાવીને તેનાં બાપને હવાલે કીધી. પછે તે પાહાડને બેલદાર લોકો પાશે ખોદાવી નખાવ્યો. તે શેહેરનાં તમાંમ લોકો એકઠા મલીને ઘણોએક હદીઓ જેહાંપેહેલવાંનની નજદીક પેશકશ લેઈ જાઈને મીનત કરવા લાગા કે એ નેકનાંમ મરદ હમો શરવકોઈ રાજી છેઈએકે તું એ શેહેરનો પાદશાહ થાએ. એ શખુન જેહાંપેહેલવાંને કબુલ નહી કીધો પણ તે લોકોની ખુશીને વાશતે તે જગો એક હફતા લગી રહ્યો અને પછે આગલ ચાલેઓ પણ તે જગોથી એક કાશદને બોલાવીને પોતાનાં બાપ પાદશાહ "અશરત" ઉપર વધાઈ લખી મોકલી. તે કાશદનું પાદશાહ અશરતની નજદીક પોંહોંચવુંકે અશરત ઘણો ખુશી થઈને તે વધાઇનાં લાવનાર કાશદને બેસુમાર ગોહર તથા અશરફીએ વધાવ્યો. પછે ફરમાવ્યુંકે તમાંમ લશકર તઈયાર થાએ તથા એક શફેદ હાથી ઉપર જરીનું તખત માંડીને તેની ઉપર પરદા નાંખે. તે વીગેરે બ.જા ઘણાંએક હાથી તથા શવારો શાથે દબદબાથી લશકરને જેહાંપેહેલવાંનને એશતેકબાલ મોકલ્યું. લશકરનાં શવારો રાહમાં ચાલતાં ખુશીથી એક એક ઉપર અબીર તથા કસતુરી તથા અંમબરની મુઠી મારતા હતા અને ઘોડાએ ઉપર બેઠાં બેઠાં શરાબની જાંમ પીતા હતા અને અમીર લોકોની શવારીને નજદીક કલાંમત લોકો શરોદ ગાતા ચાલતા હતા—એ રવેશે ખુશી કરતા તમાંમ અમીરો જેહાંપેહેલવાંનને એશતેકબાલ ગીયા અને એ તરફ જાબુલ શેહેરમાં તમામ મોહોલાઓમાં તથા ગલીઓમાં આરશીઓ ટાંગી અને ઘેરે ઘેર શરોદ તથા ખુશીનાં આવાજ થવા લાગા. એ મીશાલે જેહાંપેહેલવાંનનાં આવ્યાથી જાબુલ શેહેરમાં ઘણીએક રાંમશની થઈ અને પાદશાહ અશરતે પોતાનાં બેટાને તથા તેની મોહરદાર ઘણાંએક પયારથી ગોદમાં પકડી તેનાં રોખશારા ઉપર બોશા દીધા. પછે એવાંનમાં એક તખત યાકુતનું શમારેલું હતું તે તખત ઉપર જેહાંપેહેલવાંન માહારોએ શાથે બેશ અશરતથી બેઠો અને પોતાનાં બુજોરગોની રશમ મોઆફેક મોટા દરજજાના મોબેદ લોકોને બોલાવીને માહારોએ શાથે નેકા કીધા. પછે અશરતે પોતાનાં બેટાની ઓરતને વાસતે એક ગંજ કે જે આગલ પાદશાહોનો હતો તે ખોલી માહારોએની ઉપર એટલાંતો ગોહર તથા મોતીનો વધાવો કીધોકે તે ઓરતની ગરદંન લગી મોતી તથા ગોહરનો ઢગલો થયો અને ઘણીક આબરૂ આપીને મોહબતથી તેની ઉપર સરવકોઈ પ્યાર કરવા

લાગા અને તે ભારી દબદબો અને દમામ જોઈને માહારોયએ એક નાંમું લખીને છુપું પોતાનાં બાપ ઉપર મોકલ્યું કે—

"એ બુજોરગ બાપ તેં તો એ જેહાંપેહેલવાંનની બુનીઆદને કાંઈ પીછાંણી નહી પણ એ નાંમદાર મરદતો જેહાંપેહેલવાંન કેરશાસ્પ પોતેછે કે જેનો દબદબો શરવેથી મોટોછે. અફ્શોશ તારી અકલ ઉપર ! તું પોતાને રૂમ શેહેરનો પાદશાહ કેહેવાડેછે પણ કોઈની કદર પીછાનતો નથી હવેતો જેબની તે ખરી પણ તું પશેમાંન થઈને એક નાંમું ઘણીક મીનતજારી તથા આજેજી કરીને લખાવીને ઘણાંક હદીઆ સાથે મોકલી દેજે અગર નહીતો એ જેહાંપેહેલવાંન તારે ઉપર ઘણો ગોશામાંછે તેથી મબાદા તારો મોલક પાએમાલ કરી નાંખશે."

એ રવેશે માહારોયએ ઘણીએક નશીહતથી પોતાનાં બાપ ઉપર નાંમું લખી "હેજબ" (એટલે કાશદ)ને આપીને રવાંના કીધો. હવે જેવારે તે નામું રૂમનાં પાદશાહને "હેજબ" થી પોંહતું તેવારે નવીશીંદાએ હાજર થઈને તે નાંમું પાદશાહની નજદીક બુલંદ આવાજથી વાંચીયું તેવાર રૂમનો પાદશાહ પોતાનાં કાંમથી ઘણો પશતાવા લાગો અને તેજ વખતે એઅંદાજે ખજાંનો બાહેર કાહડયો જેમાં પાદશાહી ફરશનાં ચાલીશ ઉંઠ, શાઠ ઉંઠ જરી કુરતાનાં, બાવીશ ઉંઠ દેબાનાં કપડાંનાં, ચાલીશ ઉંઠ ખાલેશ રૂપાંનાં તથા શોલ ઉંઠ સુંનાંની અશરફીનાં ભરેલાં હતાં તેમજ, એકશો કુરશી અગરનાં લાકડાંની, શોલ કુરશી પરવાલાંની સુંનાંમાં મઢેલી તથા બે મોટી કુરશી યાકુતની તે સાથે બે તખત ગેંનડાનાં શીંગડાનાં, બે તાજ કેરબાનાં, બાર કુરશી સુંનાંની, એકશો ઘોડા અરબી સુનેરી નાલ જડેલા તમાંમ ગોહરનાં જીન તથા પાખડ સાથેનાં, બશો ઉંઠ તમાંમ પાદશાહી અદાલતનાં સામાંને ભરેલાં, એકશો ઉંઠ શહેદરંગનાં તથા એકશો ઉંઠ શીહા રંગનાં, જે ઉંઠો ઉપર મખમલી જાહલર નાંખેલી હતી. ચોવીશ ઉંઠ દેહેરાનાં ભરેલાં તથા દશ ઉંઠ બખતરે ભરેલાં હતાં. શીતેર ગોલાંમ રૂમી જરીપટકાની કમર બાંધેલા તથા ચાલીશ બાંડી આફ્તાબ કરતાં રોશંન ચેહેરેની તથા છ હાથી શફેદ બીલોરની મીશાલનાં, એ વીગરે ઘણોક ખજાંનો પાદશાહ અશરતને વાસતે તથા બીજો ઘણોએક અશબાબ જેહાંપેહેલવાંન કેરશાસપને વાસતે મોકલીને એક નાંમું ઘણીક આજેજી તથા મીનતથી લખી એક દાંનાં અમીરને તે નાંમું તથા હદીઓ આપીને જોબાંની કેટલીક ઓજરખાહી કરી જાબુલસતાંન દેશમાં મોકલ્યો. જેવારે તે નાંમું નવીશંદાએ વાંચયું તેવારે તેમાં તે પાદશાહે ઘણીક ઓજરખાહી કીધેલી અને પોતાની તકશીરની માફ્ માંગેલી હતી તેથી તથા પેહેલો

બેસુમાર હદીઓ જોયો તેથી જેહાંપેહેલવાંનનો ગોસો નરંમ પડયો અને રૂમનાં પાદશાહ ઉપર મેહેર આવી તેથી તે રૂમનાં પાદશાહના અમીરને ઘણીક આબરૂ આપીને નવાજી તે નાંમાંનો જવાબ પોતાનાં બાપને નાંમે નરમી તથા સુલેહથી લખાવ્યો તેમધે એમ લખાવયુંકે તું કશી ફેકર મો કરતો, આજદંન પછે તારા ગુનાહથી હમો ગુજરી ગયા છીએ વાસતે અગર તારે ઉપર કોઈ મુદઈ ગલબો કરે યા કાંઈ મુશકેલ આવી પડેતો શેતાબ નાંમું લખીને એલચી મોકલજે કે તરત હમો તારી મદદ કરશું અને જે કાંમમાં તારી ખુશી હોશે તે કરશું પણ તુંબી મારો એક શખુન કરજે કે તારા શેહેરમાં એક શોદાગરછે કે જે નેકબખતે મારા બેટાને આશાએશથી બાગમાં રાખીને ખેદમત કીધીછે તે શોદાગરને દાંન જગાત માફ કરજે અને તે ઉપર પોતાનો જાંન ફેદા રાખજે અને તે શોદાગરને જેકાંઈ કાંમ આવી પડે તે તેજવખત તેની મોરાદ માફક કરી આપજે. તે શોદાગર શાથે તું જેકાંઈ ખુબી કરશે તે ગોયા મારી ઉપર હેશાંનછે અને હું તે ખુબી પોતાની તરફ જાંણુશ. એ વીગરે તે શોદાગરની બાબદમાં ઘણીક બરદાશતનાં શખુન લખી પછે નાંમાં ઉપર પોતાની મોહોર કરીને પેલા રૂમી અમીરને કેટલોક શરોપાવ આપીને રવાને કીધો અને પોતે ખુશી સાથે જાબુલમાં રહ્યો. જેવારે તે અમીર રૂમ શેહેરમાં જઈ પોંહોંચયો અને પાદશાહને નાંમું આપીયું તે નાંમું વાંચતાં વાર પેલા શોદાગરને બોલાવીને ઘણીક આબરૂ આપીને પોતાનો અમીર કીધો. તેને ઉપર તમાંમ અમીરો કરતાં ઘણી મેહેરબાંની રાખવા લાગો.

એવી નેકીને વાશતે દાંના લોકો ફરમાઈ ગીયાછે કે અગરજો તારામાં અકલ હોએતો દુનીઆંમાં હરેક આદમીજાદ શાથે ખુબી કરજે તે નેકી તથા ખુબીનો બદલો અલબતે એક દીન ફલ આપીને શરફરાજી વધારશે તથા જે કોઈએ નેકીનો પેશો માડયો તે હરેક જગો શરફરાજ થાએછે, અગર તારી પાસે દોલત હોએ યા તું ફકીર હોએ તોપણ થઈ આવે તેવી નેકી કરીને નેકનાંમીનાં મેદાંનમાં તું હોનરનાં ઘોડા ઉપર અસવાર થઈને હકતાલાની શેતાએશનો કમરબંધ બાંધ તથા તંનમાં વફાદારીનું બખતર પેહેડ અને અકલની કમાંન તથા હોશની તલવાર હાથમાં લે, એ મીશાલની શવારી ઉપર બેશીને એ દુનીઆના મોલક ઉપર ફતેહ પાંમ.

## જેહાંપેહેલવાંન કેરશાસ્પે એક શેહેર આબાદ કીધું તે વીગરે બીજી હકીકત.

એ વાત ઉપર કેટલાક મહીનાં ગુજરી ગીયા તેવારે એક શેતારેસનાશ મરદ કે જે રૂમ શેહેરમાં ઘણો મશહુર હતો તેને જેહાંપેહેલવાંને

બોલાવીને વરતારો કરાવી જમીન પશંદ કીધી અને તેજગો એક શેહેર "જેરંજ" નાંમનું આબાદ કીધું અને તેની આશપાશ કોટ બાંધીને એક બુલંદ કીલ્લો ઉઠાવ્યો તે કીલ્લો ઘણોજ ઉંચો અને મુશતકીમ કીધો. તે કીલ્લાને આશપાશ એક ખાહી બનાવીને હરતરફનાં દરીઆવમાંથી તેમાં પાંણી આવવાનાં ગરનાંરાં મુક્યાં એ કાંમમાં જેહાંપેહેલવાંન મશગુલ હતો હેવામાં કાબુલ શેહેરનાં પાદશાહનો વાંકો થયો તેથી તેનો બેટો હતો તે પોતાનાં બાપની જગો તખત ઉપર બેઠો પણ જેકાંઈ પોતાનાં બાપની રાહ રશંમ હતી તેથી ફરીને શરકશી પકડી; એટલે જે તેનો બાપ હર વરશ જાબુલનાં પાદશાહા અશરતને જે શલાંમી આપતો હતો તે શલાંમી તેના બેટાએ તખત ઉપર બેઠા પછે બે વરશ લગી તેણે આપી નહી અને ઉલટું પાદશાહ અશરત ઉપર જોર કરીને નાંમું લખીયું કે તારે પાસે ઘણાંક શેહેરછે તે શાવાસતે જોઈએ. મારા બાપ પાસેથી જેટલાં વરશ તેં શલાંમી લીધીછે તે પાછી આપી બીજાં કેટલાંએક શેહેરબી ખાલી કર. હેવા નાલાએક શખુન શાંભલીને પાદશાહ અશરતે તેની ઉપર ઘણાંક નાંમાં નશીહત ભરેલાં લખયાં કે તેથી તે છોકરો અદબ પકડે પણ તેણે તે નશીહત કબુલ નહી કીધી પણ તેને બદલે ઘણી શોખી કરી જવાબ લખયો. તેવારે તેનાં બાપનો વજીર કે જે ઘણો દાનાંવ હતો તે વજીરેબી તે છોકરાને ઘણી નશીહત કીધી કે એ નાંમદાર પાદશાહ તું શાવાસતે ફેશાદનું નવું બીજ રોપેછે? આપણે અશલથી જાબુલી પાદશાહોનાં તાબેદાર કેહેવાતા આવીએ છીએ અને આપણે થોડોક હદીઓ શલાંમા આપીને તે પાદશાહનાં શાહેઆ નીચે અમનથી પાદશાહી કરીએ છીએ એ જાબુલી પાદશાહનાં દબદબાથી આપણ ઉપર એકાએક કોઈબી મુંદઈ ગલબો કરી શખતો નથી વાસતે હેવી નાદાંનીથી હાથ ઉઠાવ તું હેમાંથી ફેજ નહી દેખશે. તું નથી જાંણતો પણ અગરજો કોઈ શાથે દોશતી કરવા ચાહીએતો એકસો વરસેબી કોઈ શખશને દોસત કરીએ નહી અને એક દાહાડામાં એકસો દુશમંન જીવનાં લેનાર કરવા ચાહીએતો તુરત કરી શખીએ દુનીઆંનો ખજાંનોછે તે આદમીજાદના ખેદમતગારની મીશાલનોછે, પણ જેવારે આદમીજાદનો જીવ ગીયો તેવારે ખજાંનો શું ફાએદો કરે? કોઈક શખશનાં હાથમાં સુનાંની અંગોઠી હોએ અને આપણાં હાથમાં ફકત એક કોડી હોએ તે કોડીને પેલી અશરફી કરતાં બેહેતર જાંણીને પોતાનાં વખત ઉપર શબર કરી બેશીએ. વાસતે તારા બોજોરગોને જેવી અશલ બોજોરગીછે તેવીતો તુનેબી મલેછે અગર તું એમ કરી ચાહેછેકે પાદશાહ અશરત પાસે માહારા કરતાં દશ ઘણાં મોલક જીઆદાછે તે

હું લેઉં પણ એ પાદશાહ તું પોતાની બજોરગી ખોહોશે અને તારા મોલકની ખરાબી કરશે. તું પોતાનાં દીલમાં હેવું ગુમાન લાવતો હશેકે જેહાંપેહેલવાંન કેરશાસપતો જાબુલ જમીનથી ઘણોક દુર થઈને પોતાના નાંમનું એક શાહેર આબાદ કરેછે તેથી તેતો હવે એ જગો આવશે નહી પણ જેવારે તારા હેવા શરકશી ભરેલા જવાબ શાંભલશે તેવારે તે એક મહીનાંની રાહ દશ દાહાડે કાપતો આએ જગો આવી પોંહોંચશે વાસતે તું પોતાનાં બોજરગોની રશંમથી શાવાસતે ફરેછે. એ વીગરે ઘણીએક નશીહત તે દાંનાં વજીરે કીધી પણ તેને તે પાદશાહ ખાતેરમાં લાવ્યો નહી અને પોતાનો પીતરાઈ ભાઇ કે જે "અંમબારશીન" નાંમનો હતો તેને શાઠ હજાર સવાર શાથે હરોલમાં જાબુલની તરફ રવાને કીધો. તેવાર પછે બીજા એક લાખ શવાર કાબુલી તલવારનાં રાખનાર તથા એકશો શાહાદ હાથી લડાઈનાં તઈયાર કીધા અને "અમબારશીન" ની પછવાડે મોકલ્યા.

એ ખબર બોજરગ બુનીઆદનાં પાદશાહ અશરતને થઈ તેથી પોતાનાં બીજાં શેહેરોમાંથી લશકર બોલાવી પોતાનો ભતરીજો "નોશયાર"નાંમનો ઘણો હોશીઆર અને ચાલાક હતો તેને પોતાનાં જાબુલી લશકરનો શપેહશાલાર કરીને મોકલ્યો. એ રવેશે બેહુ તરફથી શપેહશાલારો ઘણાંક લશકર શાથે બાહેર નીકલ્યા અને એક એક શાથે મોકાબેલ થયા તેવારે બેહુ તરફથી નગારાંનાં આવાજો નીકલવા લાગા અને દલેર લોકોનાં હાથની ચુંગાલ લડાઈ ઉપર કુશાદે થતી હતી અને શવાર લોકોએ એક જગોએ એલાહેદી લડાઈ કરવા માંડી અને પાંઉપીયાદાઓ હાથમાં ઢાલ તલવાર પકડીને એક તરફ ભેલા થઈ ગીયા અને લડાઈની ગીરદે કરી તમાંમ હવા શીહા થઈ ગઈ. જેવારે લડાઈ કરતાં એક દીનબી તમાંમ નહી થયો એટલામાં બેહુ તરફથી ઘણુંક લશકર મારયું ગીયું અને ઘણુંક જખમી થયું. હેવામાં લડાઈનાં મેદાંનમાંથી જાબુલી નોશઈઆર પેહેલવાંન બાહેર નીકલીને અમબારશીન કાબુલીને મોકાબેલ જઈઉભો અને પોતાની જેહેરી પાંણીની તલવાર ખેંચીને એક જખંમ હેવોતો હોનરથી માર્યોકે તે અંમબારશીન પોતાનાં ઘોડાના જીનઉપર બેઠો રહેઓ અને તેનું શર દડીની મીશાલે તન ઉપરથી ઉડી ગીયું. જેવારે કાબુલી લશકરે પોતાનાં શરદાર અંમબારશીનને એ રવેશ દીઠો તેવારે શરવકોઈએ લગાંમ ફેરવીને કાબુલની તરફ નાશવા લાગા તેવારે જાબુલી લશકરે તેની પછવાડે તરણ ફરશંગ લગી દોડકીધી અને તે લશકરમાંથી બે હીસ્સા લશકર મારી નાખ્યું એમકરતાં આફતાબ ગરબ થયો તેવારે જાબુલી લશકર તે જગોથી પાછું ફરયું. હેવામાં કાબુલનો પાદશાહ પોતાની ખાશ સવારીશાથે તાંહાં આ-

વીને જોએ શું કે તમાંમ જંગલ મારેલાં લશકરે ભરેલું દીઠું તેથી ગોશામાં આવીને રાતોરાત કોશેશ કરીને લશકર શમારેયું અને પોતાનાં પીતરાઈ ભાઈ અમબારશીનની લોથને અગર તથા સુખડનાં લાકડાંથી બાલી નાખી તેનાં મુઆથી ઘણીક જારી કીધી. હવે પેલી તરફ પેહેલવાંન નોશઈ-આરની મદદેબી તેજ રાતે જાબુલથી ઘણુંએક લશકર આવી પોંહોંચયું.

જેવારે શફેદ બાજે પોતાની બાજુનાં પર વીખરયાં તેથી શીહા કાગડો નાશી ગીયો યાને શીહારાત તમાંમ થઈ અને રોશન રોજ જાહેર થયો તે-વારે બાંમદાદને વખત કાબુલી લશકરમાંથી નકારાંનાં આવાજ નીકલ્યા અને તમાંમ લશકર કમર બાંધીને મેદાંનમાં આવી ઉભું તેને જોઈને નોશા-ઈઆરેબી લશકર તઇઆરકીધું શરવકોઈએ ઘોડાનાં તંગ ખેંચી શીપાહી લોકો શેતાબ હથીઆર બાંધી મેદાંનમાં આવી લડાઈ શરૂ કીધી કે હર તર-ફથી ધર પકડનો પોકાર ઉઠવા લાગો તથા ઘોડાઓ હરેનવા લાગા તેનાં આવાજથી જેહાંન જોશ ભરેલી થઈ બેસુમાર ગીરદ ઉડવા લાગી જેથી આફતાબ ઢંકાઈ ગીયો અને તલવાર શાથે તલવાર અથડતી અને નેજા-ઓનાં નોકે કરી પેહેલવાંનોના શીનાં ફાટવા લાગા. એ રવેશની શખત લડાઈમાં કાબુલનો પાદશાહા કલબગામાં ઉભોરહીને પોતાનાં લશકરને "શા-બાશ શાબાશ" કરીને હીમત આપતો હતો તેથી કરીને જાબુલી તેઓ લશકર ઉપર આફત ગુજારતા હતા તે તમાશો જોઈને જાબુલી લશકરની કલબ-ગાહામાંથી નોશયાર બાહેર આવીને મહશત શેરની મીશાલ પોકાર કરી કેહેવા લાગો કે એ જાબુલ જમીનનાં પેહેલવાંનો! આએ કાબુલનાં નામરદ લોકોથી શાવાસતે ડરોછેઓ? એ નાંમનાં ઉઠાવનારા મરદાંને મરદલોકો હા-થમાં ગોરજ તથા શમશેર પકડીને નાંમને વાસતે હેવી કોશેશ કરોકે એ કાબુલી લશકરના દેમાગ ખાકમાં પાએમાલ થઈજાએ. તમો જાંણતા નથીકે એ લશકરતો ગેઈ રાતે આપણાં ડરથી નાશતું હતું તેને પાદશાહે હીંમત આપીને લડાઈનાં મેદાંનમાં પાછું ફેરવીયુંછે અને જેકોઈ શવારે નાહાશવા ઉપર મોહો ધરયું તેને નેજાએ કરી માર્યા. હેવામાં કાબુલી લશકરે ગલબો કીધો અને પેહેલવાંન નોશયારની આશપાશ ફરી વલયું અને એક મરતબે તલવાર તથા ગોરજે કરી તે નાંમદારને જીવથી માર્યો. જેવારે નોશ-યારનાં બેટાએ પોતાનાં બાપને જમીન ઉપર ઉંધો પડેલો દીઠો તેજ વખત ઘોડાને એડ મારીને મેદાંનમાં આવીને કાબુલી હેશા પેહેલવાંન કે જે નાં-મીચા હતા તેઓને પોતાનાં બાપનાં કીનાંમાં ખાકમો ઉધા નાંખી પોતાનાં બાપની લોથને મેદાંનમાંથી ઉઠાવી ઘોડા ઉપર મેલીને સેતાબ જાબુલી લશ-કરમાં જઈ ઉભો તે શપેહેશાલારની લોથને જોઈ જાબુલી લશકર હથીઆર

નાંખીને નાશવા લાગું, તેની પછવાડે કાબુલી લશકરે હેલો તો ગલબો કીધોકે જાબુલી લશકરની લોથે કરી તમાંમ જંગલ ભરી નાંખયું અને ઘણાંક સવારોને કેદ પકડયા. એમ કરતાં રાતનો વખત થયો તેથી કાબુલી પાદશાહે હોકમ કીધો કે એ જંગલમાં દેહેરા મારો કે શેકાર મારીને કેટલાક હફતા એજગો આશાએશ કરીએ. હવે પેલીતરફ જાબુલી લશકર પોતાનો જાંન શલાંમત લેઈને નાઠા તે પાદશાહ અશરતની નજદીક જઈ પોંચયા અને લડાઈની હકીકત અવલથીતે આખેર લગીની કહી તે શાભલી પાદશાહ અશરત અફશોશ ખાઈ હાથ ઉપર હાથ મારવા લાગો અને નોશયારનાં મુઆથી ઘણી જારી કીધી અને તેજવખત એક નાંમું પોતાનાં બેટા જેહાંપેહેલવાંન ઉપર લખાવીયું કે હું પોતાની જાતે લશકર શાથે કાબુલનાં પાદશાહ ઉપર જાઉંછું. એરવેશ નાંમું લખીને એક એલચીને આપી શેતાબ જંગી કેરશાશપની તરફ રવાને કીધો તે એલચી તેજ પવનની મીશાલ રાહમાં ચાલતો હતો. હવે પેલી તરફ જેરંજ શેહેરમાં જેહાંપેહેલવાંન કેરશાસપનો એક દાંના મોબેદ હતો તેને આશમાંનની ચાલની ખબર ઘણી હતી તેણે એક દંને કેરશાસપને કહીયું કે એક ફેશાદ જેહાંનમાં ઉઠયો જોઈએ અને એ મહીનાંમાં કાબુલનો પાદશાહ ભારી લશકર શાથે આવીને પાદશાહ અશરતનો મોલક ખરાબ કરે અને જાબુલી લશકર ઘણું મારયું જાએ અને પાદશાહ અશરત ઘણો તંગીમાં આવે તથા એક નાંમદાર તારા બાપદાદાનાં ખાંનદાંનનો મરદ મારયો જાએ પણ આકેબત તુને જાબુલશતાંનની તરફ જાવું પડે અને તારા ગીયાથી પાદશાહ અશરત ફતેહ પાંમશે વલી તારા બાપનો એલચી એક હફતામાં તારી નજદીક આવ્યો જોઈએ હેવું શેતારાની ચાલથી માલુમ પડેછે. એરવેશ પેલા મોબેદે કેરશાસપને અવલથીજ ખબર કીધી હતી.

એમ કરતાં જેવારે તે હફતો તમાંમ થવા આવ્યો પણ કોઈ એલચી અશરતની તરફથી આવ્યો નહી તેવારે પેલા નજુમી ઉપર જંગી કેરશાસપે ગોશો કીધો અને કહીયુંકે તુંને નજુમમાં પુરી ખબર નથી તો હેવું જુઠું બોલીને શાવાસતે રોશવા થયો. જુઠું જેછેતે આદમીની શેતાબ આબરૂ લીએછે વાસતે જે કોઈ દાંના અને કાબેલ હોએ તે હરગેજ જુઠું બોલે નહી જેવારે હેવા શખુન કેરશાસપની જુબાંનથી પેલા શેતારેશનાશ મોબેદે સાંભલ્યા તેવારે તે દાંના મોબેદ કેહેવા લાગો કે એ શરફરાજ પેહેલવાંન તું એટલું શાવાસતે બોલેછે તારા બાપનો એલચી શાહાંનસી ઉપર શવારછે અને તેજ વાઆની મીશાલ રાહમાં દોડેછે તે આજ રોજે અગીઆર ઘડી દાહડો રેહેશે તેવારે તારી દરગાહમાં આવી પોંચશે, તે કરતાં હું તારી નજદીક

ઉભો રહ્યો કે જેવારે મારા કેહેવા મોઆફેક વાત ખરી પડેતો જમીન ઉપર બેસું અગર નહીતો મારી નજુમનાં દફતર લાવીને તારી નજદીક આતશમાં બાલી નાંખું. એટલું કહીને તે નજુમી શરવનાં જાહાડની મીશાલ ઉભો. એમ કરતાં જેવારે દાહાડો અગીઆર ઘડી રહ્યો હેવામાં જેહાંપેહેલવાંનના દરવાજા ઉપરથી દરબાંને આવીને અરજ કીધી કે એક એલચી શાંહાંનશી ઉપર શવારછે અને એમ કરી કેહેછેકે હું પાદશાહ અશરતનું નાંમુ લાવીયો છું તેથી શેતાબ મને કેરશાસપને મેલવ.

---

## ખબર થઈ જેહાંપેહેલવાંન કેરશાસ્પને પોતાનાં બાપ શાહ અશરત ઉપર શેકશત આવી તે હકીકત.

જેવારે દરબાંનથી જંગી કેરશાસપે હેવા શખુન શાંભલ્યા તેજ વખત તે એલચીને બોલાવીને નાંમું મુનશી પાશે વંચાવીયું અને એલચીની જુબાંની હકીકત શાંભલીને પોતાનાં દેલ શાથે કેહેવા લાગો કે પેલા નેકબખત નજુમી મોબેદે જે કાંઈ કહીયું તે તમાંમ દરશત હતું પછે તે નજુમી મોબેદને પાદશાહી કપડાંનો શરપાવ આપીને કહીયુંકે માફ કરજે મારેથી તારી શાથે ઘણી નાલાએકી થઈછે. મારી ખાતેર જમે થઈકે એ જમાંનાંમાં તું જેવો શેતારેશનાશ બીજો કોઈ મરદ નથી. એટલું કહી શેતાબ પોતાનાં ઘોડા ઉપર જીન કરાવીને બસો સવાર સાથે લેઈ જાબુલની તરફ રવાંના થાએઓ અને રાતદીન રાહ માપતો બાર હફતાની રાહ એક હફતામાં કાપતો એક પાહડ ઉપર જઈ પોહોચ્યો તાંહાં મશત શેરની જગો હતી અને એક તરફ વાંશનું જંગલ હતું અને બીજી તરફ ખાહી હતી તે જોઈને કેરશાસપે પોતાનાં શવારોને કહીયું કે તમો એ જગો મકાંન કરો. આજરોજે હું એ શેર શાથે લડાઈ કરૂં. એટલા વાસતે હું એકલો એ શેરની લડાઈમો જાઉંછુંકે હું ફાલ જોઉંકે એ શેરનાં જંગલમાંથી એક મશત શેરને કાબુલનો પાદશાહ કરીને હું મારા દીલમાં તેશાથે લડું અને જોઉંકે કોણને ફતેહમંદીછે એટલું કહીને પોતે એકલો તે પાહાડ ઉપર આગલ ચાલ્યો એવામાં ત્રણ શેર મશત હાથી કરતાં ઉંચા વાંશની જાહાડીમાંથી બાહેર નીકલી પોતાનાં પાંઉએ કરી જમીન ખોદીને ખાક ઉખાડવા લાગા અને તેનાં પોકારે કરી તે પાહાડનાં દેલ ચાક થાવાલાગાં. તે શેરમાં એક ઘણો જબરદસ્ત હતો તે કેરશાસપની રાહ બાંધીને હરોલમાં ઉભો તેવારે જેહાંપેહલવાંને એક પોકાર પોતાનાં ઘોડા ઉપર માર્યો પછે શેતાબ એક તીર એ પેકાંનનો ખેંચીને હેવોતો જોરથી તેનાં મોહમાં મારયો કે તેની

જોબાંન તથા હલક સાથે શીવી નાખ્યો. બીજા શેરની તરફ઼ ઘોડો ડપટાવીને એક નેજો હેવોતો મારયોકે તેને જમીન શાથે બરાબર કરી મેલયો તથા તીજા શેરની લડાઈ તલવારે કરી તેને ખાકમાં નાખ્યો. પછે તે શેરનાં નખ તથા દાંત ઉખાડી લીધા અને પોતાનાં શવારો શાથે શેતાબ આગલ ચાલયો તાંહાં રાહમાં એક ગાંમડું દીઠું તે ગાંમડામાં લશકર શાથે દાખલ થયો. તે ગાંમડામાં એક બુઢો બરેહમંન હતો તે બરેહમંન પોતાના દેહેરાંમાં બેશીને જેહાંપેહેલવાંનને બોલાવીને કેહેવા લાગો કે એ શેરમરદ પેહેલવાંન તારૂં નાંમ કેરશાસપ છે અને તારો નેઆગાંન પાદશાહ જંમશેદ થઈ ગીયોછે. હું તુંને કેહુંછુંકે તું પોતાનાં જોર તથા મરદીએ કરી તમાંમ જેહાંનને પોતાનાં તાબામાં લેતાં તુને ઘણી લડાઈ કરવી પડશે અને "મુનહેરાશ "દેવની તું બાજુ બાંધશે અને તે "દેવ"ને મારયાથી તું તમાંમ જેહાંનને બેખોફ઼ કરશે યાને જેહાંન નચીંત થશે. એ શખુન શાંભલીને જેહાંપેહેલવાંન કેહેવા લાગોકે એ બુજોરગ તું જે શખુન બોલેછે તે દરશતછે પણ તુને એ ખબર કાંહાંથી થઈ તેવારે તે બરેહમંને કહીયું કે મારો અંદેશો ઘણો દુરછે તેથી જેકાંઈ દુનીઆંમાં નીપજયું તથા નીપજવાનું હોએ તે મને ખોઆબમાં માલુમ પડેછે. અગર હજુરબી તારી ખાતર નીશાં નહી થતી હોએતો હું કેહેઉંતે તું શાંભલ કે કાલરોજે તેં રાહનાં દરમેઆંનમાં ત્રણ શેર ઘણાં મોટા મારયા અને તુંને એક મોબેદે કેટલીક કહી હતી તેવાર તેને નાંમનજુર પાડી હતી પણ તારબાદ તારા બાપનો એલચી આવ્યા પછે તારી ખાતેર નીશાં થઈ તેથી તેં તે મોબેદને ઘણોએક શરપાવ આપીને તે પાસે માફ઼ માંગી પછે તું બસો સવાર સાથે પોતાનાં બાપની મદદે કાબુલનાં પાદશાહની લડાઈમાં જાએછે પણ તું પોતાની ખાતેર જમેથી જાંણકે કાબુલનાં પાદશાહાની પાદશાહી તું છીનવી લેશે અને તેનો મોલક તારા તાબામાં થશે. એ વધાઈ હું તુંને કેહુંછું વાસતે એક મારો શખુનછે તે તુંબી કબુલ કર કે જેવારે તારૂં જવું નોબાહનાં બુતખાંનાંની તરફ઼ થાએ તારે તાંહાંનાં બુતપરશત લોકોછે તેઓ ઉપર શખતી ના કરતો અગરજો તું એ વાતનો કોલ કરીને શોગંદ ખાએ અને પોતાની નેક અકલે કરી તે શોગંદ પાલેતો તુંને ત્રણ નશીહત કે જે ઘણી ઉમદા તે કહી સંભલાવું, કે જે નશીહતથી તુંને ઘણો ફ઼ાએદો થશે. જેહાંપેહેલવાંન કેરશાસપને તે બરેહમંનનાં શખુન મલ્યા તેથી તે ઉપર ઘણો એતબાર આવ્યો તેથી તેની શાથે કોલ કરી શોગંદ ખાધા કે નોબાહાનાં દેહેરાંમાં જેવારે જાઉં તેવારે તે જગોનાં બુતને તથા બુતપરશત લોકોને હરગેજ આજાર દેઉ નહી અને કોઈ પાસે દેવાડુંબી નહી. પછે તે બહરેમંન કે-

હેવા લાગોકે અગર કાબુલનાં પાદશાહની બેટી પોતાનાં એવાંન ઉપર આ-વીને તારા હાથમાં લાલ શરાબની જાંમ આપે તે તું પીતો મો. તે શરાબમાં ફરેબ થશે વાશતે એટલું કરજેકે તે શરાબ તેનેજ પાજે. તે ઘણીબી મી-નત કરે પણ તું ફરેબ ખાઈને એકાએક તે શરાબ પીતો મો બીજી નશી-હત એછેજે આજ પછે બીજે દાહાડે લશકરની આગલથી તુને રાહામાંથી પોતાનાં ઘરમાં બોલાવે અગરતે ઘણીબી ઓજરખાહી તથા આજેજી કરીને બોલાવે તોબી તું જતો મો. અને તારી જગો કોઈ બીજાને મોકલજે તથા તીજી નશીહત એછેજે તેં જે પેલું શેહેર આબાદ કીધુંછે અને તે-ઉપર ઘણોએક ગંજખજાંનો ખરચ કીધોછે પણ તેની જમીન તમાંમ રે-તીની પેદાએશનીછે તેથી કોઈ દંન તે રેતી વાઆએ કરી ઉડશેતો તે શેહેર તે રેતીમાં ગરકાવ કરી નાંખશે વાસતે તેની આશપાશ લાકડાંનો કોટ ઓ-શતવાર બાંધી લેજે કે તેણે કરી તે રેતીનો કશો આશેબ તે શેહેરને પોંહોં-ચશે નહી. એ ત્રણ નશીહત શાંભલીને જેહાંપેહેલવાંને દેલથી કબુલ કીધી. પછે તે બહરેમંનને શેજદો કરી તે જગોથી વાઆની મીશાલ• રાત દંન આગલ ચાલયા.

હવે પેલી તરફ પાદશાહ અશરત એલચીને રવાને કીધા પછી પોતેબી જાબુલ શેહેરમાંથી ઘણાંક લશકર શાથે બાહેર નીકલી કાબુલી પાદશાહની લડાઈને વાસતે દરમનજલ કુચ દર કુચ આગલ ગીયો.

## બીજી મરતબે શેકશતે ખાધી પાદશાહ અશરતે કાબુલી પાદશાહથી તે વીગરે બીજી હકીકત.

જેવારે બેઉ પાદશાહ એક એક શાથે મોકાબેલ થયા તેવારે બેઉ લશકરે લડાઈની શફે ખેંચી પણ તે બેઉ લશકરનો સુમાર હતોજ નહી એટલું લ-શકર આંમન શાંમંન થયું. પછે લડાઈનાં સવારોએ આમદરફત કર-વામાંડી, પેહેલવાંન લોકો કમીગામાંથી બાહેર નીકલેઆ અને એટલીતો તલ-વારો બાહેર નીકલી કે ગોયા હવા ઉપરથી તલવારનો વરશાદ વરશતો હતો તથા પેચદાર અજદાની મીશાલ સુંડ મરોડતા મશત હાથીઓ મેદાંનમાં નીકલ્યા તે હાથીઓ દાંતનાં જખંમ મારતા તેથી લોહડાંનાં બખતરોમાંથી આતશ રોશંન થવા લાગતો. એ રવેશની શખત લડાઈ થવા લાગી. તેવામાં કાબુલી લશકરનાં હાથીઓએ ગલબો કીધો તેથી જાબુલી લશ-કરનાં હાથીઓ નાશવા લાગા ને જાબુલી લશકરમાં રોશતાખેજ પેદા થઈ-જાબુલી લશકરનાં હાથીઓ કે જે પાછા હટીને નાહાશવા લાગા તેથી પણ

જાબુલી લશકર તે હાથીઓનાં પાંઉ નીચે પાએમાલ થયું તેથી પાદશાહ અશરતે તેઓની પછવાડે પોતાનો ઘોડો નખાવતો જઈને શરવકોઈને નાંમ બનાંમ પાછા બોલાવી કેહેવાલાગો કે તમારા ઉશતાદે તમોને નાશવાનોજ હોનર શીખવેયોછે કે શું ? એરવેશ ઘણુંક શખુન કેહીને થોડાંક લશકર સાથે પાએદાર રહ્યો અને પોતાનાં નાંમ તથા શરમને વાસતે ડાબી તથા જમણી તરફ શવારોને મોકલીને લડાઈ કાએમ રાખી પોતાનાં ઘોડાને ગરંમ કરી નેજાએકરી કાબુલી લશકરનાં શવારોને જીન ઉપરથી ઉઠાવવા લાગો એમકરતાં આશમાંનની આરશીએ કાટ ખાધો યાને આફતાબ ગુરબ થયો તેવારે પાદશાહ અશરતે એક પાહાડની પનાંહ પકડીને તેની નીચે મકાંન કીધો તે જગોનું જંગલ ઘણુંતાજું હતું અને પોતાનાં લશકરમાંથી જેકોઈ નાહાશતા હતા તેઓને તે જગો બોલાવીને સુમાર કીધો તેવાર છશો હાથી તથા તીશ હજાર શવાર કમ થયા અને જેકોઈ જીવતા રહેલા હતા તેબી જખમી તથા શોશત પાણીની શોખારે કરી જાંણુ લબ ઉપર આવેલા હતા પછે હરતરફ તલાયા ફરતા મેલી તમાંમ રાત લશકરે હોશીઆરીથી ગુજારી. જેવારે સુનાંની અશરફીના રંગનો આફતાબ બાહેર નીકલીયો તેવારે કાબુલી પાદશાહનો અજદાપેકર જીહુંડો નજર આયો અને દમબદંમ લશકર બાહેર નીકલયું તેને જોઇ જાબુલી લશકર ઘાભરૂ થવા લાગું અને સરવકોઈ પાદશાહ અશરતને કેહેવા લાગા કે આપણે શું ચારો કરીએ ? દુશમંનતો લડાઈને વાસતે લશકર બાહેર કાહાડેછે અને આપણુ ઉપરતો જેહાંન તંગ થઈછે તેથી શવાર તથા ઘોડા શરવે શોશત થઈ ગીયાછે અને શરવકોઈ ગોયા શોશતીએ કરી મોહોતને પોહોચીયાછે. આપણાં લશકરમાં એક શવાર આસુદે તંનનો અને જખંમ બગરનો નથી તેમજ રાહ ઘણી દુરછે અને દુશમંને પછવાડે લાગુ રહી દુબાલો પકડેયોછે. એ શખુન શાંભલીને પાદશાહ અશરત કેહેવા લાગોકે હવે એક મરતબે આપણે શરવકોઈ એકઠી લડાઈ કરી જોઈએકે યજદાં કોણ ઉપર મેહેરબાંન થાએછે. મરદને તમાંમ કાંમ તથા બેકરારી એ બેહુ ચીજ પાક યજદાંથીછે વાસતે કોઈને ખબર નથી કે આકેબત ફતેહમંદી કોણનેછે બોજરગો ફરમાઈ ગીયાછે કે હરેક શખતીમાં જાંહાંલગી હયાતી હોએ તાંહાંલગી હકતાલાથી ઉમેદ રાખીએ પણ એકાએક નાઉમેદ થઈ પોતાનાં કાંમથી હાથ ઉઠાવીએ નહી અને આપણે જાંણીએકે એ શખતીમાંથી મારી મોરાદ શીરવેશ બર આવશે પણ પાક યજદાં હેવો શાહેબ છેકે શીહા રાતમાંથી શફેદ રોજ જાહેર કરેછે વાસતે તે શાહેબથી નાઉમેદ રહીએ નહી આપણે બેશક કરી જાંણીએ છીએકે આકેબત શરવ કોઈને

મોહોત શેવાએ ખલાશી નથી તો પાદશાહી તખત ઉપર તથા લડાઈમાં મરવું એ બેહુ બરાબરછે એટલું કહીને પોતાનું બખતર મંગાવી કીનાનું નકાર કરાવ્યું. પછે સવાર થાઈને લડાઈની શંક્ શમારી અને કાબુલી લશકરને મોકાબેલ ગીયા અને એક બીજાઉપર તરવાર તથા ગોરજનાં જખંમ મારવા લાગા તેથી દલેરોનાં લોહીએ કરી જમીન શોરખ તથા હવા શીહા થઈ ગઇ તથા દલેરોનાં શર ઉપર ભારી ગોરજ પડતા તેનાં ધંમકારાએ કરી આદમીઓમાં મોટો ઘોઘાટ માલમ થતો હતો. એમ કરતાં આકેબત જાબુલી લોકો આજેજ થયા અને ઘણાંક શવારો ખાકમાં પડયા તેથી તમાંમ લશકરે લડાઈથી મોહો ફેરવ્યું અને બાજે લોકો પાહાડની તરફ નાસીગયા અને બાજે જંગલમાં નાહશવા લાગા. એ રવેશ પોતાનું બખત બરગશતે જોઈને પાદશાહ અશરત અજબ રહેયો પછે તલવાર ઉઠાવીને બાહેર નીકલી પોતાનાં લશરમાંથી બે શવારને જીવથી મારયા અને ઘણાંક શખત શોગંદ ખાધા કે જેકોઈ એ વખત દુશમંનની તરફ પીઠ કરશે યાને પોતાનો જાંન બચાવવાને વાસતે એ જગોથી નાહસશે તે શખશને હું મારે હાથે તલવારનો જખમ મારીને જીવથી મારશ એ શખુન શાંભલીને તમાંમ લશકર નાસવાથી પાછું ફરયું અને એક લડાઈબીજી મરતબે કીધી તે લડાઈમાં એટલીતો ખુનરેજી થઈકે તેનો કાંઈ સુમાર થાએજ નહી. એમ કરતાં તે લડાઈમાં બીજી મરતબે જાબુલી લશકરમાંથી એક હીશો લશકર મારયું ગીયું અને બે હીસ્સા જખમી થયું તે જખમી લોકો પોકાર કરવા લાગા અને પોતાનાં જીવ તથા માલ મતાથી ઉમેદ કાપી બેઠા અને એક હીસ્સો લશકર શલાંમત રહ્યું તે શરવે ઠાકેલા હતા પણ તેવોએ એતેફાકથી મનસુબો કીધોકે આજરોજે આફતાબ ગરબ થાએ તાંહાંલગી આપણે જીવથી કોશેશ કરીને લડાઈ કરીએ અને રાતને વખત હરેક ચારો કરી એ મોહોતનાં ઘરમાંથી છુટીએ યાને દેહેરા તંબુ પડતા મેલીને નાહાશી જઈએ. હેવો મનસુબો કરીને એક મરતબે શમશેર તથા ગોરજ ઉઠાવીને શરવકોઈ લડાઈમાં પડયા અને શખત લડાઈ કરવા લાગા. એમ કરતાં જેવારે આફતાબનું મોહો જરાજરા છુપાવા લાગું તે વખત એકાએક પાહાડ ઉપરથી દીદબાંને પોકાર મારયો અને કહીયુંકે જેહાંપેહેલવાન કેરશાસપનો જુનડો જંગલમાં દુર નજર આવેછે તે શખુનનું શાંભલવું કે જાબુલી લશકરમાં ખુશીનો પોકાર ઉઠયો અને પેલા જખમી લોકો હેવાતો હોશીઆર થયાકે ગોયા તેઓનાં તંન ઉપર જખમ લાગાતાજ નહી. એરવેશ શરવકોઈ ખુશીમાં આયા અને શાદીનાં નગારાં તથા કરનાએનાં આવાજે કરી જંગલનાં શેર તથા શીંહ રાહ ભુલી ગીયા અને જાબુલી લ-

શકરનાં એક એક શવારને દશદશ પેહેલવાનનું જોર આયું અને પાદશાહ અશરતે શેતાબ કેટલાક અમીરોને જેહાંપેહેલવાંનને એશતેકબાલ મોકલીને પોતાનો તમાંમ અહેવાલ કેહેવાડયો.

પેલી તરફ કાબુલી લશકરનાં લોકોને હેવું ગુમાંન હતું કે જાબુલી લશકર અમશથકો જુઠો ઢાગો કરીને શાદીનાં નકારાં વજાડેછે—વાસતે હેવો ઢાગો કરીને રાતનાં નાહાશી જશે. હેવું ગુમાંન શરવ કોઈને હતું પણ જેહાંપેહેલવાંનને આવ્યાની તો તેઓને ખબર હતીજ નહી તેથી રાતને વખત શરવકોઈએ લડાઈ બંધ કીધી અને જેહાંપેહેલવાંન કેરશાપે પોતાનાં બાપનાં લશકરમાંનાં જેકોઈ જાબુલી લોકો નાશતા હતા તેઓને પાછા ફેરવી સુમાર કાડયો તેથી દશહજાર શવાર થયા. એમ કરતાં શેતાબીથી પાદશાહ અશરતની નજદીક આવી પોંહોંચ્યો તેનો હાલ તબાહી ભરેલો દીઠો કે દુશમંન લોકોએ ગલબો ઘણો કીધેલો હતો તેથી પાદશાહ અશરત ઘણો દલગીર બેઠેલો હતો. હેવો માંમલો જોઈને તેજ વખત ગોસામાં આવી કીનાંની કમર બાંધી અને પોતાનાં બાપનાં લશકરનાં પેહેલવાંનોની ખબર પુછીકે તે લોકો નજર નથી આવતા તે કાંહાંછે? તેવારે શરવકોઈ કેહેવા લાગા કે તે લોકોતો દુશમંન લોકોનાં હાથઉપર માર્યા ગીયા અને જુજબી હએઆતછે પણ તેબી જખમી થઈને પડેલાછે તેથી રાત દંન જખમનાં દરદથી પોકાર કરેછે. જેવારે એ હકીકત સાંભલી તેવારે જેહાંપેહેલવાંન કેરશાસપ એવોતો ગોસામાં આયોકે તેની ગરમીથી તેનાં તંનમાં તપ ચહડી આવી અને પોતે શખત શોગંદ ખાધાકે આજની રાતમાં તે જાબુલી પેહેલવાંનોનો કીનો કાબુલનાં પાદશાહ ઉપર લેઉં અને તે નાપાક હીંદી ઉપર હેવીતો તલવાર મારૂંકે તેઓનાં લોહીએ કરી રાતનો શીહા રંગછે તે લાલાનાં ફુલની મીશાલ શોરખ નજર આવે. એકતો રાત શીહા તથા માહારો ઘોડોબી શીહા તથા કાબુલી લોકોનાં તંન શીહા તથા તેઓનાં દેલબી શીહાછે તો મારા ભારી ગોરજે કરી તેઓનાં બખત હેવાં શીહા કરી નાંખુ કે તે પોતાનાં બખત ઉપર જારજાર રોએ.

---

તમામ થયું કેરશાસ્પ નામું વાલમ પેહલું.

---

# દારાબ નામું.

**કીંમત—સાદી બંધાઇનો રૂ૦ ાા તથા ઍમબોસનો રૂ. એક.**

શેર્ઈનતન અસપંદીઆરનો બેટો શાહનશાહ બમન આપણી ઈરાની તવારીખમાં મોટો દેલાવર તેમ જુલમી શાહાનશાહ કેહવાયો છે, તે શાહાનશાહ બમનના મોત પાછલ શાહનશાજાદી હોમાય જે તે શાહાનશાહની રાણી થાય તેને ઇરાંનનું તખત ને તાજ મલ્યું. શાહનશાહજાંદી હોમાયને ઈરાનની પાદશાહાત ચલાવવાનો લોભ લાગાથી તેણીને શાહનશાહ બમનથી હમેલ હતા તેથી બેટો પેદા થયો તેને ગુપચુપ એક સંદુકમાં બંધ કરી દરીયાવમાં નખાવી દીધો. તે એક ધોબીને હાથ લાગી, અને તેને ખોલતાં એક આફતાબી ઝળકાટનો બેટો તથા બેમુલ ઝવેરાત મલ્યું. દરયાના પાણીમાંથી છોકરો મળ્યાથી તેણે તેનું નામ દારા પાડ્યું અને તેને કશું ફરજંદ નહી હોયાથી મોટી મોહબતથી તેની જતન કરી ઉછેરવા લાગો. પાદશાહી તોખમ તેથી તેને પગલે તે ધોબીને બેહદ ઘરાકી વધી અને તે ધોબીઓનો ગોયા સરદાર જેવો થઈ પડયો. દારાબ જેહાનને તાજુબ કરે તેવો દીલાવર નીકળ્યો. તે પોતાની મેલેજ તીરંદાજી કરવા અને ઘોડા ઉપર સવારી લેવા શીખ્યો તથા શીકારબાજીમાં માહચુનનદો નીવડયો. તે શાહાજાદા સંગાતે શીકારબાજીમાં લડયો તેમાં શાહાજાદો માર ખાઈ હટયો. આ વખતથી તે ધોબીને તાંહાંથી પાદશાહને તાહાંને તે પાદશાહને તાંહાથી ઈરાનને અપાતી ચોહાઈની ખટપટમાં વીટલાયો. એક વેળા તે ઇરાની દરબારમાં બંદવા તરીકે હાજર થયો. આ દરબારમાં હોમાય રાબેતા મુઆફક પોતાનાં શાહાનશાહી તખત ઉપર બીરાજી હતી, તે નવજવાન દારાબને જોતાંજ પોતાનાં દીલમાં બેહદ બેચેન થઈ. હોમાયને દીલમાં ઘણીક એવી છુપી અસર ને નીશાની થઈ કે તેથી દરયાવના વેહતા પાણીમાં નખાવેલી સંદુકની યાદ આવી અને ચોંકી! એ રીતે નામદારી મેલવેલો બંદવો દારાબ ઇરાનની જેહાન આશકારા બુલંદ પાદશાહાત ચલાવનારની નેવામાં ઇજત ને શીકર ઉપજાવનાર થઈ પડયો. શાહનશાહ હોમાય સાથ આ બનાવ પછેથી તેમ બીજા બેહદ નામદારીના કામમાં ગુતાયો તેનું બયાન આ ટુક જાહેર ખબરમાં દરૂસ્ત નહીં જાણી તે સદાબરૂ તેના નામામાંજ વાંચવાનું બેહદ રસ ઉપજાવનાર જાણી સોંફ્યું છે. આ નામામાં અસલી શરાવાલ તથા બયાન લીધામાં આવ્યુંછે, સુધારો માત્ર વાક્ય રચનામાંજ કર્યોછે, આ નામું અવલ છપાયું ત્યારે તેની કીંમત રૂ. ૩ હતી તેની હાલમાં સાદી બંધાઇનો રૂ ૦ાા તથા કપડાની સુંદર ઍમબોસ બંધાઈનો રૂ૦ એક લેવાનું ઠેરાવ્યુંછે. નફાની આશા એક કોર મેલીને સસતું વાંચન ફેલાવાનું નામ કાઢવાનીજ નેમ રાખી છે. ખાસ વ આમ આ નામાની કદરશનાશ થશે. પોસ્ટેજ ૦)—ાા પડશે.

